श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-प्रमेय-प्रकरणम् ।)

## पञ्चदशोऽध्यायः ।

राजसप्रक्रिया पूर्णा तत्त्वैरिन्द्रियशोधिका ।

निरूपिता नातियत्ना सात्त्विकी त्वधुनोच्यते ॥१॥

अध्यायैरेकविंशत्या वसुदेवमखावधि ।

चतुर्धा रूप्यते षड्भिः षड्भिस्त्रिभिस्तथा ॥२॥

अर्थो धर्मस्तथा कामः मोक्षश्च त्रिविधोऽन्ततः ।

प्रकीर्णकाख्यानवती प्रक्रियेयमिहोच्यते ॥३॥

नात्र क्रमविवक्षा हि नृगः पूर्वं निरूप्यते ।

गोप्यः पश्चात्ततो मिथ्यावासुदेवः प्रकीर्तितः ॥४॥

धर्मकामार्थयुक्ता हि प्रमाणेनैव पोषिताः ।

द्विविदो लक्ष्मणा चैव नारदश्च त्रयः स्मृताः ॥५॥

एतेषामर्थसिद्धिर्हि षड्विधा प्रोच्यते स्फुटैः ।

ततः साधारणो धर्मो त्रिविधः पञ्चभिस्ततः ॥६॥

यथा कामकथा षडिभःस्त्रिभिर्मोक्षस्तथोच्यते।
अर्थोऽनर्थः सर्वथैव धर्मार्थमपि योजितः।।७।।
तस्यापि भगवानर्थः स निरुद्धः फले परम् ।
अर्थो ब्राह्मणसम्बन्धरहितश्चेत् परः स्मृतः ।।८।।
दृष्टान्ततो निरूप्यादौ भगवानाह तत् स्फूटम् ।
उत्तरार्धे पञ्चदशे नृगमोक्षो निरूप्यते ।।९।।
शिक्षा च सात्त्विके भावे राजसा यादवा यतः ।

## દશમ સ્કંધ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ
## "સાત્વિક પ્રમેય પ્રકરણ"
## અધ્યાય પંદરમો




કારિકાઓ :

કારિકા-૧ : ઈંદ્રિયોને શુધ્ધ કરનાર રાજસ પ્રકરણનું અઠાવીસ અધ્યાયોથી થોડા યત્નથી પૂરૂં નિરૂપણ કર્યું. વસુદેવના યજ્ઞ સુધી એકવીશ અધ્યાયોથી હવે સાત્ત્વિક પ્રકરણ કહેવામાં આવે છે. (૧)

કારિકા-૨-૩ : છ, છ, છ, તેમજ ત્રણ અધ્યાયોથી ચાર પ્રકારે ધર્મ, અર્થ, કામ અને અંતે મોક્ષનું નિરૂપણ કરવામાં આવે છે. આ છૂટાછવાયા આખ્યાનોવાળુ પ્રકરણ અહીં કહેવામાં આવે છે.(૨-૩)

કારિકા-૪-૫ : અહીં અનુક્રમની ઈચ્છા રાખેલ નથી. કારણ કે નૃગનું અહીં નિરૂપણ કરેલ છે. પછી ગોપીઓની અને પછી મિથ્યા વાસુદેવની કથા કહેલી છે. આ ત્રણ અનુક્રમે ધર્મ, અર્થ અને કામ સાધનવાળા છે. પ્રમાણથી જ પોષાયેલા છે. દ્વિવિદ, લક્ષ્મણા અને નારદ એ ત્રણ પણ તેવી રીતે પ્રમાણથી પોષાયેલા છે.(૪-૫)

કારિકા-૬ : આમને અર્થની પ્રાપ્તિ છ અધ્યાયોથી છ પ્રકારે કહેલી છે. પછી સાધારણ ધર્મ એક અધ્યાયથી અને પછી પાંચ અધ્યાયોથી વિશેષ ધર્મ

કહેલો છે. જેમ છ અધ્યાયથી કામની કથા કહી છે. તેમ ત્રણ અધ્યાયોમાં મોક્ષ કહેલો છે.(૬)

કારિકા-૭ : ધર્મ માટે યોજેલું હોવા છતાં ધન સર્વ પ્રકારે અનર્થરૂપ છે. તેનો અર્થ ભગવાન જ છે. પરંતુ ફલની કામના હોય ત્યારે તે ઢંકાયેલા રહે છે.(૭)

કારિકા-૮ : ધન જો બ્રાહ્મણના સંબંધ વિનાનું હોય તો ઉત્તમ ગણાયેલું છે. આરંભમાં દષ્ટાંતથી જણાવી ભગવાન તે સ્પષ્ટ કહે છે.(૮)

કારિકા-૯ : ઉત્તરાર્ધમાં પંદરમા અધ્યાયમાં નૃગનો મોક્ષ અને સાત્ત્વિક ભાવનો બંધ જણાવવામાં આવે છે. કારણ કે યાદવો રાજસ છે.(૯)

अतः परं स्कन्धसमाप्तिपर्यन्तं प्रकीर्णकाः काथाः निरोधोपयोगाय निरूप्यन्ते । तत्र प्रथमं नृगमोक्षो निरूप्यते । नृगो नाम कश्चिद्राजा अर्थवान् दानधर्मपरः ब्राह्मणार्थसंसर्गादनर्थं प्राप्तः, तस्यापि भगवान् उद्धारकः, अधर्मभावादुदधृत्य स्वर्गं प्रापयिष्यति, ततः स सर्वतो निरुद्धः भगवन्माहात्म्यं दृष्ट्वा विस्मृतप्रपञ्चः भगवदेकपरो भविष्यति । तदत्र भगवाननिरुद्धरूपः तमुद्धृत्य धर्मं ग्राहयामास । कथाक्रमे तु देवान्तरभक्तः यथानर्थं प्राप्तवान्, एवं धर्मपरोऽपि नृग इति वदन् अर्थविषये धर्मतत्त्वमुच्यते । तत्र प्रथमं नृगस्य कृकलासशरीरादपगमो निरूप्यते एकदोपवनमिति षड्भिः ।

श्रीशुक उवाच -

**एकदोपवनं राजन् जग्मुर्यदुकुमारकाः।**
**विहर्तुं साम्बप्रद्युम्नचारुभानुगदादय : ॥१॥**




स्त्रियो हि भगवान्माहात्म्यं दृष्टवत्यः, वालकास्तु न जानन्तीति तेभ्य एवानर्थ उत्पत्स्यत इति ब्राह्मणातिक्रमो न कर्तव्य इति तान् वोधयितुं तद्वारैव नृगमोक्षो निरूप्यते । एकदा सर्व एव वालकाः क्रीडार्थं द्वारकाया उपवनं जग्मुः । दुर्गादुत्तीर्य पुराणद्वारका उपवनत्वेन स्थिता, 'क्रीडायां गुप्तस्थान'मिति रक्षकैर्निरुद्धमप्युपवनं

यदुकुमारकाः रक्षकैरनिराध्याः जग्मुः । तत्र भगवत्पुत्राणां विशेषतो नामान्याह साम्बप्रद्युम्नेति । विहर्तुमेव गताः । साम्बोऽग्रेऽनर्थहेतुरिति स एव मुख्य उपदेष्टव्य इति प्रथमं निर्देशः । प्रद्युम्नः सर्वमान्यो महासमर्थः । तथापि नृगोद्धारे न समर्थ इति वक्तुं निरूपितः । चारुस्तेषामेव दशमः । भानुर्नाग्नजित्याः प्रथमः । गदादयो भ्रातरः ॥१॥

क्रीडां प्रस्तावनार्थमुक्त्वा प्रासङ्गिकमाह क्रीडित्वेति ।

અહીંથી સ્કંધ પૂરો થાય ત્યાં સુધી છૂટી છવાઈ કથાઓ કહેવામાં આવે છે. તે પૈકી નૃગનો મોક્ષ આરંભમાં કહેવામાં આવે છે.

નૃગ નામનો રાજા ધનવાન અને દાનરૂપી ધર્મ કરવામાં આસક્તિવાળો હતો. બ્રાહ્મણના ધનનો સંબંધ થવાને કારણે દુઃખમાં પડયો. તેનો ઉદ્ધાર કરનાર ભગવાન અધમ સ્થિતિમાંથી ઉદ્ધાર કરી તેને સ્વર્ગ પ્રાપ્ત કરાવશે પછી તેનો નિરોધ થતાં ભગવાનનું મહાત્મ્ય જોઈને પ્રપંચને ભૂલેલો તે માત્ર ભગવાનમાં જ આસક્તિવાળો થશે. અહીં આ અધ્યાયમાં અનિરૂધ્ધ ભગવાને તેનો ઉધ્ધાર કરી તેને ધર્મનો બોધ કરેલો છે.

કથાના ક્રમ પ્રમાણે તો જેમ બીજાના ભક્ત બાણને પીડા થઈ, એ પ્રમાણે ધર્મમાં આસક્તિવાળો નૃગને પણ થયું. એમ ધર્મનું તત્વ કહેવામાં આવે છે. તે પૈકી આરંભમાં નીચેના છ શ્લોકોથી નૃગ ગરોડાના શરીરનો ત્યાગ કરે છે એમ કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *હે રાજન ! એક સમયે સાંબ, પ્રદ્યુમ્ન, ચારૂભાનુ, ગદ વિગેરે યાવદકુમારો વિહાર કરવા ઉપવનમાં ગયાં. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે સ્ત્રીઓએ ભગવાનનું મહાત્મ્ય જોયેલું પરંતુ બાળકો તે જાણતા ન હતા. તેથી બાળકોને અનર્થ ઉત્પન્ન થવાનો છે. તેથી 'બ્રાહ્મણોની અવગણના કરવી' એવો તેમને બોધ આપવા તેઓની મારફત નૃગના મોક્ષનું વર્ણન કરવામાં આવે છે.

એક સમયે બધાએ બાળકો વિહાર કરવા દ્વારકાના ઉપવનમાં ગયા. કિલ્લામાંથી બહાર નીકળીને જુની દ્વારકાના ઉપવનમાં તે છૂંપુ સ્થાન હોવાથી યાદવકુમારો ત્યાં ગયા. સાંબ, પ્રદ્યુમ્ન, વિગેરે એમ યાદવકુમારોના નામો કહે છે. તેઓ વિહાર કરવા જ ગયેલા. ભવિષ્યમાં સાંબ અનર્થનું કારણ થવાનો હોવાથી તેને પહેલો કહેલો છે. પ્રદ્યુમ્ન ઘણો શક્તિમાન હતો. છતાં પણ નૃગને બહાર કાઢવાની તેનામાં શક્તિ ન હતી. એમ કહેવા તેને જણાવેલ છે. ચારૂ તે પ્રદ્યુમ્નના ભાઈઓમાં દશમો હતો. ભાનુ નાગ્નજીતીનો મોટો પુત્ર હતો. ગદ વિગેરે ભગવાનના ભાઈઓ હતા. (૧)

નીચેના શ્લોકથી હવે વૃતાંત કહે છે.



**क्रीडित्वा सुचिरं तत्र विचिन्वन्तः पिपासिताः।**
**जलं निरुदके कूपे ददृशुः सत्त्वमद्भुतम् ॥२॥**

समुद्रतीरस्थाने मिष्टं जलं दुर्लभमिति जलान्वेषणार्थं प्रवृत्ताः, कूपास्तत्र सम्भवन्तीति । ते हि बालका अनभिज्ञाः अभिज्ञाश्च प्रवेशं न लभन्त इति जलं विचिन्वन्तः कूपे अद्भुतं विचित्रं सत्त्वं ददृशुः । सर्वलोकविलक्षणत्वादद्भुतं तं वर्णयति। अनेन भगवदीयानां क्रीडास्थाने पूर्वकृतो धर्मः साधनतामान्न इति निरूपितम्। सर्वस्यापि धर्मस्यैतावन्मात्रे उपक्षयात् ॥२॥

<u>શ્લોકાર્થ -૨ :</u> *ત્યાં લાંબા સમય સુધી રમત કરીને, તરસ્યાં થતાં જલ શોધતાં તેઓએ જલ વિનાના કૂવામાં અદ્‌ભૂત પ્રાણી જોયું.(૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સમુદ્રના કાંઠે આવેલા સ્થાનમાં મીઠુ જલ મળવું દુર્લભ હોવાથી તેઓએ જલ શોધવા પ્રવૃતિ કરી. તેઓ બાળક એટલે અજાણ હતા. તેથી જલ શોધતાં તેઓએ કૂવામાં 'અદ્‌ભૂત' એટલે વિચિત્ર પ્રાણી જોયું. તે અદ્‌ભૂત પ્રાણીનું વાર્ણન કરે છે. આથી એમ જણાવે છે કે પહેલાં કહેલો ધર્મ ભગવદીયોના રમતના સ્થાનમાં સાધનરૂપ થાય છે. કારણ કે બધા નૃગના ધર્મનો આટલામાં જ ક્ષય થાય છે.(૨)

**कृकलासं गिरिनिभं वीक्ष्य विस्मितमानसाः ।**
**तस्य चोद्धरणे यत्नं चक्रुस्ते कृपयान्विताः ।३।।**

कृकलासमिति जातिविशेषः । स भवति प्रायेण सूक्ष्मः । गिरिनिभत्वं तस्याश्चर्यकरम् । ततस्तान् दृष्ट्वा समारोढुमियेष, न तु शक्तः, अर्धस्थाने समागत्य पुनः पुनः पतति । ततस्तदृष्टवशात् हन्तव्येऽपि शरीरे दयोत्पन्नेति तेषामुद्धारार्थं प्रयत्नमाह तस्य चौद्धरणे यत्नं चक्रुरिति । चोऽपीत्यर्थे। वस्तुतस्तु हन्तव्य एव । 'अपि कृकलास'मित्यत्र श्रुतौ तथा निरूपणात् । ततो हस्तात्पतितं तं वहव एव वाधस्तादुत्तीर्य कृपया पीडिताः ।।३।।

<u>શ્લોકાર્થ -૩ :</u> પર્વત જેવડો ગરોળો જોઈને મનમાં વિસ્મય પામેલા તેઓ દયાળુ થયા અને તેને બહાર કાઢવાના પ્રયત્નો પણ કર્યા.(૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ગરોળો એ આરૂક પ્રાણીની જાત છે. તે ઘણા ભાગે નાનો હોય છે. તેનું પર્વત જેવડા હોવાનું આશ્ચર્યકારક હતું. પછી તે કુમારોને જોઈને તેને ઉપર ચઢવા પ્રયત્ન કર્યો. પછી ચઢી શક્યો નહિ. તે અડધા સ્થાને આવી પાછો પડી જતો હતો. વારંવારમા તે પડી જતો હતો. પછી તેના નસીબને લીધે હણવા યોગ્ય ગરોળાના દેહ ઉપર તેમને દયા આવી તેથી તેને બહાર કાઢવા કરેલો પ્રયત્ન કહે છે. 'ચ' શબ્દ 'પણ' ના અર્થમાં યોજાયેલો છે.(૩)

**चर्मजैस्तान्तवैः पाशैर्बद्ध्वा पतितमर्भकाः।**
**नाशक्नुवन्समुद्धर्तुं कृष्णाया चख्युरुत्सुकाः ।।४।।**

चर्मभिः चर्मोपरि तं पातयित्वा पतितस्तान्तवपाशान् बद्धवा सर्वतः स्थिताः तदुद्धारे यत्नं कृतवन्तः। तथापि समुद्धर्तुं नाशक्नुवन्, अलौकिकत्वात् । अलौकिके भगवानेव साधनमिति मत्वा कृष्णायाचख्युः । यद्यपि विशेपसाधनैवरुद्धर्तव्यो भवति, तथापि उत्सुकाः सन्तः कृष्णायैवाचख्युः । औत्सुक्यं चित्तोल्लासो विवेकासहिष्णुः ।।४।।

तदा भगवान् योनित एव तदुद्धारं कृतवानित्याह तत्र गत्वेति ।

<u>શ્લોકાર્થ -૪ :</u> 'ગરોળીને પણ' એ શ્રુતિમાં, વાસ્તવિક રીતે તો તેને હણવા યોગ્ય જ છે. પછી પોતાના હાથમાંથી પડી ગયેલાને દુઃખી થયેલા કુમારોએ કૂવામાં ઉતરીને પડી ગયેલા ગરોળાને ચામડાના અને સુતરના બંધનોથી બાંધીને બહાર કાઢી શક્યા નહિ. તેથી તેમને શ્રીકૃષ્ણને કહ્યું.(૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ચામડાથી એટલે ચામડા ઉપર તેને નાખીને આસપાસ સુતરના બંધનો બાંધીને તેને બહાર કાઢી શક્યા નહિ. 'અલૌકિક વિષયમાં ભગવાન જ સાધન' છે. એમ માની તેઓએ શ્રીકૃષ્ણને કહ્યું. ઉત્સુકતાપણું એટલે વિવેક સહન ન કરે તેવી મનની ઉલટ.(૪)

પછી ભગવાને ગરોળાને યોનિમાંથી તેનો ઉદ્ધાર કર્યો એમ નીચેના શ્લોકમાં કહે છે.



**तत्रागत्यारविन्दाक्षो भगवान्विश्वभावन : ।**
**वीक्ष्योज्जहार वामेन तं करेण स लीलया ॥५॥**

दृष्टयैव सर्वतापहारकः भगवान् सर्वसमर्थः विश्वमेवानुभावयतीति उद्धारकरूपमवलम्ब्यागत इति तदुद्धारोऽपि तस्य युक्त एव । उद्धारमाह वीक्ष्योज्जहारेति । ज्ञात्वास्य कर्मभोगक्षयो जात इति । वामेन करेणेति । लीलां सामर्थ्यातिशयं च ज्ञापयितुम् । वामो हस्तःदैत्यहितकारी, दक्षिणो देवानामिति देवपक्षपातिना तदुद्धाराभावः सूचितः । लीलयेति । स्वस्य कारणाभावादपि यथा अन्या लीला कदाचिद्धर्ममपि बाधते ॥५॥

ततो यज्जातं तदाह स उत्तमश्लोकेति ।

<u>શ્લોકાર્થ -૫ :</u> કમળ જેવા નયનવાળા, વિશ્વને આનંદ કરનાર ભગવાને ત્યાં જઈને તેને જોઈને તેમણે ડાબા કરથી તેને સહેલાઈથી બહાર કાઢયો.(૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દષ્ટિથી જ દુઃખ હરનાર, સર્વ શક્તિવાળો ભગવાન વિશ્વને પણ આનંદ કરાવનાર હોવાથી, ઉદ્ધાર કરનારનું રૂપ ધારણ કરી અવતરેલા હોવાથી તેનો પણ તે ઉદ્ધાર કરે તે યોગ્ય જ છે; 'જોઈને' એટલે એના કર્મનો ભોગ પુરો થયો છે એમ જાણીને તેને બહાર કાઢયો. એમ

તેનો ઉદ્ધાર કહેલો છે.(૫)

'ડાબા કરથી' શબ્દો યોજેલા છે. 'ડાબો કર દૈત્યોનું હિત કરનારો છે. જમણો કર દેવોનું હિત કરનારો છે.' તેથી દેવનો પક્ષપાત કરનારાથી તેનો ઉદ્ધાર થાય તેમ નહતું એમ સૂચવેલું છે. તેનો ઉદ્ધાર કરવાનું કારણ ન હોવા છતાં જેમ બીજી લીલા કોઇ પ્રસંગે ધર્મથી વિરૂધ્ધ કરે છે. તેમ આ ધર્મથી વિરૂધ્ધ લીલા કરી છે.

**स उत्तमश्लोककराभिमृष्टो विहाय सद्यः कृकलासरूपम्।**
**संतप्तचामीकरचारुवर्णः स्वर्ग्यद्भुतालंकरणाम्बरस्त्रक् ॥६॥**

करेणाभिमृष्टः भगवत्स्पर्शेन कारणदोषे निवृत्ते उपष्टम्भकाभावात् (तत्) शरीरे पतिते स्वर्गोपभोगयोग्यं शरीरं प्राप्तवानिति तद्वर्णयति संतप्तेति। आवर्त्यमानसुवर्णवर्णः ।स्वर्गि स्वर्गसम्बन्धि स्वर्गोऽस्यास्तीति । स्वर्गिणामपि वा अद्भुतानि अलङ्करणान्यम्बराणि स्त्रजश्च यस्मिन् । तादृशो जात इत्यर्थात् वभूवेति । अस्तिभवत्योः सर्वत्र प्रयोगात् ॥६॥

ततो निर्धार्य स्वरूपं ज्ञापयित्वा प्रेषणीय इति स्वतः कथने विश्वासो न जायेतेति तद्वारैव वक्तुं तद्वृत्तान्तं पप्रच्छ ।

<u>શ્લોકાર્થ - ૬ :</u> *ઉત્તમ કીર્તિવાળાના કરથી સ્પર્શાયેલા તે તરત જ ગરોળાનો દેહ ત્યજી, સારી રીતે તપેલા સુવર્ણના જેવા રંગવાળો અને સ્વર્ગમાં રહેનારાઓના અદ્દભૂત આભરણ વસ્ત્ર અને માલાવાળો થયો.(૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાનના સ્પર્શને લીધે દેહના દોષ દૂર થતાં આધાર ન રહેતાં તે દેહ પડયો. પણ તેને બીજુ શરીર સ્વર્ગ નો ઉપભોગ કરવા પ્રાપ્ત થયું. ફરી ફરીને તપાવેલા સુવર્ણના જેવા રંગવાળો, આને સ્વર્ગ પ્રાપ્ત થયેલ છે. તેથી સ્વર્ગના સંબંધવાળો અથવા સ્વર્ગમાં રહેનારાઓને માટે પણ અદ્દભૂત આભરણો વસ્ત્રો અને માલાઓ હતી જેના પર તેવો તે થયો. કારણ કે 'હોવું,થવું' એ ધાતુઓ સર્વત્ર યોજાય છે. પછી બાળકોને આનું સ્વરૂપ જણાવીને આને હવે મોકલી દેવો એવો નિશ્ચય કરીને તેની મારફત તેનું સ્વરૂપ

જણાવવા તેનું વૃતાંત નીચેના શ્લોકથી પૂછે છે.(૬)

**पप्रच्छ विद्वानपि तन्निदानं जनेषु विख्यापयितुं मुकुन्द: ।**
**कस्त्वं महाभाग वरेण्यरूपो देवोत्तमं त्वां गणयामि नूनम् ॥७॥**

ज्ञात्वा प्रश्नो न कर्तव्य इति सर्वेषां सामान्यनिरोधं कर्तुं अयुक्तमपि करोतीति विद्वानपीत्युक्तवान् । विधिरत्र प्रमेये न नियामक इति न भगवतो विहितं निषिद्धं वा किञ्चिदस्ति । वचनस्यापि प्रयोजनमाह जनेषु विख्यापयितुमिति । तस्य दानं लोके विख्यापनीयम्, अन्यथा 'धर्मः क्षरति कीर्तना'दिति तस्य धर्मक्षयो भवेत् । भगवता पृष्टेन तु वक्तव्यमेव । नन्वेतदपि किमर्थमिति चेत्, तत्राह मुकुन्द इति । अग्रे मोक्षो देयः, स च कीर्तिमत एव भवतीति कीर्तिख्यापनार्थं निरोधार्थं वा । अतिकीर्तिमानन्यत्र न प्रवर्तत इति निरोधानन्तरमेव मुक्तिलीलेति । प्रश्नमाह कस्त्वं महाभागेति । भाग्यं धर्मस्योत्तमं तेजः तदुपकरोति सर्वत्र, महद्भाग्यं यस्येति । महाभागेति सम्बोधनमकस्मादेवंभावे तव सुकृतमस्तीति ज्ञापितम् । वरेण्यरूप इति । सहजमेतन्न रूपम्, अत एवं ज्ञायते किञ्चिदुत्कृष्टं कर्मास्तीति, अन्यथा अपृष्टं स्वधर्मं कथं वदेत्, कथिते स्वर्गो न भविष्यतीति तच्छङ्कां निवारयितुमाह देवोत्तमं त्वां गणयामि नूनमिति। देवेषु स्वर्गः प्रतिष्ठिः, तत्राप्युत्तमेषु, तत्राप्यहं गणयामि, नहि मद्गणितं कश्चिदन्यथा कुर्यात् ॥७॥

दोषोऽपि वक्तव्य इत्याह दशामिमां वेति ।

<u>શ્લોકાર્થ -૭ :</u> *તેનું કારણ જાણતા હોવા છતાં લોકોને જણાવવા માટે મુકુંદે પૂછયું. હે મહાભાગ્યવાળાં ! ઉત્તમ દેહવાળો તું કોણ છે ? હું તને દેવોમાં ઉત્તમ ગણું છું.(૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જાણતા હોઈએ તો પ્રશ્ન ન કરવો જોઈએ પણ ભગવાન નિરોધ કરવા માટે અયોગ્ય કાર્ય પણ કરે છે એમ કહેલું છે. 'પ્રમેય ભગવાનના સંબંધમાં વેદની આજ્ઞાનો અધિકાર ચાલતો નથી' તેથી વેદની કોઈપણ આજ્ઞા ભગવાનને લાગુ પડતી નથી.

'લોકોને જણાવવા માટે' શબ્દોથી પ્રશ્નનું પ્રયોજન કહેલું છે. તેને કહેલું દાન લોકોને જણાવવું જોઈએ. બીજા પ્રકારે જણાવવામાં આવે તો 'જાહેર કરવાથી ધર્મનો ક્ષય થાય છે.' એ નિયમ પ્રમાણે ધર્મનો ક્ષય થાય પરંતુ ભગવાન પ્રશ્ન કરે ત્યારે કહેવું જ જોઈએ.

આ પ્રશ્ન શા માટે કર્યો? એવી શંકા થાય તેથી ત્યાં 'મુકુંદ' શબ્દ યોજેલ છે. ભવિષ્યમાં તેને મોક્ષ આપવાનો છે. અને તે કીર્તિવાળાને જ પ્રાપ્ત થાય તેથી તેની કીર્તિ જણાવવા તેનો નિરોધ કરવા પ્રશ્ન કહેલો છે. હે મહાભાગ્યવાન ! તું કોણ છે? શબ્દોથી પ્રશ્ન કહે છે. ભાગ્ય એ તો ધર્મનું ઉત્તમ તેજ છે. મોટુ ભાગ્ય છે જેનું એવું 'મહા ભાગ્યવાન' એ સંબોધનથી જણાવેલ છે. 'ઉત્તમ દેહવાળો' વિશેષણથી આ દેહ કુદરતી નથી. પણ તેને પ્રાપ્ત કરવામાં તારૂ ઉત્તમ કર્મ છે. તેમ ન હોય તો પોતે કરેલ કર્મ નૃગ શા માટે કહે?

સુકૃત કહેવામાં આવશે તો સ્વર્ગ પ્રાપ્ત થશે નહિ. એવી શંકા દૂર કરવા 'હું ખરેખર તને દેવોમાં ઉત્તમ ગણું છું.' એવા શબ્દો યોજેલા છે. દેવોને સ્વર્ગ અપાવેલું છે. તેઓ પૈકી પણ તું ઉત્તમ છે. તેમાં પણ હું તારી ગણના કરૂં છું. કારણ કે મારી ગણત્રી કોઈ ખોટી પાડી શકે નહિ. તારો દોષ પણ કહે એમ નીચેના શ્લોકથી કહે છે.(૭)

दशामिमां वा कतमेन कर्मणा संप्रापितो ह्यतदर्हः सुभद्र ।
आत्मानमाख्याहि विवित्सतां नो यन्मन्यसे चेत् क्षमगत्र वक्तुम् ॥८॥

उत्तमस्य अपकृष्टं कर्म न सम्भवति । येन कृकलासरूप भवेत् । अत उत्कृष्टमेव कर्म प्रकारविशेषापन्नं सत्कर्मैव किञ्चिद्भविष्यतीति तं प्रकारं श्रोतुं प्रश्नः कृतमनेति । सम्यक् प्रायणं बहुकालस्थानं तत्र सूचयति । ननु जायन्ते निकृष्टेष्वप्युत्कृष्टसुखजनकानि कर्माणि, उत्कृष्टेष्वपि निकृष्टभावजनकानि । तस्मात् प्रश्नो व्यर्थ इत्याशङ्क्याह अतदर्ह इति । दैवगत्योत्कृष्टत्वमिति चेत्, तत्राह सुभद्रेति। सुभद्रस्य भद्रं स्वाभाविकम्, अभद्रमेव, वैशेपिकमिति। किञ्च। आत्मानं पूर्वसिद्धमाख्याहि । विवत्सतामिति । त्वन्मुखतो वेदितुमिच्छा-स्माकम्, नतु स्वतः । लौकिकन्यायेन माहात्म्यज्ञानाभावे सङ्कोचान्न

वदिष्यतीत्याह यन्मन्यसे नः क्षममत्र वक्तुमिति । नोऽस्माकं श्रोतुं क्षमं मन्यसे । क्षमत्वेऽपि अत्र वक्तुं चेन्मन्यसे, पश्चानामग्रे तदा वक्तव्यमिति भावः॥८॥

ज्ञात्वा भगवत्स्वरूपं पुण्यवशेन लोकभाषापि वुद्धेति भगवदाज्ञां कर्तुं स्ववृत्तान्तमुक्तवानित्याह इतीति ।

*श्लोकार्थ -८ : હે ભલા પુરૂષ ! કયા કર્મને લીધે તને આ દશા પ્રાપ્ત થઈ? તું તેને યોગ્ય નથી. તું અમને કહેવા માટે યોગ્ય માનતો હોય તો અમને તારૂ સ્વરૂપ કહે.(૮)*

ભાવાર્થ, સુબોધિનીજીઃ જેનાથી ગરોળાવાળો દેહ પ્રાપ્ત થાય તેવું હલકું કર્મ ઉત્તમ પુરૂષે કહેલ એમ સાંભળ્યું નથી. તેથી સાંભળવા માટે 'કયા કર્મને લીધે'? એવો પ્રશ્ન કરેલો છે. 'તું તેને યોગ્ય નથી' શબ્દો યોજેલ છે.

દૈવની ગતિથી હાલ ઉત્તમપણું પ્રાપ્ત થયું એમ કહેવામાં આવે 'તેથી હે ઘણા ભલા પુરૂષ' એમ કહેલું છે. 'જાણવા ઈચ્છનારને' શબ્દથી તારા મુખથી તે અમને સાંભળવાની ઈચ્છા છે. પરંતુ પોતાની મેળે જાણવાની ઈચ્છા નથી.

લૌકિક નિયમ મુજબ મહાત્મ્યનું જ્ઞાન ન હોય ત્યારે સંકોચને લીધે તે કહે નહિ. તેથી 'તું તે અહીં અમને કહેવાને યોગ્ય માનતો હોય તો' એમ કહેલું છે. અહીં પાંચ માણસની સમક્ષ કહેવાને યોગ્ય માનતો હોય તો કહે એવો ભાવ છે.(૮)

ભગવાનનું સ્વરૂપ જાણીને, પુણ્યને લીધે લોકની પેઠે ભગવાન બોલેલા છે એમ જાણીને તેને પોતાનો વૃત્તાંત કહ્યો એમ નીચેના શ્લોકથી હવે કહે છે.

**श्रीशुक उवाच - इति स्म राजा सम्पृष्टः कृष्णेनानन्तमूर्तिना ।**
**माधवं प्रणिपत्याह किरीटेनार्कवर्चसा ॥९॥**

स्मेति प्रसिद्धे । प्रश्नः क्लिष्टं कर्म भवतीति स्वदोषनिवृत्त्यर्थं प्रसिद्धिः प्रमाणत्वेनोक्ता । परीक्षितोऽपि शङ्कां व्यावर्तयितुं राजेति । कृष्णेन सदानन्देन सम्भाषणेनापि सुखं भवतीति । भक्तिहितेन वा । अनन्तमूर्तिनेति । अनन्ता

मूर्तयो यस्येति । तस्य न सर्वात्मना स्वरूपं प्रकाशितम् । तस्य तावन्मात्रेणैवाभिव्यक्तः। अथवा । पूर्वप्रकरणयोरन्या मूर्तिः, अस्मिन्प्रकरणे चान्या मूर्तिरिति ज्ञापयितुमनन्तमूर्तित्वम् । ततो भगवन्तं दृष्ट्वा, श्रीनिकेतत्वात् भगवानेवेति विज्ञाय, माधवं प्रणिपत्य, अर्कवर्चसा किरीटेनोपलक्षितः भगवतोऽपि चरणारविन्दं प्रबोधयन्, भक्तांश्चोद्दीपयन्, महानप्येवं जायत इति ब्राह्मणातिक्रमाभावाय ॥९॥

स्ववृत्तान्तमाह नृगो नामेति षोडशभिः ।

श्लोकार्थ -૯ : *ખરે! અનંત મૂર્તિવાળા કૃષ્ણે એ પ્રમાણે પ્રશ્ન કરેલા રાજાએ સૂર્ય જેવા તેજસ્વી મુકુટથી માધવને પ્રણામ કરી નીચે પ્રમાણે કહ્યું.(૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : ખરે ! શબ્દ પ્રસિદ્ધિ જણાવે છે. પરીક્ષિતની પણ શંકા દૂર થાય તે માટે 'રાજાએ' એ શબ્દ યોજેલ છે. સદાનંદ સાથે અથવા ભકતોનું હિત કરનાર સાથે સંભાષણ કરવાથી સુખ થાય છે. એમ 'શ્રીકૃષ્ણ' શબ્દથી સૂચવેલું છે. 'અનંત મૂર્તિવાળા' અનંત મૂર્તિઓ છે જેની એવા ભગવાને પોતાનું સ્વરૂપ નૃગની પાસે સંપૂર્ણ રીતે પ્રગટ કર્યું નથી. તેથી અનંત મૂર્તિવાળા સ્વરૂપથી પ્રગટ થયા. અથવા પહેલા બે પ્રકારોમાં જુદી મૂર્તિ હતી અને આ પ્રકરણમાં જુદી મૂર્તિ છે. એમ અનંત મૂર્તિવાળા હોવાનું જણાવે છે. ભગવાનના દર્શન કરીને તે લક્ષ્મીનું ધામ હોવાથી ભગવાન જ છે એમ જાણીને માધવને પ્રણામ કરીને સૂર્ય જેવા તેજસ્વી મુકુટથી નૃગે પ્રણામ કર્યા.ભકતો બ્રાહ્મણોનો અપરાધ કરે નહિ માટે મોટો પુરૂષ પણ આવી રીતે કૃલાસ એટલે ગરોળો થાય છે એમ પોતાનો વૃતાંત કહ્યો.(૯)

પોતાનો વૃત્તાંત નીચેના શ્લોકથી સોળ શ્લોક વડે કહે છે.

श्रीशुक उवाच - नृगो नाम नरेन्द्रोऽहमिक्ष्वाकुतनयः प्रभो ।
दानिष्वाख्यायमानेषु यदि ते कर्णमस्पृशम् ॥१०॥

नृगः पूर्वमपि प्रसिद्धः इक्ष्वाकोस्तनयः । शतमध्ये विकुक्षिनिमिदण्डकानन्तरमयमेव प्रसिद्धः । प्रभो इति सम्बोधनं प्रभुस्थाने मिथ्याभाषणाभावं

ज्ञापयति । ननु का प्रसिद्धिः, येन त्वं ज्ञायस इत्याशङ्क्याह दानिष्वाख्यायमानेष्विति । दानिनो दानकर्तारः, नतु दातारः उदाराः । दानी विध्यपेक्षः, दाता तु निरपेक्ष इति । यदि ते कर्णमस्पृशम्, तदाहं प्रसिद्धः राजेति, नृग इति, दानीति च नन् कीर्तिद्वारा गच्छतीति ॥१०॥

श्रवणानन्तरं ज्ञानं प्रसिद्धिहेतुत्वेन साधारणं निरूप्य, असाधारणाप्रकारेण ज्ञानमाह किं नु तेऽविदितं नाथेति ।

*શ્લોકાર્થ -૧૦ : હે પ્રભો ! હું ઈક્ષ્વાકુનો પુત્ર, દાનીઓમાં નામ લેવાતાં હું નૃગ નામનો પ્રસિદ્ધ રાજા છું.(૧૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : ઈક્ષ્વાકુનો પુત્ર નૃગ પહેલાં પણ પ્રસિદ્ધ થયેલા ઈક્ષ્વાકુના પુત્રોમાં વિકુતિ, નિમિ અને દંડક અને નૃગ પ્રસિદ્ધ થયેલો. હે પ્રભો ! એ સંબોધન પ્રભુના સ્થાનમાં ખોટુ બોલાતું નથી એમ જણાવે છે. જેનાથી તું જાણવામાં આવે તેવી તારી કંઇ પ્રસિદ્ધિ? એવી શંકામાં ઉત્તરાર્ધ કહેલ છે. દાનીઓ એટલે દાન કરનારાઓ પણ ઉદાર દાન આપનારા નહિ.

દાનીને શાસ્ત્રની આજ્ઞાની જરૂર હોય છે. છતાં આપનારને તેની જરૂર હોતી નથી. જો હું આપના કાને આ વાત આવેલી હોય તો હું પ્રસિદ્ધ થયેલ છું.(૧૦)

રાજા, નૃગ અને દાની એમ તેની પ્રસિદ્ધિનો કારણ તરીકે સાધારણ જ્ઞાન કહીને બીજું જ્ઞાન જણાવે છે.

**किं नु तेऽविदितं नाथ सर्वभूतात्मसाक्षिणः।**
**कालेनाव्याहतदृशो वक्ष्येऽथापि तवाज्ञया ॥११॥**

हे नाथ, अनेनोद्धारः, तवावश्यक एवेत्युक्तम् । नु इति वितर्के । किं वा ते अविदितम्, किन्तु सर्वमेव विदितमिति । तत्र हेतुः, सर्वभूतानां अन्तःकरणसाक्षिणः । ननु कालव्यवधाने जीवोऽपि स्वानुभूतं विस्मरति, तथा भगवतोऽपिति कथं तत् ज्ञानमिति चेत्, तत्राह कालेनाव्याहतदृश इति । तस्मात् ज्ञानार्थं प्रतिज्ञापनप्रयोजनाभावात् न वक्तव्यम्, तथापि तवाज्ञया वक्ष्ये, अन्यथा आज्ञोल्लङ्घनं स्यादिति॥११॥

**आदौ स्वस्य दानित्वमाह यावत्यः सिकता भूमेरिति ।**

<u>શ્લોકાર્થ -૧૧ :</u> *હે નાથ ! સર્વ પ્રાણીઓના અન્તઃકરણના સાક્ષી અને કાલથી જેમની દષ્ટિનો નાશ થતો નથી તેવા આપને શું અજાણ્યું હોય? છતાં પણ આપની આજ્ઞાથી હું કહું છું.(૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે નાથ ! એ સંબોધનથી મારો ઉદ્ધાર આપે અવશ્ય કરવાનો હતો. આપણને શું અજાણ્યું હોય ? પરંતુ આપે બધું જાણેલું હોવા છતાં તું 'સર્વ પ્રાણીઓના અન્તઃકરણના સાક્ષી' એ શબ્દોથી કહેલું છે. કાલનો પડદો આવતાં જીવે પોતે અનુભવેલું પણ ભૂલી જાય છે. તેમ ભગવાનનું પણ હોય છે. તેથી તારા સ્વરૂપનું જ્ઞાન કેવી રીતે હોય! એવી શંકા થાય તેથી 'કાલથી જેમની દષ્ટિનો નાશ થતો નથી' એ વિશેષણ કહીશ જો તેમ ન કરૂં તો આજ્ઞાનું ઉલ્લંઘન થાય.(૧૧)

**यावत्य : सिकता भूमेर्यावत्यो दिवि तारकाः ।**
**यावत्यो वर्षधाराश्च तावतीरददं स्म गाः ॥१२॥**

रेणवस्तामसाः, तारकाः सात्त्विकाः, वर्षधारा राजसाः दृष्टान्तीकृताः, असङ्ख्यातास्तिस्रोऽपि । त्रिविधा अपि गावः असङ्ख्याता दत्ता इति । अहमददम् । स्मेति प्रमाणम् । तुल्यसङ्ख्यात्वे विवक्षिते तामेव सङ्ख्यां वदेत्, परार्धातिरिक्ता सङ्ख्यापि नास्ति । तस्मादसङ्ख्यातदाने त्रिविधदाने च दृष्टान्ताः । त्रिविधदाने प्रयोजनं चोक्तम् । भूमिसिकता उपादानभूताः, तारकाः प्रकाशकाः, वर्षधाराः पोषिका इति । असङ्ख्यातपदे प्रयुज्यमाने अल्पप्रतीतिः स्यात्, तत एवमुक्तम् ॥१२॥

**गवां गुणानाह पयस्विनीरिति ।**

<u>શ્લોકાર્થ -૧૨ :</u> *પૃથ્વીના જેટલાં રજકણો છે. આકાશમાં જેટલા તારાઓ છે અને જેટલી વૃષ્ટિની ધારાઓ છે તેટલી ગાયો મેં દાનમાં આપેલી.(૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તામસ રજકણો, સાત્ત્વિક તારાઓ, રાજસ વૃષ્ટિની ધારાઓ દષ્ટાંત આપેલ છે. તે અસંખ્ય છે તેટલી ગાયો મેં દાનમાં

આપેલી છે. 'स्म' શબ્દથી પ્રમાણ કહેલું છે. પરાર્ધથી વધારે સંખ્યા પણ નથી. આ અસંખ્યાત્ દાનના ત્રણ પ્રકારનાં દષ્ટાંત કહેલા છે. તેનું પ્રયોજન પણ કહેલું છે.

ભૂમિના રજકણો દેહનું ઉપાદાન થયેલા છે. તારાઓ દેહને પ્રકાશ કરનારા છે. વૃષ્ટિની ધારાઓ દેહનું પોષણ કરનારી છે. અસંખ્યાત્ શબ્દ યોજેલ છે.(૧૨)

નીચેના શ્લોકમાં દાનમાં આપેલી ગાયોના ગુણો કહે છે.

**पयस्विनीस्तरुणीः शीलरूपगुणोपपन्नाः कपिला हेमशृङ्गीः ।**

**न्यायार्जिता रूप्यखुराः सवत्सा दुकूलमालाभरणा ददावहम् ॥१३॥**

दुग्धाधिक्ययुक्ताः । तरुण्यः प्रथमप्रसूताः । शीलममारणादिशान्तस्वभावः । रूपं सौन्दर्यम् । एतैर्गुणैरुपपन्नाः । अथवा । गुणाः सत्पुत्राः । दुग्धे धृताधिक्यमारोग्यजनकत्वं च गुणाः । प्रायेण बह्व्यः कपिलाः । दाने कपिला विशिष्टेति । हेमशृङ्गीः सुवर्णशृङ्गयुक्ताः । न्यायार्जिताः, नत्वतिक्रमेण प्राप्ताः । रूप्यखुराः सवत्सा इति विधिप्राशस्त्यार्थमुक्तम् । तेन विहिता एव दत्ताः, नत्वविहिताः, नाप्यविहितप्रकारेण । दुकूलानां माला यासु । दुकूले मालाः आभरणानि च वा । एवं त्रयोदशगुणाः कथिताः ॥१३॥

पात्राभावे सर्वं व्यर्थमिति पात्रधर्मानाह स्वलङ्कृतेभ्य इति ।

<ins>શ્લોકાર્થ -૧૩ :</ins> *દૂધવાળી, જુવાન, શીલ, રૂપ અને ગુણવાળી કપિલ, સુવર્ણના શિંગડાવાળી ન્યાયથી પ્રાપ્ત કરેલી, રૂપાની ખરીઓવાળી, વાછરડાંવાળી, વસ્ત્રોવાળી, માળાવાળી અને આભૂષણવાળી ગાયો મેં દાનમાં આપેલી.(૧૩)*

<ins>ભાવાર્થ, સુબોધિનીજી :</ins> ઘણાં દૂધવાળી, જુવાન, શીલવાળી એટલે શાંત સ્વભાવવાળી, રૂપાળી એટલે સુંદર, ગુણો એટલે સારા વાછરડાવાળી, દુધમાં ઘણું ઘી અને આરોગ્ય ઉત્પન્ન કરનાર હોવું એ ગુણો છે. ઘણી ખરી ગાયો કપિલ એટલે કાળા રંગની હતી. કારણ કે દાનમાં આપવામાં કપિલ ઉત્તમ છે. સુવર્ણના શીંગળાવાળી ન્યાયથી પ્રાપ્ત કરેલી, રૂપાની ખરીઓવાળી

અને વાછરડાંવાળી એમ શાસ્ત્રની રીતે ઉત્તમપણું જણાવેલું છે. તેથી શાસ્ત્રની આજ્ઞાથી આપેલી પણ આજ્ઞા વગર નહિ આપેલી. જેઓની ઉપર વસ્ત્રોની માલાઓ હતી. જેમના ઉપર વસ્ત્રો, માલાઓ અને આભરણો હતાં. એમ દાનમાં આપેલી ગાયોના ગુણો કહ્યા. (૧૩)

દાન લેનાર વિના બધું દાન નકામું થાય તે નીચેના શ્લોકમાં દાન લેનારના ગુણો કહે છે.

**स्वलङ्कृतेभ्यो गुणशीलवभ्यः सीदत्कुटुम्बेभ्य ऋतव्रतेभ्यः ।**
**तपःश्रुतब्रह्मवदान्यसभ्यः प्रादां युवभ्यो द्विजपुङ्गवेभ्यः॥१४॥**

**विधिप्रकारोलङ्करणादि, गुणाः विद्याः, शीलमाचारः सुस्वभावश्च । सीदत्कुटुम्बेभ्य इति । गृहीतस्य शीघ्रं सद्विनियोगः । ऋतं व्रतं येषामिति ब्राह्मणस्य सहजो धर्मो निरूपितः । तप इन्द्रियनिग्रहः, श्रुतं यथाविधिः, ब्रह्म वेदो वेदार्थश्च, वदान्यत्वमलुब्धता, सत्त्वं परोपकारत्वं च । तपः श्रुतं ब्रह्म च येषां ते तपः श्रुतब्रह्माणः, ते च ते वदान्याश्च सन्तश्च । युवभ्यो द्विजपुङ्गवेभ्य इति द्वादशगुणा ब्राह्मणानामुक्ताः ॥१४॥**

दानान्तराण्यप्याह गोभूहिरण्येति ।

<u>શ્લોકાર્થ -૧૪ :</u> *મેં સારીરીતે શણગારેલી, ગુણ અને શીલવાળા દુઃખી કુટુંબવાળા, સત્ય વ્રતવાળા, તપ શ્રુત વેદ નિર્લોભતા અને ભલમનસાઈવાળા યુવાન ઉત્તમ બ્રાહ્મણને ગાયો આપેલી.(૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શણગારવું એ શાસ્ત્રની આજ્ઞાનો પ્રકાર છે. ગુણ એટલે વિદ્યા, શીલ એટલે આચાર 'દુઃખી કુટુંબવાળા' વિશેષણથી જણાવે છે કે લીધેલા દાનનો સારો ઉપયોગ કરશે.

'સત્ય છે વ્રત જેઓનું' એ વિશેષણથી બ્રાહ્મણોનો કુદરતી ધર્મ કહેલો છે. તપ એટલે ઇંદ્રિયોને વશ રાખીને. શ્રુત એટલે વિધિપ્રમાણે ભણતર, બ્રહ્મ એટલે વેદ અને વેદનો અર્થ. નિર્લોભતા ભલમનસાઈ એટલે પરોપકાર. તપ શ્રુત અને બ્રહ્મ છે જેમના તેઓ નિર્લોભી અને ભલમનસાઈવાળા યુવાન

અને ઉત્તમ બ્રાહ્મણો એમ તેમના બાર ગુણો કહ્યા.(૧૪)

નીચેના શ્લોકમાં બીજા દાનો પણ કહે છે.

**गोभूहिरण्यायतनाश्वहस्तिनः कन्याः सदासीस्तिलरूप्यशय्याः ।**

**वासांसि रत्नानि परिच्छदान्रथानिष्टं च यज्ञैश्चरितं च पूर्तैः ।।१५।।**

एकदा असङ्ख्यातगोदानं बहुभ्यः । ततः पृथगपि गावो दत्ताः । भूमिर्वृत्तिकरी। हिरण्यदानं स्वतन्त्रम् । आयतनदानं गृहदानम् । अश्वदानं हस्तिदानं च । कन्यादानं ब्राह्मणाय, पोषितानां कन्यानाम् । औरस्याः क्षत्रियायां विवाहितायां जातायाः राजकन्यायाः स्वयंवर एव । सदासीरिति पारिबर्हसहिताः। दासीदानं वा कन्यादानेन सहोच्यते । तिलाः तिलपर्वताः । रूप्यं रूप्यपर्वतः। शय्याः सुखशय्यादानम्। वासांसि नानाविधानि । तथैव नव रत्नानि । परिच्छदान् कञ्चुकवितानादीन् । रथाश्च गजराथाश्वरथादि-भेदाः। एवं पञ्चदशदानानि सर्वदा क्रियन्ते। ततः यज्ञैरिष्टमग्निष्टोमादयश्च कृताः । पूर्तैश्च चरितं कूपारामादयश्च धर्मार्थं कृताः ।।१५।।

एवं धर्मपरायणे मयि कर्मवशादधर्मः कश्चनोत्पन्न इत्याह कस्यचिद्द्विजमुख्यस्येति।

<u>શ્લોકાર્થ -૧૫ :</u> ગાયો, ભૂમી, સુવર્ણ, ઘર, ઘોડો, હાથી, દાસીઓ અને કન્યાઓ, તલ, રૂપું, શય્યાઓ, વસ્ત્રો, રત્નો, રાચરચીલાં અને રથો આપેલા યજ્ઞો કહેલા અને કૂવા અને વિસામા બંધાવેલા.(૧૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એક સાથે ઘણા બ્રાહ્મણોને અસંખ્યાત ગાયો દાનમાં આપેલી, પછી જુદી ગાયોને પણ આપેલી, નિર્વાહ માટે ભૂમી, સુર્વણનું દાન, ઘરનું દાન, ઘોડાઓનું દાન, હાથીઓનું દાન, કન્યાઓનું દાન, પોષણ કરેલી કન્યાઓનું દાન, પરણેલી ક્ષત્રિય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી ઔરસ કન્યાના દાન સાથે દાસીઓનું પણ દાન કરેલું. તલ એટલે તલના પર્વતો. રૂપું એટલે રૂપાનો પર્વત, શય્યાઓ એટલે સુખ શય્યાઓનું દાન, જાત જાતના વસ્રો, નવ પ્રકારનાં રત્નો, ઉશિકું વિગેરે રાચરચીલું, હાથિઓના

રથો, ઘાડાઓના રથો એવું પંદર પદાર્થનું દાન હું કરતો પછી યજ્ઞો કરતો, કૂવા અને વિસામા વિગેરે બંધાવેલા હતા.

હું એ પ્રમાણે ધર્મમાં આસક્ત રહેતો ત્યાર કોઈ એક અધર્મ થયો તે હવે કહે છે.(૧૫)

**कस्यचिद्द्विजमुख्यस्य भ्रष्टा गौर्मम गोधने ।**
**संपृक्ताविदुषा सा च मया दत्ता द्विजातये ॥१६॥**

अयं राजा दानाभिनिविष्टाचित्त : स्वसेवकेभ्यः यथाकथञ्चिद्देयान् गृह्णाति, न तु जिज्ञासते । एवं बहुधा प्रमादे कदाचिद्भगवान् तत्पापं प्रकटि-वान् । कश्चिद्ब्राह्मणः राजप्रतिग्रहरहित : स्वधर्मनिष्ठा आसीत् । तस्य गौः स्वस्थानादपगता राजगोषु प्रविष्टा । ततस्तामनवद्यलक्षणां तदधिकारिणो ज्ञात्वा दानार्थं नीतवन्तः ॥१६॥

<u>શ્લોકાર્થ -૧૬ :</u> *કોઈ એક ઉત્તમ બ્રાહ્મણની જતી રહેલી ગાય, મારા ગાયોના ધણમાં ભળી ગઈ અને તે નહિ જાણનાર મેં તેને બ્રાહ્મણને દાનમાં આપી.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> દાનમાં આસક્ત ચિત્તવાળો આ રાજા પોતાના સેવકો પાસેથી દાનમાં આપવાના પદાર્થો લેતો પરંતુ તેની તપાસ કરતો નહિ એવી રીતે કોઈ એક સમયે ભગવાને તેનું પાપ પ્રગટ કર્યું. જોણે રાજા પાસેથી દાન લીધેલું નહિ તેવો કોઈ એક બ્રાહ્મણ પોતાના ધર્મમાં આસક્ત હતો. તેની પોતાના સ્થાનમાંથી જતી રહેલી ગાય રાજાની ગાયોમાં ભળી ગઈ. તે નૃગના અધિકારીઓ દાન આપવા માટે લઈ ગયા.(૧૬)

**तां नीयमानां तत्स्वामी दृष्ट्वोवाच ममेति तम् ।**
**ममेति प्रतिसंगृह्य नृगो मे दत्तवानिति ॥१७॥**

ततः प्रतिग्रहीतरि तां प्रतिगृह्य गच्छति सति तत्स्वामी मिलितो मध्ये ममेयं गौः कथं नीयत इति चाह । ततः प्रतिग्राही 'नृगो मे दत्तवा'निति

ममेत्याह । प्रतिसंगृह्य । प्रतिग्रहं कृत्वा, प्रतिग्रहकथामप्युक्त्वा, नृगो दत्तवानिति ममेत्याह ॥१७॥

શ્લોકાર્થ -૧૭ : તેને લઈ જવામાં આવતી જોઈને. તે લઈ જનારને તેના સ્વામીએ મારી છે એમ કહ્યું. દાનમાં લઈને તે મારી છે કારણ કે નૃગે મને દાનમાં આપેલી છે.(૧૭)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી દાન લેનાર તેનું દાન લઈ જતો હતો ત્યારે રસ્તામાં મળેલા તેના સ્વામીએ કહયું આ ગાય મારી છે તું કેમ લઈ જાય છે? પછી દાન લેનારે કહ્યું કે નૃગે મને દાનમાં આપેલી છે તેથી તે મારી છે. દાનમાં લીધાની કથા પણ કહીને મને કહ્યું કે નૃગે મને આપી છે. (૧૭)



**विप्रौ विवदमानौ मामूचतुः स्वार्थसाधकौ ।**
**भवान्दातापहर्तेति तच्छ्रुत्वा मेऽभवद्भ्रमः ॥१८॥**

एवमुभौ विप्रौ विवदमानौ स्वार्थसाधकौ । प्रतिग्रहे सिद्धे ब्राह्मणस्य गौर्भवति, राज्ञश्च ब्राह्मणगवापहारदोषो भवति । दानप्रतिग्रहयोरभावे ब्राह्मणस्यैव गौः, नापहारदोषः, लोकदृष्ट्या धर्मे सिद्धे प्रतिग्रहस्य सिद्धत्वाद्यानस्य च प्रतिग्रहीतुरेव गौः, अपहारदोषप्रायश्चित्तं परं कर्तव्यम् । अलौकिकश्चेद्धर्मः देवाद्यधिष्ठितः, तदा अधर्मसिद्धं द्रव्यं धर्मविषयो न भवतीति न दानं सिध्यति। सुतरां प्रतिग्रहः । अतो विवादः । राजा चेदत्र दानमङ्गीकरिष्यति, तदा प्रतिग्रहः सेत्स्यति, अपहारदोषस्याधिक्यात् नाङ्गीकुर्याच्चेत्, तदा स्वामी गां नेष्यतीति स्वार्थसाधकौ विप्रौ अन्योन्यं विवदमानौ मां राजानमूचतुः। एकस्य वचनं 'भवान् दाते'ति । तस्मिन्नङ्गीकृते द्वितीय आह अपहर्तेति । हेतुपूर्वकं वृत्तान्तवचनं अर्थात् ज्ञायते । पश्चादपहारवचनं श्रुत्वा मे भ्रम अभवत् यदेको न प्रार्थितः । एकस्मिन् दोषे अङ्गीकृतं तत्प्रायश्चित्तं स्वेच्छया कृतं स्यात् ॥१८॥

શ્લોકાર્થ -૧૮ : સ્વાર્થ સાધનારા અને વિવાદ કરનારા બે બ્રાહ્મણોએ

*મને કહ્યું તમે દાન કરનારા છો અને તમે લઇ જનારા પણ છો. તે સાંભળીને મને ભ્રમ ઉત્પન્ન થયો. (૧૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : એવી રીતે વિવાદ કરનારા બંને બ્રાહ્મણો સ્વાર્થ સાધનારા હતા. રાજાએ કરેલું દાન પુરૂં થાય તો ગાય દાન લેનાર બ્રાહ્મણની થાય અને બ્રાહ્મણની ગાય લઇ જવાનો દોષ રાજાને લાગે. જો તે રાજાએ કરેલ અને બ્રાહ્મણ લીધેલાની ન થઇ હોત તો ગાય મૂળ માલીક બ્રાહ્મણની રહે અને રાજાને દોષ ન લાગે.

લોકની દૃષ્ટિ પ્રમાણે દાન સંપૂર્ણ થાય ત્યારે દાન લીધેલાનું અને દાન થયેલા હોવાથી દાન લેનારની જ થાય. પરંતુ રાજાએ લઇ લોનું દોષનું પ્રાયશ્ચિત કરવું જોઇએ. જો ધર્મ અલૌકિક હોય તો અધર્મથી પ્રાપ્ત થયેલ દ્રવ્યથી ધર્મ થતો નહિ હોવાથી રાજએ કહેલ દાન સિદ્ધ થઇ શકતું નથી. એટલે બ્રાહ્મણે લીધેલાનું જરાયે સિદ્ધ થતું નથી. આથી બ્રાહ્મણોનો વિવાદ થયો. જો રાજા આ વિષયમાં દાન કર્યાનો સ્વીકાર કહે તો દાન લીધાનું સિદ્ધ થશે અને બીજાની ગાય લઇ લીધાનું સિદ્ધ થશે. જો દાન કરવાનો રાજા સ્વીકાર ન કરે તો ગાયનો મૂળ માલીક ગાય લઇ જશે એમ બન્ને બ્રાહ્મણોએ વિવાદ સર્જતાં મને કહ્યું તમે દાન કરનારા છો, એવું એનું વચન હતું. પછી લઇ લીધાનું વચન સાંભળીને મને મુંઝવણ થઇ. તેથી મેં એકની પ્રાર્થના ન કરી. એક દોષ નકિક થાય ત્યારે સ્વીકારાયેલું તેનું પ્રાયશ્ચિત પોતાની ઇચ્છાથી કરેલું ગણાય.(૧૮)

**अनुनीतावुभौ विप्रौ धर्मकृच्छ्रं गतेन मे ।**
**गवां लक्षं प्रकृष्टानां दास्याम्येषा प्रदीयताम् ॥१९॥**

प्रमादेकमकृत्वा स्वतस्तत्त्वापरिज्ञानात् अन्यस्यापृष्टत्वात् द्वयमपि सन्देहे स्थापयित्वा उभावनुनीतौ । गौः त्यक्तव्येत्यस्मिन्नर्थे यथा द्वितीयोऽप्यपहारः सिध्यति । ननूभयोरनुनये को हेतुः, तत्राह धर्मकृच्छ्रं गतेन मे इति । तस्य हृदये धर्मे निश्चयाभावात् कृच्छ्रं सङ्कटमेव प्राप्तवान् । अनुनयमाह । गवां लक्षं एतन्निष्कृतित्वेन दास्यामि । एषा प्रदीयतामिति ॥१९॥

ननु निष्कृतिग्रहणे दोषः स्यात्, कथं ग्राह्य इति चेत्, तत्राह **भवन्तावनुगृह्णीतामिति।**

શ્લોકાર્થ -૧૯ : ધર્મના સંકટમાં આવેલા મેં બન્ને બ્રાહ્મણોને આજીજી કરીકે એક લાખ ગાય આપીશ. આ ગાય આપો.(૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : ગુંચવણને લીધે એક દોષનો સ્વીકાર ન કરતાં પોતાની મેળે તત્ત્વનું જ્ઞાન નહિ હોવાથી અન બીજાને પૂછેલ નહિ હોવાથી, બન્ને સંદેહમાં રાખીને, જેમ કરવાથી આ વિષયમાં બીજું પણ લઈ લેવાનું કાર્ય થાય તેમ આ ગાય મૂકી દો એવી બંનેને આજીજી કરી. બંનેને આજીજી કરવાનું શું પ્રયોજન ? એવી શંકા થાય તેથી 'ધર્મની સંકડામણમાં આવેલા મેં' એમ કહેલું છે તે નૃગના હૃદયમાં ધર્મ સંબંધિ નિર્ણય થયેલો નહિ હોવાથી તેને સંકટ જ પ્રાપ્ત થયું. આ ગાયના બદલામાં એક લાખ ગાયો આપીશ. આ ગાય આપો એવી આજીજી કરેલી છે. (૧૯)

બદલો લેવામાં દોષ થાય તેથી તે કેમ લેવાય? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.




भवन्तावनुगृह्णीतां किङ्करस्याविजानतः ।
समुद्धरत मां कृच्छ्रात्पतन्तं निरयेऽशुचौ ॥२०॥

मदुपर्यनुग्रहेण निषिद्धमपि कर्तव्यमिति भावः । अनुग्रहे हेतुमाह किङ्करस्येति । तथापि सापराधो दण्ड्य एवेति चेत्, तत्राह अविजानत इति । विशेषेणायमर्थो न ज्ञात इति । अज्ञाते त्वल्पमेव प्रायश्चित्तमित्यनुग्रहेणापि सिध्यति । तस्य भाव्यर्थः स्वत एव स्फुरितः तन्निराकरणार्थं प्रार्थयति समुद्धरतेति । कृच्छ्रात् सङ्कटात् निर्णयज्ञानाभावात् अशुचौ निरये पतन्तमिति । हीनभावः निरयो भवति, ततश्च गोत्वमश्वत्वं वा चेद्भवेत्, तदा निरयत्वेऽपि नाशुचित्वम् । श्वयोनौ शूकरयोनौ वा पाते तथात्वमिति । तामिस्रादौ तु न पातः, नरकभोग एव परम् । योनिसम्बन्धे तु अभिमान उत्पद्यत इति पातः । अशुचाविति । लोकप्रसिद्धमलादिप्रदर्शनेन दया वा

उत्पाद्यते ॥२०॥

ननु निष्कृतिग्रहणे दोषः स्यात्, कथं ग्राह्य इति चेत्, तत्राह **भवन्तावनुगृह्णीतामिति ।**

श्लोकार्थ -२० : नहि જાણનાર સેવક ઉપર આપ બે કૃપા કરો. સંકટને લીધે અપવિત્ર હલકી યોનિમાં પડતા મને ઉગારો.(૨૦)

ભાવાર્થ, સુબોધિનીજી : મારા ઉપરની કૃપાને લીધે શાસ્ત્રમાં મના કરેલું કાર્ય પણ કરવું જોઈએ એવો ભાવ છે. 'સેવક' શબ્દથી કૃપા કરવાનું કારણ કહેલું છે. છતાં પણ અપરાધી સજા કરવા યોગ્ય જ છે. એવી શંકા થાય તેથી ' નહિ જાણનાર' વિશેષણ યોજેલું છે. આ વૃત્તાંત મેં બરાબર જાણેલ ન હતો. ન જાણેલ હોય ત્યારે થોડુ પ્રાયશ્ચિત કરવું જોઈએ. તેથી તે તમારી કૃપાથી થશે. તેને ભવિષ્યમાં થનાર વૃતાંત પોતાની મેળે જ સ્ફુર્યો તેથી તે અટકાવવા ઉત્તરાર્ધથી પ્રાર્થના કરે છે. તેથી સંકટને લીધે અપવિત્ર હલકી યોનિમાં પડતાં મને ઉગારો.

હલકી યોનિ નરક છે. તેથી તો બળદ અથવા ઘોડો થવાય તો હલકી યોનિ હોવા છતાં પણ ત્યાં પવિત્રપણું ન હોય અને જો કુતરાની અગર ભૂંડની યોનિમાં પડાય તો તેવું અપિવત્રપણું થાય એવો અર્થ છે. તામસી વિગેરેમાં તો હલકી સ્થિતિ થતી નથી. પરંતુ નરક જ ભોગવવાનું હોય છે. યોનિનો સંબંધ થાય ત્યારે અભિમાન ઉત્પન્ન થયું તેથી હલકી સ્થિતિ થાય છે. 'અપવિત્ર' શબ્દથી લોકમાં પ્રસિદ્ધ મલ વિગેરે દેખાડીને દયા ઉત્પન્ન કરાવે છે.(૨૦)

**नाहं प्रतीच्छे वै राजन्नित्युक्त्वा स्वाम्यपाक्रमत् ।**
**नान्यद्गवामप्ययुतमिच्छामीत्यपरो ययौ ॥२१॥**

तत्र मुख्यः स्वामी, गोविक्रयस्य निषिद्धत्वात्, अन्यल्लक्षायुतादिसङ्ख्या-परिमितं गोसमूहं अहं न प्रतीच्छ इत्युक्त्वा, राजप्रार्थनां त्यागांशे अङ्गीकृत्य, स्वाम्यप्राक्रमत्, प्रतिग्रहस्य राज्ञा स्थापितत्वात् पूर्वप्रतिग्रहस्यैव सिद्धत्वात् । विक्रयपक्षे प्रतिग्रहपक्षे वा दोषश्रवणात् । 'एका गौर्न प्रतिग्राह्या द्वितीया न कदाचन । सा चेद्विक्रयमापन्ना रौरवं नरकं व्रजे'दिति वाक्याद्गवामयुतमपि

एतन्निष्कृतित्वेन नाहं प्रतीच्छ इति द्वितीयोऽपि ययौ । राजन्निति संबोधनात् अनिष्कृतित्वेऽपि प्रतिग्रहोऽपि निषिद्ध इति सूचितम् । राजा सर्वेषामनुरोध्यः, अतिक्रमोऽपि सोढव्य इति सूचितम् । लक्षं गावः राज्ञा दातुं शक्याः, न तु ब्राह्मणेन, अयुतमेव परमा काष्ठा ब्राह्मणस्य । कोऽर्हति सहस्रं पशून् प्राप्तुमिति सहस्रस्यैव महत्त्वात् । दशपुत्रविभागे सहस्रशो दानेऽपि अयुतस्यैव पर्याप्तत्वात् । प्राप्तमयुतं निषेधति गवामप्ययुतमिति । यद्यपि तावता पूर्णः कामो भवेत्, तथाप्यव्यवस्थितत्वात् एकस्यामपि गवि यत्रायं सन्देहः तत्र किमन्यद्वक्तव्यमिति भावः ॥२१॥

एवं ब्राह्मणद्वयक्षोभे दण्डार्थं यमः प्रवृत्तः गोश्रापहारे आयुः क्षीणमिति तदैव यमदूतैः समागतमित्याह एतस्मिन्नन्तर इति।

*શ્લોકાર્થ - ૨૧: હે રાજન ! હું લઈશ નહિ જ. એમ કહીને ગાયનો સ્વામી જતો રહ્યો. હું બીજી દશ હજાર ગાય પણ લેવા ઈચ્છતો નથી. એમ કહી બીજો ગયો. (૨૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેઆ પૈકી મુખ્ય ગાયનો સ્વામી હતો. ગાયને વેંચવાની શાસ્ત્રમાં મના કરેલી છે. તેથી એક લાખ, દશ હજાર વિગેરે સંખ્યાની ગાયોનું ધન હું લઈશ નહિ એમ કહી ગાય મૂકી ગાયનો સ્વામી જતો રહ્યો. કારણે કે રાજાએ બ્રાહ્મણને આપેલું દાન મંજૂર રાખેલ હોવાથી, માણસે એક ગાય દાનમાં લેવી જોઈએ. બીજી કોઈ સમયે લેવી જોઈએ નહિ. જો દાનમાં આપેલી ગાય વેચવામાં આવે તો નરકમાં જાય છે. 'આના બદલામાં દશ હજાર ગાયો પણ હું લઈશ નહિ' એમ કહી બીજો બ્રાહ્મણ પણ ગયો. હે રાજન ! એ સંબોધનથી એમ સૂચવે છે કે બદલો ગણવામાં ન આવે તો પણ બક્ષિશ લેવાની પણ શાસ્ત્રમાં મના છે. એક લાખ ગાયો રાજા આપી શકે છે પણ બ્રાહ્મણની ગાય આપી શકે નહિ. એક હજાર પશુઓ પ્રાપ્ત કરવા કોણ યોગ્ય છે. 'દશ હજાર ગાય પણ' શબ્દથી દશ હજાર ગાય લેવાની ના પાડે છે. એવો ભાવ છે. (૨૧)



એ પ્રમાણે બે બ્રાહ્મણો ખીજાતાં યમે રાજાને સજા કરવા પ્રવૃત્તિ કરી અને ગાય લઈ લેવામાં આવતાં તેનું આયુષ્ય ક્ષીણ થયું. તેથી યમના દૂતો તે સમયે આવ્યા તેમ નીચેના શ્લોકથી કહે છે.

**एतस्मिन्नन्तरे याम्यैर्दूतैर्नीतो यमक्षयम् ।**
**यमेन पृष्टस्तत्राहं देवदेव जगत्पते ॥२२॥**
**पूर्वं त्वमशुभं भुङ्क्षे उताहो नृपते शुभम् ।**

यावदयं प्रतिविधानं कुर्यात्, तन्मध्य एव याम्यैर्यमक्षयं नीतः । अनेन बलान्नयनं निरूपितम्। बलाद्गौर्हृतेति । तेनापि ब्राह्मणाः सम्बोधिता इति स्वेच्छयैव तैस्त्यक्त इत्यस्यापि स्वेच्छयैव नरकभोगो निरूप्यते । अत एव इच्छार्थं यमेन पृष्टः । अस्मिन्नर्थे सत्यतां निरूपयितुं देवदेवेति सम्बोधनम् । जगत्पत इति च । धर्मकर्तुः कथं यमदण्ड इति शङ्कां वा दूरीकर्तुम् । प्रमेयबले वेदापेक्षया भगवदाज्ञा कर्तव्येति निरूपयन् देवस्यापि त्वं देव इति त्वदाज्ञा यमेन कर्तव्या । जगत्पतित्वात् मयापि । अतस्त्वदिच्छयैवं जातमिति नात्र किञ्चित्प्रतिकर्तव्यमस्तीति सूचितम् । हे नृपते, पूर्वं त्वमशुभं भुङ्क्षे । लण्मध्यमपुरुषैकवचनम्, प्रश्नार्थे लट् । अशुभस्याल्पत्वाथ नान्तरीयकमिवाशुभं गमिष्यतीति प्रथममशुभभोगप्रश्नः। अथवा । दुःखान्तता निषिद्धेति। अथवा। को वा दुःखानुभवं मन्येत । अतः प्रथममेव हे नृपते अशुभं भुङ्क्षे ॥२२॥

तदा स्वस्यालोचनामाह नान्तं दानस्य धर्मस्येति ।

<u>શ્લોકાર્થ - ૨૨:</u> *આટલા સમયમાં યમનાદૂતો મને યમના સ્થાને લઈ ગયા. હે દેવોના દેવ! હે જગતના પતિ! ત્યાં યમે મને નીચે પ્રમાણે પૂછયું. (૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેટલા સમયમાં આ નૃગ હલકી યોનિમાં ન પડવાનો ઉપાય કરે તેની મધ્યે જ યમના દૂતો તેને યમના સ્થાને લઈ ગયા. એથી એમ કહેલું કે બલથી લઈ ગયા. કારણ કે તેને બલને લીધે ગાય લઈ લીધેલી તે નૃગે બ્રાહ્મણો પાસે ખુલાસો કરેલો હોવાથી અને તેઓએ પોતાની

ઈચ્છાથી જ તેને ત્યજી દીધેલો હોવાથી આ નૃગને પણ પોતાની ઈચ્છાએથી જ નરકનો ભોગ થાય એમ જણાવવામાં આવે છે.

તેથી તેની ઈચ્છા જાણવા માટે યમે તેને પૂછ્યું હે દેવોના દેવ! હે જગતના પતિ! એવાં સંબોધન કહેલાં છે. ધર્મ કરનારને યમની યાતના કેમ થઈ? એવી શંકા દૂર કરવા એ સંબોધન કહેલાં છે. ''પ્રમેયનું બલ હોય તે વિષયમાં વેદના કરતાં ભગવાનની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઈએ. એમ જણાવતાં એ સંબોધનથી સૂચવેલું છે. આપ દેવના પણ દેવ હોવાથી યમે આપણી આજ્ઞા પ્રમાણે વર્તવું જોઈએ. તેથી આપની ઈચ્છાથી જ આ થયું છે તેથી આ વિષયમાં કોઈ ઉપાય કરવાનો નથી. (૨૨)

**नान्तं दानस्य धर्मस्य पश्ये लोकस्य भास्वर: ॥२३॥**
**पूर्वं देवाशुभं भुञ्ज इति प्राह पतेति स:।**
**तावदद्राक्षमात्मानं कृकलासं पतन्प्रभो ॥२४॥**

दानस्यान्यस्यापि धर्मस्य अन्तो न विद्यते । गोदानप्रस्तावे कश्चिद्वञ्चको धूर्त आसन्नमरणां गां वञ्चयित्वा ब्राह्मणाय दत्त्वा मुक्तिं गत इति श्रूयते । स हि नगरमध्यवासे मृतायाः गोर्निर्हरणशसमर्थः व्याजेन कश्चिद्ब्राह्मणमाकार्य, तस्मै दानं दत्तवान् । ततो मुहूर्तत्रयानन्तरं गौर्मृता । ततो ब्राह्मणः प्रतिग्रहीता स्ववस्त्रं चाण्डालेभ्यो दत्वा तां गां वहिः निःसारितवान् । एवं ब्राह्मणं वञ्चयित्वा पश्चान्मृतः, यमेन पृष्टः चित्रगुप्तेन, तस्य वृत्तान्ते कथिते पूर्वं शुभफलभोगं करिष्यामीत्युक्त्वा, तत्रापि कौटिल्यं कृतवान्, तादृशगोदानस्य हि फलं यावद्गौर्जीवति, तावत्परलोके कामधेनुस्तद्वशे तिष्ठतीति । तथा यमेनोक्तः मुहूर्तत्रयं कामधेनुस्त्वदधीना स्थास्यतीति । कामधेनुं प्रत्याह 'व्याघ्रो भूत्वा यमं भक्षये'ति । ततो व्याघ्रेणोपसृतः यमः भीतो विष्णुं शरणं ययौ । यत्रास्ते भगवान् ब्रह्मादिभिर्वृतः। तत्र पश्चादयमपि गतः, कामधेन्वा नीतो, विष्णुसाक्षात्कारे मुक्त इति । यत्र तादृशगोदानस्याप्यनन्तफलत्वम्, तदा विधानपूर्वकं दत्तायाः किं वक्तव्यमिति । अन्यस्याप्येवं धर्मस्यानन्तफलत्वम् ।

फलं हि द्विविधम्, इह लोके यशः, अनन्तो लोक इति । तदुभयमाह **यशो लोकश्च भास्वर** इति । अनन्तं यशः, अनन्तो लोक इति। तामसधर्मेऽपि तथेति तत्पातालोपभोग्यमिति तद्यावृत्त्यर्थं भास्वर इति । दानस्य फलरूपं यशः अनन्तम्, लोकश्चानन्त इति । **लोकस्य भास्वत** इति पाठे अनन्तं यशः शुभं चेति पूर्वोक्तं सङ्ग्रह्यम् । भुङ्क्ष इति भुञ्ज इति वा क्रिया । भास्वतो लोकस्योत्तमदेहस्य वा । पूर्वं सम्बन्धि अशुभं भुञ्ज इति। देवेति सम्बोधनं परिज्ञानार्थम् । उक्तवानित्यर्थादिति । एवं सति पतेति स यमः प्राह । यतः स ब्राह्मणातिक्रमं दृष्ट्वा क्रोधवान् । पतेति तस्माल्लोकात् भूलोके । **नीचयोनिभूतो नरकः भ्रमावेव, नान्यत्रेति** । ततो यज्जातं तदाह तावदद्राक्षमिति । पतन्नात्मानं कृकलासमद्राक्षम्, कर्मणा देहसम्बन्धेन । ग्रहणपरित्यागयोः परिज्ञानं योगज्ञानभक्तिष्वेव । तद्देहाद्वैतादात्मपदम् । बहिर्मुखत्वादस्य कर्मदोषो जात एव । प्रभो इति । त्वमेव समर्थस्तादृशकर्मभ्यो मोचयितुमिति सूचितम् । जीवस्य ग्रहणपरित्यागज्ञानमेव नास्ति, कुतो मोचनपरिज्ञानम् । एतादृशेर्थे भगवानेव शरणमिति ॥२४॥

नन्वेतादृशस्य तव कथं पूर्ववृत्तान्तपरिज्ञानमिति चेत्, तत्राह ब्रह्मण्यस्वेति।

*<u>શ્લોકાર્થ -૨૩:</u> હે રાજા ! પહેલાં તું અશુભનો ભોગ કરીશ કે શુભનો ? દાન અને ધર્મનો અંત હોતો નથી. યશ અને ઉજ્જવળ લોક તેનાથી પ્રાપ્ત થાય છે. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે રાજા ! પહેલાં તું અશુભ ફલનો ભોગ કરીશ ? વર્તમાન કાલ યોજેલ છે. અશુભ થોડું હોવાથી શુભથી છુટું પડી શકે નહિ. અશુભ ભોગવાઈ જશે એવા અભિપ્રાયથી પહેલાં અશુભ ફલના ભોગ માટે પ્રશ્ન કહેલો છે. અથવા દુઃખના અનુભવની કોણ દરકાર કહે ? તેથી હે રાજા ! પહેલાં તું દુઃખ ભોગવ.

દાન અને બીજા ધર્મનો અંત હોતો નથી. ગોદાનના પ્રસંગમાં એમ સાંભળવામાં આવેલું કે 'કોઈ એક ધુતારા ઠગે મરવા પડેલી ગાય ઠગીને બ્રાહ્મણને

આપી મુક્તિ પ્રાપ્ત કરી કારણ કે નગરના મધ્યમાં મરેલી ગાય કાઢવાની અશક્તિવાળા તેને છલથી એક બ્રાહ્મણને બોલાવી તેને તેનું દાન કર્યું. પછી ત્રણ મુહૂર્ત પછી ગાય મરી ગઇ. પછી દાન લેનાર બ્રાહ્મણ પોતાનું વસ્ત્ર ચાંડાલોને આપી તે ગાયને ગામ બહાર કઢાવી એ પ્રમાણે બ્રાહ્મણને ઠગીને પછી તે ઠગ મરણ પામ્યો. ચિત્રગુપ્તે તેનો વૃત્તાંત કહ્યો ત્યારે યમે પૂછયું ત્યારે તે ઠગે હું પહેલાં શુભ કર્મનું ફલ ભોગવીશ એટલે તેવા કર્મનું ફલ એવું છે કે જ્યાંસુધી ગાય જીવે ત્યાંસુધી પરલોકમાં કામધેનુ તેને વશ રહે તે પ્રમાણે યમે તે ઠગને કહ્યું કે ત્રણ મુહૂર્ત સુધી કામધેનું તને વશ રહેશે. તેને કામધેનુને કહ્યું કે 'વાઘ થઇને યમને ખાઇ જા' પછી વાઘ પાસે આવતાં યમ ભય પામીને જ્યાં વિષ્ણું ભગવાન બ્રહ્મા વિગેરેથી વીંટાએલા બેઠા હતા ત્યાં ગયા. તે ઠગ પણ તેની પાછળ ગયો અને વિષ્ણુના શરણે ગયો અને તેને વિષ્ણુનો સાક્ષાત્કાર થતાં મુક્ત થયો. જો આવા છલ કરેલા ગોદાનનું પણ અનંત ફલ હોય છે. તો વિધિપ્રમાણે દાન કરેલ ગાયનું તો કહેવું જ શું? અનંત ફલમાં લોકમાં યશ અને પરલોકમાં સ્વર્ગ ફલ બે પ્રકારનું છે. 'યશ અને ઉજ્જ્વલ લોક' શબ્દથી તે બંને કહેલાં છે. તામસ ધર્મ કહેલ હોય ત્યારે પણ તેવું ફલ થાય છે. તેથી તે પાતાલમાં ભોગ કરવા યોગ્ય હોવાથી તે આનું ફલ નથી એમ જણાવવા 'ઉજ્જ્વલ' વિશેષણ યોજેલ છે. દાનના ફલરૂપ પ્રાપ્ત થતો યશ અનંત છે. લોક પણ અનંત છે. એવો અર્થ છે. એવો પાઠ હોય ત્યારે અનંત અને શુભ યશ ફલ તરીકે હોવાથી ' તુ ભોગ કરીશ' અને 'હું ભોગવીશ' એવી ઉજ્જ્વલ લોકની ઉત્તમ દેહની ક્રિયા કહેલી છે.(૨૩)

<u>શ્લોકાર્થ -૨૪ :</u> *હે દેવ! 'હું હમણાં અશુભ ભોગવીશ' એમ મે કહ્યું તેણે 'પડ' એમ કહ્યું. હે પ્રભો! તેટલામાં મેં પોતાને ગરોળો થઇ પડતાં જોયો. (૨૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હું અશુભ કર્મનું ફલ પહેલાં ભોગવીશ એમ મેં કહ્યું. હે દેવ ! એવું સંબોધન ઓળખતો હતો એમ બતાવવા કહેલું . તે યમે કહ્યું કે 'પડ' કારણ કે બ્રાહ્મણને થયેલું નુકશાન જોઇને તે ક્રોધવાળો થયો હતો. લોકમાંથી ભૂલોક ભૂમિ પર 'પડ' તેથી હલકી યોનિરૂપ નરક ભૂમિ ઉપર જ છે. બીજે નથી. પછી જે થયું તે કર્મને લીધે મેં પોતાનો ગરોળો થયેલો દેહ

જોયો. નવા દેહનું ધારણ અને જુના દેહનો ત્યાગનું જ્ઞાન, યોગ અને ભક્તિથી ત્યારે જ થાય છે 'પોતાનો' શબ્દ યોજેલ છે. બહિર્મુખ હોવાથી આને કર્મનો દોષ થયો. હે પ્રભો ! એ સંબોધનથી એમ સૂચવેલું છે તેવા કર્મમાંથી છોડાવવા આપ શક્તિમાન છો. જીવને દેહના ગ્રહણ અને ત્યાગનું જ્ઞાન હોતું નથી તો તેમાંથી છોડાવવાનું જ્ઞાન તો ક્યાંથી હોય? આવા વિષયમાં ભગવાન જ શરણ કરવા યોગ્ય છે. (૨૪)

આવા બ્રાહ્મણની ગાય લઈ લેનારા તને પહેલાંના વૃત્તાંતનું જ્ઞાન કેવી રીતે રહ્યું? તેથી નીચેનો શ્લોક કહેશે.

**ब्रह्मण्यस्य वदान्यस्य तव दासस्य केशव।**
**स्मृतिर्नाद्यापि विध्वस्ता भवत्संदर्शनार्थिनः ॥२५॥**

अज्ञानं हि स्मृतिनाशकम्, तन्न ज्ञानसमानाधिकरणम् । ब्राह्मणाः स्वभावतो ज्ञाननिष्ठाः, 'ज्ञानं विज्ञानमास्तिक्य'मिति वाक्यात् । अतो ब्रह्मण्यस्य ब्राह्मणभक्तस्य ब्रह्मधर्मा हितं कुर्वन्तीति न स्मृतिभ्रंशः 'राजन्योऽपि सर्वदेवमय' इति ब्राह्मणभक्तस्य ब्रह्मधर्मा हितं कुर्वन्तीति न स्मृतिभ्रंशः। 'राजन्योऽपि सर्वदेवमय' इति ब्रह्मक्षत्रयोस्तुल्यत्वात् 'क्षतात्त्रायत' इति धर्माच्च 'तंत्र दानमीश्वरभावश्चे'ति वाक्यात् 'वदान्ये क्षत्रं प्रतिष्ठित'मिति 'अन्योन्यमात्मानं ब्रह्म क्षत्रं च रक्षत' इति वाक्यात् ज्ञान क्षत्रियमपि पालयति । भगवान् सर्वेश्वर इति ज्ञानादयस्तदधीनाः भगवद्भक्ते स्वोपकारं कुर्वन्तीति प्रकारत्रयेणापि स्मृतिर्न विध्वस्ता । अस्त्येको ज्ञाननाशप्रकारः चतुर्थे निरूपितः, 'इन्द्रियैर्विषयाकृष्टैराक्षिप्तं ध्यायतां मन' इत्यादिना । स इतः पूर्वं न जात इत्याह अद्यापि न विध्वस्तेति । केशवेतिपदं उत्पत्तिप्रलयकर्त्रोरपि मोक्षं प्रयच्छतीति भक्तज्ञानदाने कः प्रयासः स्यादिति सूचितम् । किञ्च । स्मृतिनाशका यावन्तो मायादयः, ते सर्वे मत्तो बिभ्यतीत्याह भवत्संदर्शनार्थिन इति । यो भगवद्धर्मान् प्रतीक्षते, तस्य नान्ये धर्माः बाधका भवन्ति ॥२५॥

एवं स्ववृत्तान्तमुक्त्वा भगवद्दर्शनं दुर्लभं सर्वप्राणिनां कथं ममाकस्माज्जातमिति स्वभाग्यमभिनन्दयन्नाह स त्वं कथमिति ।

શ્લોકાર્થ - ૨૫: હે કેશવ! બ્રાહ્મણોના ભક્ત, દાન કરનાર, આપના દાસ અને આપનાં દર્શનની ઈચ્છા રાખનારની સ્મૃતિનો હજુસુધી નાશ થયેલો નથી. (૨૫)

ભાવાર્થ, સુબોધિનીજી : સ્મૃતિનો નાશ કરનારૂં અજ્ઞાન છે અને તે જ્ઞાનની સાથે રહી શકતું નથી. તેથી બ્રહ્મના ધર્મો બ્રાહ્મણના ભક્તનું હિત કરતા હોવાથી તેની સ્મૃતિનો નાશ થતો નથી. ક્ષત્રિય પણ દેવમય હોવાથી 'દુઃખમાંથી રક્ષણ કરે' એવો ક્ષત્રિયોનો ગુણ હોવાથી અને દાન અને ઐશ્વર્ય એ કર્મ છે એ વાક્ય પ્રમાણે દાન કરનારમાં ક્ષત્રિયપણું રહેલું હોવાથી અને તેથી 'બ્રહ્મ અને ક્ષત્ર અન્યોન્ય પોતાનું રક્ષણ કરે છે. એ વાક્ય પ્રમાણે ક્ષત્રિયનું પણ રક્ષણ કરે છે. ભગવાન સર્વના ઈશ્વર હોવાથી તેમને આધિન રહેનાર ભગવાનના ભક્ત ઉપર ઉપકાર કરે છે. એથી મારી સ્મૃતિનો નાશ થયો નથી. વિષયોનું ધ્યાન ધરનારનું મન વિષયોથી ખેંચાઈ ગુંચાય છે. આ પ્રકાર ચોથા સ્કંધમાં કહેલો છે. 'હજુ સુધી નાશ થયેલો નથી' શબ્દોથી આ સમયથી પહેલાં થયો નથી એ બતાવે છે. હે કેશવ ! સંબોધનથી એમ સૂચવેલું છે કે ભગવાન ઉત્પત્તિ કરનાર બ્રહ્મા અને પલય કરનાર શંકરને પણ મોક્ષ આપનાર છે. તો ભક્તને જ્ઞાન આપવામાં તેમને શું શ્રમ હોય? વળી માયા વિગેરે જેટલા સ્મૃતિનો નાશ કરનાર છે. તે બધા મારાથી ભય પામે છે. 'આપના દર્શનની ઈચ્છા રાખનારની' વિશેષણ કહેલું છે. જે ભગવાનના ગુણોની ગણના કરે છે તેને બીજા ધર્મો હેરાન કરતા નથી. (૨૫)

એ પ્રમાણે પોતાનું વૃત્તાંત કહીને 'ભગવાનના દર્શન સર્વ પ્રાણીઓને દુર્લભ છે. તે મને કેમ અકસ્માત થયો એમ પોતાનું ભાગ્યને અભિનંદન કરતાં હવે કહે છે.

स त्वं कथं मम विभोऽक्षिपथः परात्मा योगेश्वरैः श्रुतिदृशामलहृद्विभाव्यः ।
साक्षादधोक्षज उरुव्यसनान्धबुद्धेः स्यान्मेऽनुदृश्य इह यस्य भवापवर्गः ॥२६॥

तादृशस्त्वं ममाक्षपथः कथं वा जात इत्याश्चर्यम् । परात्मेति । आत्मनोऽपि परोन्तरः कथं देहादपि बहिर्दृश्येतेत्येकानुपपत्तिः । किञ्च । योगेश्वरैरपि योगानुसारेण, तत्रापि श्रुतिदशा वेदबोधिज्ञानेनैव, न तु वैदिकप्रकारेण, तत्रापि अमला दृष्टिर्यस्य तादृशेन विभाव्यः । साधनप्रमाणाधिकाराः उत्तमा निरूपिताः । तैरप्येवं प्रत्यक्षो न भवति, किन्तु विशेषण भाव्यः तर्क्य एव । स मम साक्षात्कथं जात इत्याश्चर्यम् । **अनेन प्रमाणविचारेण दर्शनायोग्यता निरूपिता , प्रमेयविचारेणापि दर्शनायोग्यतामाह अधोक्षजेति** । अधः अक्षजं ज्ञानं यस्मादिति । किञ्च । स्वस्यानधिकारोऽपि । उरुव्यसनान्धबुद्धेः । अनेकव्यसनैः अन्धा बुद्धिर्यस्येति । नन्वकारणककार्योत्पत्तिर्न सम्भवतीति, अवश्यं स्यात्, यस्य मम भवापवर्गः । प्रायेण मम मोक्षः सम्भाव्यते केनचित्कारणेन, तद्भगवद्दर्शनव्यतिरेकेण मोक्षो न भवतीति मोक्षसाधनानि फलोन्मुखानि सन्ति भगवद्दर्शनं कायामासुः । तत्रापि मोक्ष इहैव, अस्मिन्नेव जन्मनि । अन्तिमजन्मन्येव भगवत्साक्षात्कारात् ॥२६॥

एवं दुर्लभदर्शनमुपपाद्य स्वर्गगमनार्थं भगवन्तं प्रार्थयितुं नवधा भगवन्तं सम्बोधयति देवदेवेति ।

*<u>શ્લોકાર્થ -૨૬:</u> હે શક્તિમાન ! યોગેશ્વરોએ વેદના જ્ઞાનથી શુદ્ધ થયેલી દષ્ટિથી ચિંતન કરવા યોગ્ય ઈંદ્રિયોથી જેમનું જ્ઞાન થતું નથી તેવા આપ પરમાત્માના ઘણાં દુઃખોનો લીધે અંધ થયેલી દષ્ટિવાળા મને સાક્ષાત દર્શન કે થાય? આ દેહમાં જેના ભવનો અંત છે તેવા મને આપનાં દર્શન થાય. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આપનાં દર્શન મને કેવી રીતે થયાં એ આશ્ચર્ય દર્શાવે છે? પરમાત્મા આત્માની પણ અંદરના છો. તેમના દર્શન કેવી રીતે થાય? એક અયોગ્યતા કહી. વળી યોગેશ્વરોએ પણ યોગને અનુસરીને અને વેદોએ દર્શાવેલા જ્ઞાનથી પણ વૈદિક પ્રકારથી નહીં તેમાં પણ પ્રત્યક્ષ નથી પણ વિશેષથી મળી શકે છે એવા જ આપ ચિંતન કરવા યોગ્ય છો. તે આપનાં મને સાક્ષાત દર્શન થયાં છે તે આશ્ચર્ય છે. 'ઈંદ્રિયોથી જેમનું જ્ઞાન થતું નથી' વિશેષણથી પ્રમેયના વિચાર પ્રમાણે પણ દર્શનની અયોગ્યતા કહે છે. 'ઘણા

દુ:ખને લીધે અંધ થયેલી દષ્ટિવાળા' વિશેષણથી પોતાને દર્શનનો અધિકાર નથી એમ કહેલું છે.

કારણ વગર કાર્ય ઉત્પન્ન થવાનું સંભવતું નથી. તેથી ભગવાનના દર્શન થવાનું અવશ્ય કારણ કહેવું જોઈએ. એમ કહેવામાં આવે તેથી મને આપનાં દર્શન થાય'એમ કહેલું છે. હું જેના ભવનો અંત છુ તેને આપના દર્શન થાય તે મારો મોક્ષ થવાનું સંભવે છે. ભગવાનના દર્શન વગર મોક્ષ થતો નહીં હોવાથી મોક્ષ કરાવનાર સાધનો એ ફલ આપવા તૈયાર થતાં ભગવાનના દર્શન કરાવેલાં છે. તેમાં પણ મોક્ષ આ જન્મમાં જ થવાનો છે કારણ કે છેલ્લા જન્મમાંજ ભગવાનના દર્શન થાય છે. (૨૬)

એ પ્રમાણે ભગવાનના દર્શન દુર્લભ છે એમ સિદ્ધ કરીને, સ્વર્ગમાં જવા માટે ભગવાનની પ્રાર્થના કરવા નીચેનો શ્લોક કહે છે.

**देवदेव जगन्नाथ गोविन्द पुरुषोत्तम।**
**नारायण हृषीकेश पुण्यश्लोकाच्युताव्यय ॥२७॥**




लोके गमने देवानामपि यो देवः तदाज्ञयैव गमनं भवति । स चेत्स्वस्मिन् क्रीडति, तदा देवत्वं भवतीति । जगन्नाथत्वादवश्यमाज्ञा प्रार्थनीया । गोविन्देति । सतामिन्द्रः। एवं राजसतामससात्त्विकभावेन प्रभुत्वेन सम्बोधितो भगवान् । आज्ञां प्रार्थयितुं प्रेरकत्वेन त्रिविधं पुरुषमाह । पुरुषोत्तमः पूर्णः पुरुषः । नारायणः पुरुषो द्वितीयः। हृषीकेशाऽन्तर्यामी तृतीयः पुरुषः । 'विष्णोस्तु त्रीणि रूपाणि पुरुषाख्यान्यथो विदु'रिति वाक्यात्। अनेन भगवत्प्रेरणया भोगार्थं गच्छामीति स्वापराधाभावो निरूपितः । तत्र गतस्य भगवत्स्मरणाद्यभावान्न निस्तार इत्याशङ्क्य भगवद्गुणाः सर्वत्र सन्तीति निरूपयन विशेषणत्रयमाह पुण्यश्लोकाच्युताव्ययेति । पुण्या श्लोका कीर्तिर्यस्येति । विषयसम्बन्धकृतदोषपरिहारः कीर्तिस्वाभाव्यादेव भवतीति सूचितम् । श्लोका विषयेष्वपि भवतीति न विषयैर्विरुध्यते । तेन सेवनसम्भवः । भगवतः

सर्वतोऽच्युतत्वात् नित्या कीर्तिर्भवति, पूर्णा च । ततः सम्पादनसाधनानपेक्षता। न विद्यते व्ययो यस्मादिति । तेनान्यस्यापि नाशाभाव उक्तः। श्रोतुरप्यच्युतत्वं सम्पादयतीति षष्ठीबहुव्रीहिपक्षेऽपि न दोषः ॥२७॥

एवं स्वर्गगमने सर्वामुपपत्तिमुक्त्वा प्रार्थयति अनुजानीहीति ।

<u>શ્લોકાર્થ -૨૭:</u> *હે દેવોના દેવ ! જગતના નાથ ! ગોવિંદ ! પુરૂષોત્તમ, નારાયણ ! ઈંદ્રિયોના ઈશ ! પવિત્ર કીર્તિવાળા, અચ્યુત ! હે અવિનાશી ! (૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : દેવલોકમાં જવું હોય ત્યારે દેવોના પણ જે દેવ હોય તેમની આજ્ઞાથી જ જવાય. જયારે પોતાની અંદર ક્રિડા કરે ત્યારે તે દેવ થાય. ભગવાન 'જગતના નાથ' હોવાથી તેમની આજ્ઞા અવશ્ય માગવી જોઈએ. 'ગોવિંદ, સત્પુરૂષોના ઈન્દ્ર. પુરૂષોત્તમ એટલે પૂર્ણ પુરૂષ, નારાયણ એ બીજો પુરૂષ. ઈંદ્રિયોનો ઈશ એટલે અન્તર્યામી ત્રીજો પુરૂષ અને વિષ્ણુના તો પુરૂષ નામના ત્રણ રૂપો જાણ્યા. એટલે ભગવાનથી પ્રેરાઈને ગોદાનના ફલ ભોગવવા જાઉ છું. તેથી મારો અપરાધ નથી.

ત્યાં ગયેલાને ભગવાનનું સ્મરણ થતું નથી તેથી મોક્ષ થશે નહિ. એવી શંકા થાય તેથી ભગવાનના ગુણો સર્વ સ્થળે છે એમ જણાવતાં પવિત્ર કીર્તિવાળા, અવિનાશી અચ્યુત એ ત્રણ વિશેષણો કહેલ છે. પવિત્ર કીર્તિ જેમની છે તેવા આપ છો આથી સૂચવેલું છે કે વિષયના સંબંધથી થતો દોષ કીર્તિના લીધે જ દૂર થાય છે. વિષયોમાં પણ કીર્તિ હોય છે. તેથી તે વિષયોથી વિરૂધ્ધ નથી. તેથી ત્યાં સ્વર્ગમાં પણ ભગવાનની સેવા થવાનો સંભવ છે. ભગવાન સર્વ પ્રકારે અચ્યુત હોવાથી તેમની કીર્તિ પણ નિત્ય અને પૂર્ણ છે. તેથી તેને મળવાના સાધનની જરૂર નથી. અવિનાશી એટલે નાશ નથી થતો તેવા આપ છો. કારણ કે ભગવાનની કિર્તિ શ્રવણ કરનારને પણ અચ્યુત બનાવે છે. (૨૭)

એ પ્રમાણે સ્વર્ગમાં જવાની યોગ્યતા કહીને નીચેના શ્લોકથી પ્રાર્થના કરે છે.

**अनुजानीहि मां कृष्ण यान्तं देवगतिं विभो ।**
**यत्र क्वापि सतश्चेतो भूयान्मे त्वत्पदास्पदम् ॥२८॥**

मामति । आवश्यकं पुण्यफलभोगयुक्तम् । कृष्णेति । सर्वथा सर्वप्रकारेण मोचनसमर्थः । न हि तस्य विषयसम्बन्धे मोचनसामर्थ्याभावः । अन्यथा विशेषावतरणं न कुर्यात् । यान्तं देवगतिमिति गमनमावश्यकमुक्तम् । अनभिप्रेतत्वादभ्यनुज्ञाभावमाशङ्क्याह विभो इति । तथापि विषयसम्बन्धे नाशमावश्यकमाशङ्क्य प्रार्थयति यत्र क्वापि सतश्चेत इति । त्रिविधानि स्थानानि सुखदुःखोभयरहितानि । दुःखे असामर्थ्यम्, सुखे अन्यासक्तिः, उभयाभावे मोहादिरिति सर्वत्रैव स्मरणाभावस्तुल्यः । तथापि कृपयैव स्मरणमिति स्थान विशेषस्याप्रयोजकत्वात् यत्र क्वापि सतो मे चेतः त्वत्पदे एव आस्पदं स्थानं यस्य । तथा सति सर्वत्र गच्छदपि चेतः त्वत्पदयोरेव स्थिरीभविष्यतीति न क्वापि चिन्ता ॥२८॥

ततो गच्छन् नमस्यति नमस्ते सर्वभावायेति ।

*શ્લોકાર્થ -૨૮: હે શ્રીકૃષ્ણ ! હે સર્વ શક્તિમાન ! દેવના માર્ગે જનારને મને પરવાનગી આપો. ગમે ત્યાં રહેનારના મારા ચિત્તનું આપના ચરણમાં સ્થાન હો. (૨૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : મને એટલે જરૂરી પુણ્યના ફલના ભોગવાળાને 'શ્રીકૃષ્ણ' એટલે સંપૂર્ણ રીતે મુક્તિ આપવાની શક્તિવાળા કારણ કે વિષયોનો સંબંધ હોય ત્યારે મુક્તિ આપવાની તેમનામાં શક્તિ નથી તેવું ન હોત તો તેમનો ખાસ અવતાર થયો ન હોત. ''દેવના માર્ગે જનારનો 'શબ્દોથી જવાનું જરૂરી હોવાનું કહેલું છે. સ્વર્ગ ઈચ્છેલું નહિ હોવાથી ત્યાં જવાની પરવાનગી મળશે નહિ. એવી શંકા થાય તેથી 'હે સર્વ શક્તિમાન' એવું સંબોધન છે. છતાં પણ વિષયોનો સંબંધ થતાં નાશ જરૂર થવાનો એવો ભય થતાં પ્રાર્થના કરે છે.

(૧) સુખ આપનારાં (૨) દુઃખ આપનારાં (૩) અને બંને ન હોય તેવાં.

मरणाभावच्च परा निषेधन्ति ॥१४॥

ततो मरणपर्यन्तं पीडिता: भगवदिच्छया अन्तस्तापं बहि:कृतवत्य इत्याह इति **प्रहसितमिति** ।

શ્લોકાર્થ - ૧૪ : હે ગોપીઓ ! તે શ્રીકૃષ્ણની કથાનું આપણને શું પ્રયોજન ? બીજી કથાઓ કહો. જો તેમનો સમય આપણા વગર જાય છે. તો આપણો પણ સમય તેમના વગર જાય છે. (૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : હે અક્કલ વગરની ગોપની સ્ત્રીઓ ! શ્રીકૃષ્ણની કથાનું આપણે શું પ્રયોજન ? ભગવાનમાં દોષ બુદ્ધિ ઉત્પન્ન થતાં ભક્તિ અથવા મુક્તિ પ્રાપ્ત થતાં ન હોવાથી અને આપણામાં દોષ થતો હોવાથી તેમની કથાથી આપણને કોઈ પણ લાભ થવાનો નથી. દૂર કરી આપણને પ્રાપ્ત થયો હોત તો વિઘ્નોને દૂર કરી આપણે સ્નેહથી ભગવાનનું ભજન કર્યું હોત. નિરોધ પ્રાપ્ત થયો હોત તો એક ક્ષણ જ ભગવાનનું દર્શન ન થતાં આપણે દેહ ઈંદ્રિયો વિગેરેનો ત્યાગ કર્યો હોત. મુક્તિ પ્રાપ્ત થઈ હોત તો આપણામાં વિષમપણું રહ્યું ન હોત તો તેમની કથાનું શું પ્રયોજન? કથાના રસનો આવેશ થવાથી કથા પણ કહેવી અથવા સાંભળવી જોઈએ. એવી શંકા થાય તેથી 'બીજી કથાઓ કહો' એમ કહેલું છે.

એવી રીતે ભગવાનનું ઉદાસીનપણું કેમ કરી રાખી શકાય? એવી શંકા થાય. તેથી ઉત્તરાર્ધ કહેલો છે. પરમાર્થ પ્રાપ્ત કરવાનું પ્રયોજન નહિ હોવાથી લૌકિક પ્રયોજન માટે ભગવાનની જરૂર રહી તે લૌકિક પ્રયોજન માટે બંનેમાં લંપટપણું અને ભોક્તાપણું રહે છે. એમ હોવાથી જો આપણા વિના તેમાને સમય જાય છે તો તેમના વગર આપણો પણ સમય જાય છે જ કારણ કે આપણે મરેલી નથી. જેના વગર જેનો નિર્વાહ ન થાય તે મેંણુ આપવા યોગ્ય થાય ત્યારે જેમ પ્રાણ જતા હોય ત્યારે બધા પદાર્થો લેવામાં દોષ થતો નથી તેમ શાસ્ત્ર પ્રમાણે દોષ થતો નથી. અને લોકોમાં નિંદા પણ થતી નથી. કારણ કે જેની પાસેથી લેવાની શાસ્ત્રમાં મના કરી છે. તેની પાસેથી પણ અન્ન અને જલ લેતા મરવા પડેલાને પાપ થતું નથી. તેવી રીતે જો ભગવાન વિના આપણા

પ્રાણ જતા હોય તો તેમને આપેલ મેંહણું થી દોષ ન થાય. નહિ તો ઉદાસીનને મેંહણું આપવાથી દોષ થાય તેમ દોષ જ થાય. હવે આપણા ભજન મુજબ ભજન કરવું તે ગુણ ભગવાનમાં નથી જ કારણ કે આપણા વિના જ તેમનો સમય જાય છે. તેથી જો આપણો પોતાનો ભગવાન આપણા ભજન પ્રમાણે આપણને ભજે' તેવો અધિકાર હોય અને ભગવાન સંબંધિ શાસ્ત્ર સત્ય હોય તો ભગવાન જ અહીં પધારે અને તે સત્ય ન હોય તો આપણું મરણ જ થાય એવો અર્થ છે.

આ બંને પ્રકારની ગોપીઓ મૂર્ચ્છા પામવા સુધી પ્રયાસવાળી છે. તેથી પહેલા પ્રકારની દુઃખથી મેંહણું કહે છે અને બીજા પ્રકારની મરણ થતું નથી તેમ કરવાની મના કરે છે.(૧૪)

પછી મરણ થાય ત્યાંસુધી પીડાએલીઓએ ભગવાનની ઈચ્છાથી અંદરનું દુઃખ બહાર કાઢ્યું તે હવે કહે છે.

**इति प्रहसितं शौरेर्जल्पितं चारुवीक्षितम्।**
**गतिं प्रेमपरिष्वङ्गं स्मरन्त्यो मुमुहुः स्त्रियः ।।१५।।**

प्रहसितमान्तरम् । बहिर्व्यामोहकम् । शौरेरिति सामर्थ्यमुक्तम् । जल्पितं वाचनिकम् । चारुवीक्षितमैन्द्रियकम् । कायिकं द्विविधमप्याह गतिं प्रेमपरिष्वङ्गमिति । एवं पञ्चाङ्गं भगवन्तं स्मरन्त्यः मोहं मूर्च्छां प्राप्ताः ।।१५।।

**मरणे तु सम्भाविते भगवानेवागच्छेत्, सायुज्यं च दद्यात्, तदभावात् बलभद्रेण सान्त्वनं कृतमित्याह सङ्कर्षण इति ।**

*<u>શ્લોકાર્થ -૧૫</u> : એ પ્રમાણે શૌરિનું હાસ્ય, ભાષણ, સુંદર દષ્ટિ ગતિ અને પ્રેમસહિત આલિંગનનું સ્મરણ કરતી સ્ત્રીઓ મૂર્ચ્છા પામી.(૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : હાસ્ય અંદરનું છે અને બહાર મોહ કરનારૂં છે. શૌરી શબ્દથી ભગવાનનું સામર્થ્ય કહેલું છે. ભાષણ એ વાણીનું કાર્ય છે. સુંદર દષ્ટિ ઈંદ્રિયોનું કાર્ય છે. ગતિ અને પ્રેમસહિત આલિંગન શબ્દોથી બંને પ્રકારના કાર્યો કહેલાં છે. એવી રીતે પાંચ અંગવાળા ભગવાનને સ્મરણ કરતી

સ્ત્રીઓ મોહ અને મૂર્છા પામી. (૧૫)

મરણ થાય તેવું હોત તો ભગવાન જ ત્યાં પધારત અને ગોપીઓને સાયુજ્યનું દાન કરત તેમ ન હતું તેથી ભગવાને બલભદ્ર દ્વારા તેમનું સાન્ત્વન કર્યું તે હવે કહે છે.



**सङ्कर्षणस्ताः कृष्णस्य संदेशैर्हृदयङ्गमैः।**
**सान्त्वयामास भगवान्नानानुनयकोविदः॥१६॥**

ताः पूर्वं निरुद्धाः अपहतशोकाश्च । पुनरुत्पन्ने दोषे उद्धववत् ततोऽपि विशेषप्रकारेण सान्त्वयामास । यतो भगवान् नानाप्रकारानुनये कोविदश्च। यथैव ताः सान्त्विता भवन्ति, तथैव कृताः ॥१६॥

सान्त्वनार्थमेव ह्ययं गतः, वाक्यमात्रेण सान्त्वनं न भवतीति वसन्तसमये तत्रैव स्थितश्चेत्याह द्वौ मासौ तत्र चावात्सीदिति ।

*<u>શ્લોકાર્થ -૧૬ :</u> જુદા જુદા પ્રકારનું સાન્ત્વન કરવામાં ચતુર ભગવાન બલભદ્રે શ્રીકૃષ્ણના હૃદયને સ્પર્શ કરે તેવા સંદેશાઓથી તેઓનું સાન્ત્વન કર્યું.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'તેઓનું' એટલે જેઓનો પહેલા નિરોધ કરેલો અને શોક દૂર કરેલો તેવી ગોપીઓનું તેઓમાં ફરી દોષ ઉત્પન્ન થતાં ઉદ્ધવની પેઠે તેઓનું સાન્ત્વન કર્યું. કારણ કે બલભદ્ર ભગવાન હતા. અને જુદા જુદા પ્રકારના સાન્ત્વનમાં ચતુર હતા. તેથી તે પ્રમાણે કર્યું. (૧૬).

આ બલભદ્ર સાન્ત્વન થાય નહિ તેથી વસંતના સમયમાં ત્યાં જ રહ્યા તે નીચેના શ્લોકથી કહે છે.

**द्वौ मासौ तत्र चावात्सीन्मधुं माधवमेव च ।**
**रामः क्षपासु भगवान्गोपीनां रतिमावहन् ॥१७॥**

स हि बहुकालं यत्र क्वचित्तिष्ठति, तत्रापि स्थितः। मधुं माधवमेव चेति । वसन्त एव कामकृता पीडा महतीति । तस्मिन् विद्यमाने कामो न पीडयतीति । भगवान् उद्धवद्वारा अलौकिकसमाधानं कृत्वा लौकिकन्यायेन बलभद्रद्वारा

कृतवानिति। रामोपि रतिवर्धनः। क्षपासु भगवद्रूपो भूत्वा गोपीनां रतिमावहन् स्वयमपि रेमे इत्यग्रेण सम्बन्धः। अवात्सीदिति पूर्वेण वा। चकारात् स वसन्तो मासत्रयात्मक इति ज्ञातव्यम्॥१७॥

अन्यार्थमेव चेद्गच्छेत्, तदा लोके अनौचित्यं भवतीति भगवदिच्छया स्वयमपि रतिं कृतवानित्याह **पूर्णचन्द्रकलामृष्ट** इति।

<u>શ્લોકાર્થ -૧૭ :</u> *ભગવાન રામ ગોપીઓને રાત્રીઓએ રમણ કરાવતા ચૈત્ર અને વૈશાખ બે માસ ત્યાં જ રહ્યા.(૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે હરકોઈ સ્થળે ઘણો સમય રહેતો તેથી ત્યાં પણ રહ્યા 'ચૈત્ર અને વૈશાખ' શબ્દોથી વસંતમાં જ કામની પીડા થતી હોવાથી અને બલભદ્ર હોય તો કામની પીડા કરે નહિ. તેથી ત્યાં બે મહીના રહ્યા. ભગવાને ઉધ્ધવ દ્વારા ગોપીઓનું અલૌકિક સમાધન કરીને લૌકિક રીત પ્રમાણે બલભદ્ર દ્વારા સમાધાન કર્યું.

'રામ' એ રમણ ની વૃધ્ધિ કરનારા છે. રાત્રિઓએ ભગવદરૂપ થઈ ગોપીઓને રમણ કરાવતાં તેમેને પોતે પણ રમણ કર્યું. 'ચ' અને શબ્દથી એમ જાણવું કે વસંત ત્રણ માસની હતી.(૧૭)

જો બલભદ્ર બીજાના કાર્ય માટે જ જાય તો લોકમાં અણછાજતું ગણાય તેથી ભગવાનની ઇચ્છાથી તેમણે પાતે પણ રમણ કર્યું તે હવે કહે છે.

पूर्णचन्द्रकलामृष्टे कौमुदीगन्धवायुना।
यमुनोपवने रेमे सेविते स्त्रीगणैर्वृतः॥१८॥

तत्पतिसम्बन्धे या न विरुध्यन्ते, ता बलभद्रेणापि न विरुध्यन्त एव। अनेन सर्वत्र भगवद्धर्मेषु भगवत्सिद्ध्यर्थं साक्षान्निर्लेपे सम्बन्धाभावात् अनुकल्पाः कृता इति सूचितम्। अनुकल्पोऽपि सानुभाव एव भवति, न तु निरनुभाव इति यमुनाकर्षणं वरुणादिसम्मानन च निरूपयिष्यति। त्याज्य एव देहादिरिति। यथा वस्त्रपावनार्थं जलं वस्त्रे प्रक्षिप्यते, तथा एताः भगवद्धर्मे प्रक्षिप्ताः। रमणे साधनान्याह। पूर्णचन्द्रकलाभिः मृष्टे उज्ज्वले यमुनोपवन





इति। वनं नदी च रसपोषके । अपेक्षितो वायुरिति देशं निरूप्य निरूपयति कौमुदीगन्धवायुनेति । कुमुदसम्बन्धिनी कौमुदी नदी तत्सम्बन्धिगन्धयुक्तेन वायुना सेविते। कौमुदी ज्योत्स्ना वा । गन्धश्च । उभयसहितेन वायुना सेवितत्वादेव मन्दत्वम् । इदं रमणं पुष्पावचयादिरूपम् । बहिरिति ज्ञापयितुं स्त्रीगणैर्वृत इत्युक्तम् । गणशः सर्वविधा एव स्त्रियस्तत्र सन्तीति ज्ञापितम्॥१८॥

तस्यानुभावमाह वरुणप्रेषितेति ।

<u>શ્લોકાર્થ -૧૮ :</u> *પુર્ણ ચંદ્રોના બિંબોથી ઉજળાં બનેલાં નદીના સંબંધવાળા અને સુંગધિ વાયુથી સેવાએલાં યમુનાના ઉપવનમાં સ્ત્રીઓના સમુહ વડે વીંટાયેલાં તેમણે રમણ કર્યું.(૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેઓના પતિઓનો સંબંધ થતાં જે ગોપીઓ વિરોધ કરતી ન હતી તેઓ આમનો બલભદ્રનો સંબંધ થતાં પણ વિરોધ ન જ કરે. આથી આમ સૂચવે છે કે સાક્ષાત્ દોષ વગરના જીવને ભગવાન સિવાય બીજાનો સંબંધ થતો નથી. ભગવાનના ધર્મોને સ્વતંત્ર ભગવાનની પ્રાપ્તિ થાય તે માટે તેમના જેવી ગોપીઓ કરેલી. તેના જેવું બીજુ કરવાનું પણ ભગવાનના ઐશ્વર્યથી જ થાય છે. પરંતુ પ્રભાવ વગરના સંબંધમાં થતું નથી. તેથી બલભદ્રે કહેલ યમુના ખેંચવાનું અને વરૂણે કરેલું તેમનું સન્માન કહેશે. દેહ વિગેરે તજવા યોગ્ય જ છે. તેથી જેમ વસ્ત્રને પવિત્ર કરવા વસ્ત્રને જલમાં નાખવામાં આવે છે. તેમ ભગવાને પાતોના ધર્મો બલભદ્રમાં આરોપ્યા - ફેંકવામાં આવ્યા. 'પુર્ણ ચંદ્રોના બિંબોથી ઉજળા બનેલાં યમુનાના ઉપવનમાં' શબ્દોથી રમણના સાધનો કહેલાં છે. વન અને નદી રસનું પોષણ કરનારાં છે. નદીના સંબંધવાળા અને સુંગધિ વાયુથી સેવાયેલાં એમ કહે છે. (૧) કુમુદ રાત્રે ખીલતાં કમળોના સંબંધવાળી કૌમુદી એટલે નદી. તેના સંબંધવાળી ગંધના વાયુથી સેવાયેલા હોવાથી ઉપવનમાં મંદપણું હતું. આ રમણ પુષ્પો વીણવારૂપ હતું. બહારનું હતું. એમ સમજાવવા 'સ્ત્રીઓના સમૂહથી વિંટાયેલા' એમ કહેલું છે. સર્વ પ્રકારની સ્ત્રીઓ ટોળાંબંધ ત્યાં હતી.(૧૮)

નીચેના શ્લોકથી બલભદ્રનો પ્રભાવ કહે છે.

**वरुणप्रेषिता देवी वारुणी वृक्षकोटरात् ।**
**पतन्ती तद्वनं सर्वं स्वगन्धेनाध्यवासयत् ॥१९॥**

**वारुणी काचिल्लक्ष्म्या सह अमृतमथने उत्पन्ना सा अधिष्ठात्री देवता सर्ववृक्षेषु तिष्ठति ।** सा दैत्येभ्यो दत्तेति दैत्यराजाधीना सा यस्मिन्नेव वृक्षे अधितिष्ठति, तत एव मधुधारा उत्पद्यते । **सङ्कर्षणश्च तामसी भगवन्मूर्तिः ।** मधुना सम्प्रीतो भवतीति दैत्यराजेन वरुणेनाज्ञत्वात् देवतात्वात् यथासुखं यथाभिलषितगन्धरसरूपा पतति। अतो वृक्षकोटरात्पतन्ती सर्वमेव तद्वनं स्वगन्धेन अध्यवासयत् । यथा स गन्धः सर्वव्यामोहको भवति ॥१९॥

अत एव गन्धेनैव वशीकृतो बलभद्रः पपावित्याह तद्गन्धं मधुधाराया इति ।

<u>શ્લોકાર્થ -૧૯ :</u> *વરૂણે મોકલેલી વારૂણી દેવીએ વૃક્ષોની બખોલમાંથી પડતાં તે બધા વનને પોતાની ગંધની સુવાસિત કર્યું.(૧૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અમૃતનું મંથન થયું. ત્યાં વારૂણી લક્ષ્મીની સાથે ઉત્પન્ન થયેલી. તે વૃક્ષોની અધિષ્ઠાત્રી દેવતા બધા વૃક્ષોમાં રહે છે. તે દૈત્યોને આપવામાં આવેલી તે દૈત્યોના રાજા વરૂણને આધિન છે. જે વૃક્ષમાં રહેઠાણ કરે તેમાંથી મદિરાની ધારા ઉત્પન્ન થાય. સંકર્ષણ પણ ભગવાનની તામસી મૂર્તિ છે. તે મદિરાથી ઘણા પ્રસન્ન થાય છે. દૈત્યોના રાજા વરૂણે આજ્ઞા કરેલી તે દેવતારૂપ હોવાથી બલભદ્રને જેમ સુખ થાય તેમ ગંધ અને રસવાળી થઇ પડે છે. તે વૃક્ષોના બખોલમાંથી પડતાં તે બધાએ વનને પોતાની ગંધથી સુવાસિત કર્યું. (૧૯)

એમ નીચેના શ્લોકથી કહે છે.

**तद्गन्धं मधुधाराया वायुनोपहृतं बलः।**
**आघ्रायोपगतस्तत्र ललनाभिः समं पपौ॥२०॥**

तत्सर्ववनव्याप्तम् । वायुनोपहृतमिति दूरेपि क्रीडन् आघ्रायोपगतः ।

उभयेषां पूर्णरमणे भगवत्स्मरणेन कदाचित्सङ्कोचः स्यात्, रसो वा नोत्पद्येत, अत एतदर्थं ललनाभिः समं पपौ ॥२०॥

ततो गतक्लेशास्ताः रतिपोषिका जाता इति वक्तुं तासां गानमाह उपगीयमानचरित इति ।

શ્લોકાર્થ - ૨૦ : *વાયુએ આણેલી મદિરાની ધારાની તે ગંધ સુંઘીને બલદેવે ત્યાં જઈ સ્ત્રીઓ સહિત તેનું પાન કર્યું. (૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'તે' એટલે આખા વનમાં પ્રસરેલી, વાયુએ આણેલી બલભદ્ર દૂર ક્રીડા કરતા હોવા છતાં સૂંઘીને ત્યાં ગયાં. બંને પૂર્ણ રમાણ કરે ત્યારે ભગવાનનું સ્મરણ થતાં બંનેને સંકોચ થાય અથવા રસ ઉત્પન્ન ન થાય તેથી આ કાર્ય માટે બલભદ્રે સ્ત્રીઓ સહિત તે મદીરાનું પાન કર્યું. (૨૦)

પછી તે ગોપીઓ ચિંતા વિનાની થતાં રસનું પોષણ કરનારી થઈ એમ નીચેના શ્લોકથી ગાન કરે છે.




उपगीयमानचरितो वनिताभिर्हलायुधः ।
वनेषु व्यचरत्क्षीबो मदविह्वललोचन: ॥२१॥

उपगीयमानं चरितं यस्येति । तस्मिन् रुचिरुक्ता । यतो वनिताः वनमिताः इति । हलायुध इति तस्यापि विचाराभाव उक्तः । किञ्च । क्षीबो मत्तः । अनेन विचाराभावः सम्यक् निरूपितः । मदेन विह्वले लोचने यस्येति लोकान् पश्यन्नपि न पश्यतीत्युक्तम् ॥२१॥

एवमवस्थापन्नस्य आधिदैविकं रूपं प्रकटीभूतमिति ज्ञापयितुं वर्णयति स्त्रग्वयेककुण्डलो मत्त इति ।

શ્લોકાર્થ - ૨૧ : *જેમના ચરિત્રનું ગાન સ્ત્રીઓથી થતું હતું મદિરાના મદથી જેમનાં લોચનો વિહ્વલ થયાં હતાં તેવા હલાયુધથી વનમાં છાટકા થઈ ફર્યા. (૨૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'જેમના ચરિત્રનું ગાન થતું હતું' વિશેષણથી સ્ત્રીઓની રૂચી તેમાં બતાવે છે. કારણ કે તે વનમાં ગયેલી જંગલી બનેલી

હતી. 'હલાયુધ્ધ' નામથી તે છાટકા થયા હતા. 'મદિરાના મદથી જેમનાં લોચન વિહ્વલ થયાં હતાં' વિશેષણથી એમ કહેલું છે કે તે લોકોને જોતા હોવા છતાં જોતા નહિ. (૨૧)

એવી સ્થિતિમાં બલભદ્રનું આધિદૈવિકરૂપ પ્રગટ થયું એમ નીચેના શ્લોકથી કહે છે.

**स्रग्व्येककुण्डलो मत्तो वैजयन्त्या च मालया ।**
**बिभ्रत्स्मितमुखाम्भोजं स्वेदप्रालेयभूषितम् ॥२२॥**

चत्वारि विशेषणानि चतुर्मूर्तित्वसम्पत्तये निरूपितानि । स्रग्वी पुष्पमालापरिवीताङ्गः, एकमेव कुण्डलं यस्य । सङ्कर्षणस्य तदसाधारणं चिन्हम् । योग एव, न साङ्ख्यमिति । मत्तः स्वभावतः । वैजयन्त्या नवरत्नखचितया आपादलम्बिन्या मालया स हसितमुखाम्बुजं श्वेतमुखकमलं बिभ्रत् । स्वेदरूपाः प्रालेयाः हिमकणाः । तेन रूपितमिति । अनेन श्रमः सहज एव शोभाकरः न तु क्लेशजनित इति सूचितम् । ते प्रस्वेदकणाः न शीतला भवन्तीति ॥२२॥

तर्हि स्वरूपनाश एव वारूण्या जात इत्याशङ्क्य, तथा प्रतीतवन्तं देवमपि नाशयतीति ज्ञापयितुं यमुनां तथा मन्यमानां निग्रहं चिकीर्षुराकारितवानित्याह स आजुहावेति ।

<u>શ્લોકાર્થ -૨૨ :</u> *તે માલાવાળા, એક કુંડલવાળા, છાટકા હતા અને પરસેવારૂપી હિમથી શોભતું અને વૈજયન્તી માલાથી હાસ્યવાળું મુખકમળ ધારણ કરતા હતા.(૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે ચાર મૂર્તિવાળા થાય તે માટે ચાર વિશેષણો કહેલાં છે. (૧) માલાવાળા એટલે પુષ્પોની માળાઓથી વીંટાયેલા દેહવાળા (૨) એક જ છે કુંડલ જેનું . આ સંકર્ષણનું અસાધારણ ચિન્હ છે. કારણ કે તેમને યોગ જ છે. સાંખ્ય નથી. (૩) સ્વભાવથી છાટકા હતા. (૪) નવ રત્નો

કરતા હતા. પરસેવારૂપ હિમના બિંદુઓ હતા તેથી મુખકમળ શોભતું હતું. કુદરતી શ્રમ જ શોભા કરાવનારો છે પરંતુ મહેનતથી થયેલો શ્રમ તેવો નથી. કારણ કે મહેનત થયેલ પરસેવાનાં બિંદુઓ શીતલ નથી. (૨૨) જ્યારે મદિરાથી બલભદ્રના સ્વરૂપનો નાશ થયો એવી શંકા થાય તેથી તેમ માનનાર દેવનો પણ તે નાશ કરે છે. એમ જાણાવવા તેમ માનનારી યમુનાને શિક્ષા કરવાની ઈચ્છાથી તેમણે તેને બોલાવી એમ નીચેના શ્લોકથી કહે છે. (૨૨)

**स आजुहाव यमुनां जलक्रीडार्थमीश्वरः ।**
**निजं वाक्यमनादृत्य मत्त इत्यापगां बलः ।**
**अनागतां हलाग्रेण कुपितो विचकर्ष ह ॥२३॥**

केवलं निग्रहार्थमाकारणे सुतरां मत्तता भवतीति यत्रैव पीत्वा तिष्ठति, तत्रैव जलक्रीडा कर्तव्येति जलक्रीडार्थमित्युक्तम् । नन्वेवं कृतेऽपि मत्तता भवत्येव, नहीश्वरमर्यादया स्थापिता नद्यः क्वचिदायान्ति, आगता वा कथं न मर्यादाभङ्गं कुर्युः तत्राह ईश्वर इति । न हि स्वार्थमेव मर्यादा भवति, अन्यथा क्रीडार्थं जगन्निर्माणमिति पक्षो न स्यात् । नहीश्वरः ईशितव्यमुपसर्पति । ततो यमुनया विचारितम्, मत्तोऽयम्, मत्त एव अविचार्यैवाकारयतीति बलवाक्यमनादृत्य, आपगां नदीं अनागतां हलाग्रेण विचकर्ष । हलस्याप्याधिदैविकत्वात् देवतासहितां नदीं कूलेऽपि निम्नभावं सम्पाद्य, कुल्यामार्गेण नीतवान् । तदा देवतासहितं जलं स्वभावमार्गेणागच्छत् तेनैव मार्गेण गन्तुं प्रवृत्तम् ॥२३॥

एतदपि मत्तकार्यमेवेत्याशङ्क्य ज्ञानपूर्वकं तत्करणमित्याह पापे त्वं मामवज्ञायेति ।

*<u>શ્લોકાર્થ - ૨૩</u> : તે ઈશ્વરે યમુનાને જલક્રીડા કરવા બોલાવી. આ છાટકા છે એમ માની, પોતાના વાક્યનો અનાદર કરી નહિ આવેલી નદીને બલભદ્રે કોપ કરી હલની અણિથી ઘસડી. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : માત્ર શિક્ષા કરવા જ બોલાવે તો ઘણું જ

છાટકાપણું ગણાય. તેથી જ્યાં મદિરા પીને ઉભા હતા ત્યાં જ જલક્રીડા કરવી એવા વિચારથી 'જલક્રીડા કરવા માટે' એમ કહેલું છે. એમ કહે તો પણ છાટકાપણું થાય જ કારણ કે ઈશ્વરની મર્યાદા પ્રમાણે રાખવામાં આવેલી નદીઓ ક્યાંય બીજે આવતી નથી. અથવા તેમનાથી મર્યાદાનો ભંગ કેમ થાય? એવી શંકા થાય તેથી 'ઈશ્વર' શબ્દ યોજેલ છે. કારણ કે ઈશ્વરની મર્યાદા પોતાના માટે જ હોતી નથી. તેમ ન હોય તો ઈશ્વર માટે પણ મર્યાદા હોત. ઈશ્વર ક્રીડા કરવા જગત બનાવે છે. એવો મત ખોટો પડે. કારણ કે ઈશ્વર જેને તે વશ રાખે છે તેની પાસે જતા નથી. તેથી યમુનાએ વિચાર્યું કે આ છાટકા છે. એટલે વિચાર કર્યા વગર મને બોલાવે છે. તેથી બલભદ્રના વાક્યનો અનાદર કરીને નહિ આવેલી નદીને બલભદ્રે હલની અણીથી ઘસડી. હલમાં પણ આધિદૈવિક શકિત હોવાથી તેને દેવતા સહિત નદીના કિનારાના પ્રદેશને પણ નીચાણવાળા પ્રદેશમાં નહેરના માર્ગે વાળી. તે વખતે દેવતા સહિત જલ હતું. તે માર્ગેથી ન વહેતાં નવો માર્ગ કર્યો. તે માર્ગેથી વેહેવા લાગ્યું (૨૩)

આ કાર્ય પણ છાટકાનું જ છે એવી શંકા થાય તેથી બલભદ્રે જ્ઞાનપૂર્વક તેમ કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**पापे त्वं मामवज्ञाय यन्नाऽयासि मयाहुता ।**
**नेष्ये त्वां लाङ्गलाग्रेण शतधा कामचारिणीम्॥२४॥**

मयाहुता आहूता । अथवा। यस्मात्त्वं मामवज्ञाय नागता, अतो मया हुता यथा हुता दग्धा भवति, एवं शुष्केत्यर्थः । न केवलं शुष्कमात्रं निग्रहः, किन्तु अगृहामपि करिष्यामि, यतो वृष्टिजलेनापि लोका नदीत्वं न मंस्यन्त इति तदाह **नेष्ये त्वां लाङ्गलाग्रेणेति** । यथा केदारेण सिक्तं जलं गच्छति, ईश्वरवचनोल्लङ्घने महत्पापम्, पापे च दण्डादिकं न दोषायेति पाप इति सम्बोधनम् । तस्या अपराधमाह **कामचारिणीमिति** ॥२४॥

इयं न तस्य प्रतिज्ञा, किन्तु निर्भत्र्सनमात्रमित्याह एवं निर्भर्त्सितेति ।

<u>શ્લોકાર્થ -૨૪ :</u> *હે પાપીણી ! મેં બોલાવેલી તું મારો અનાદર કરીને ન*

*આવી. તેથી તને સ્વંચ્છીને હલની ટોચથી સેંકડો વિભાગવાળી કરીશ. (૨૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : મેં બોલાવેલી. મારી અવગણના કરીને આવી નહિ તેથી મેં તને હોમી છે. જેમ હોમેલી બળી જાય છે તેમ તને સૂકી બનાવી છે એમ અર્થ છે. તને રહેઠાણ વગરની પણ કરીશ કારણ કે વરસાદના જલને લીધે પણ લોકો તને નદી માનશે નહિ એવો અર્થ છે. જેમ ખેતરમાં સીંચેલું જલ જતું રહે તેવી તને કરીશ. ઈશ્વરના વચનનું ઉલ્લઘંન કરવાથી ભારે પાપ થાય છે અને શિક્ષા કરવામાં આવે તેમાં દોષ નથી. એમ જણાવવા 'હે પાપીણી' ! એવું સંબોધન કરેલું તે 'સ્વછંદી' વિશેષણથી તેનો અપરાધ કહેલો છે. (૨૪)

આ તે બલભદ્રની પ્રતિજ્ઞા ન હતી પણ માત્ર ધમકી જ હતી તે નીચેના શ્લોકથી કહે છે.



**एवं निर्भर्त्सिता भीता यमुना यदुनन्दनम् ।**
**उवाच चकिता वाचं पतिता पादयोर्नृप ॥२५॥**

आकर्षणसामर्थ्यं दर्शनादेव ज्ञातवती। सत्यमेव करिष्यतीति। ततो भीता। यदुनन्दनं भक्तकृपालुम् । चकिता आश्चर्ययुक्ता सती प्रवाहस्थानात् दूरे नीता उवाच। पादयोः पतितेति अपराधक्षमापनार्थम् । नृपेति सम्बोधनं परिज्ञानार्थम्। अल्पो न विश्वसतीति ॥२५॥

तस्याः प्रार्थनामाह राम रामेति ।

*શ્લોકાર્થ - ૨૫ : હે નૃપ ! એ પ્રમાણે ધમકાવેલી ભય પામેલી યુમનાએ આશ્ચર્ય પામી, ચરણમાં પડી નીચે પ્રમાણે વાણી કહી. (૨૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : ઘસડવાનું સામર્થ્ય અનુભવ્યું તેથી ભય પામી અને આશ્ચર્ય પામી અને યદુનંદનને કહેવા લાગી. આપ ભક્તો ઉપર કૃપા કરનાર છો. તો મારો અપરાધ ક્ષમા કરો અને ચરણમાં પડી એમ કહેલું છે હલકા પુરૂષને એવું વચન થતું નથી તેથી પરીક્ષિતને જ્ઞાન થાય તે માટે હે નૃપ ! એવું સંબોધન છે.

નીચનો શ્લોકથી પ્રાર્થના કરે છે.

**राम राम महाबाहो न जाने तव पौरुषम् ।**
**यस्यैकांशेन विधृता जगती जगतः पते ॥२६॥**

आदरे वीप्सा । तेनावज्ञा परिहृता । महाबाहो इति स्वज्ञातं भगवत्सार्थ्यमाह। तज्ज्ञानं सामान्यत एव, विशषतो न जानामीत्याह न जाने तव पौरुषमिति । वस्तुतस्त्वं महाबाहुः । अहं परं न जान इति वा । ज्ञात्वैवापराधशान्त्यर्थं तथा वदतीत्याशङ्क्यामाह यस्यैकांशेनेति । माहात्म्यं हि दृष्टं जानाति। नदी पुनः भूम्या एकदेशे भवति । 'भूमिरेव पञ्चाशत्कोटिविस्तीर्णा यस्य एकदेशेन विधृता भवन्ति भूमण्डलं सर्षपायति यस्य मूर्ध्नी'ति वाक्यात् । तस्मादज्ञात्वा कृतोऽपराध इति क्षमा कर्तव्येति भावः । नन्वज्ञात्वा कृतऽप्यपराधे दण्डो लोके दृष्ट इति चेत्, तत्राह जगतः पत इति। उदासीनव्यवस्थेयम्। पतिस्त्वज्ञानकृते न दण्डं करोति ॥२६॥

ननु ज्ञायत एव सङ्कर्षणो महानिति सर्वशास्त्रसिद्धम्, तत्कथमज्ञानमिति चेत्, तत्राह परं भावं भगवत इति।

<u>શ્લોકાર્થ -૨૬ :</u> હે રામ ! હે રામ ! હે મહાબાહુ વાળા ! હે જગતના પતિ જેમના એક અંશથી જગત ધારણ કરાયેલા છે તેવા આપનું પુરૂષાતન હું જાણતી નથી. (૨૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે રામ ! હે રામ ! એમ બે વાર કહેલું છે તેથી તેની અવજ્ઞા મટી જાય છે. હે મહાબાહુવાળા સંબોધનથી પોતે અનુભવેલું ભગવાનનું સામર્થ્ય કહેલું છે. 'આપના પુરૂષાતનને હું જાણતી નથી' શબ્દોથી તેમનું સામર્થ્ય જાણતી નથી એમ જણાવેલું છે. આપ વાસ્તવિક રીતે મહાબાહુવાળા છો પણ હું તે જાણતી નથી. જાણતી હતી છતાં ક્ષમા કરાવવા તે પ્રમાણે કહે છે. એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલ છે. કારણ કે મહાત્મ્યનો અનુભવ થાય ત્યારે જાણવામાં આવે છે. ભૂમીના એક ભાગમાં નદી રહેલી છે. અને જેમના માથા ઉપર ભૂમંડલ રાઈના દાણાની માફક રહે છે તેવા આપ છો. તેથી આપનું પુરૂષાતન અનુભવ્યા સિવાય અપરાધ જાણ્યા વગર પણ અપરાધ

કરવામાં આવે તો સજા થતી હોય છે. એવી શંકા થાય તેથી ' હે જગતનના પતિ' એવું સંબોધન કરેલું છે. આ સજાની વ્યવસ્થા તો અજાણ્યા લોકમાં હોય છે. પતિતો અજ્ઞાનથી અપરાધ થાય ત્યારે સજા કરતા નથી. (૨૬)

સર્વ શાસ્ત્રમાં પ્રસિદ્ધ 'સકર્ષણ મહાન છે' એવો વૃતાંત તું જાણતી હતી તેથી જાણતી નથી એમ કેમ કહે છે? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**परं भावं भगवतो भगवन्मामजानतीम्।**
**मोक्तुमर्हसि विश्वात्मन्प्रपन्नां भक्तवत्सल ॥२७॥**



त्वयि मनुष्यभाव एव आधिभौतिकभावो वा लोकसिद्धः, न तु परो भावः । यथा भगवति कृष्णे । स एवात्राविष्ट इति न कोऽपि जानाति । अतः परं भावं साक्षाद्भगवतस्ते अजानतीं मां मोक्तुमर्हसि । भगवन्निति सम्बोधनात् इदानीं ज्ञातमिति नाग्रे अपराधः सम्भविष्यतीति सूचितम् । ज्ञातेऽप्यपराधे क्षमा कर्तव्येति सम्बोधनान्तरमाह विश्वात्मन्निति । आत्मापराधः कस्यापि न रोषकर इति। तथाप्यधिकारावेशेन भेददर्शनात् अक्षमेति चेत्, तत्राह भक्तवत्सलेति। आत्मनो भक्तत्वमाह प्रपन्नामिति ॥२७॥

एवं कर्ममानभक्तिप्रकारैः प्रार्थनायां कृतायां तां त्यक्तवानित्याह तत्तो व्यमुञ्चदिति ।

<u>શ્લોકાર્થ - ૨૭ :</u> *હે ભગવાન ! હે વિશ્વના આત્મા ! હે ભક્ત પ્રેમી. આપ ભગવાનેનું ઉત્તમ ગૌરવ જાણનારા શરણે આવેલીને મને મુક્ત કરો. (૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આપમાં મનુષ્ય હોવાપણું લોકમાં પ્રસિદ્ધ છે. પરંતુ ભગવાન શ્રીકૃષ્ણમાં ઉત્તમ ગૌરવ પ્રસિદ્ધ છે. તેવું આપમાં નથી તેથી શ્રીકૃષ્ણે આપમાં આવેશ કરેલો છે. એમ કોઈ પણ જાણતું નથી. એટલે આપનું ગૌરવ ન જાણનારી મને મુક્ત કરો. હે ભગવાન ! એ સંબોધન સૂચવે છે કે હવે તે આપમાં હોવાનું જાણ્યું. તેથી ભવિષ્યમાં આવો અપરાધ થશે નહિ. 'હે વિશ્વના આત્મા' એવું બીજુ સંબોધનથી અપરાધ થાય તો પણ ક્ષમા કરવા યોગ્ય છે. પોતે કરેલો પાતાનો અપરાધ કોઈને પણ રોષ કરતો

નથી. છતાં તે મારામાં ભેદ જોયા. તથી ક્ષમા કરતા નથી એમ કહે તથી હે ભક્તપ્રેમી ! એવું સંબોધન કરેલું છે. પોતે ભક્ત છે એ 'શરણે આવેલી' શબ્દોથી કહેલું છે. (૨૭)

એવી રીતે જ્ઞાન અને ભક્તિના પ્રકારથી યમુનાએ પ્રાર્થના કરી ત્યારે તેને મુક્ત કરી તે હવે કહે છે.

**ततो व्यमुञ्चद्यमुनां याचितो भगवान्बलः ।**
**विजगाह जलं स्त्रीभिः करेणुभिरिवेभराट् ॥२८॥**

तयैव मोचनार्थं याचितः, यतो भगवान् । महत इयमेव व्यवस्था । पुनरपकारं न करिष्यतीति बुद्ध्वा तथा कृतवानिति पक्षं व्यावर्तयति बल इति । स्वबलाभिनिवेशादेव तथा कृतवान्, न तु ज्ञात्वेत्यर्थः । तस्यां प्रसन्न इति ज्ञापयितुं क्रीडामाह विजगाह जलं स्त्रीभिरिति । पूर्ववन्मर्यादां त्यक्तवानिति ज्ञापयितुं दृष्टान्तमाह करेणुभिरिवेभराडिति ॥

एतावत्पर्यन्तं भगवत्त्वमुक्त्वा तिरोहितो भगवानिति ज्ञापयितुं तस्य वस्त्राणां क्लेदनात् वस्त्रान्तरपरिधानमाह कामं विहृत्य सलिला-दुत्तीर्णायेति ।

<u>શ્લોકાર્થ -૨૮</u> : *પછી યાચના કરેલ ભગવાન બલભદ્રે યમુનાને મુક્ત કરી અને જેમ હાથણીઓ સહિત હાથી જલમાં પડે તેમ સ્ત્રીઓ સાથે પોતે જલમાં પડ્યા. (૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : યમુનાએ મુક્ત કરવા યાચના કરી કારણ કે બલભદ્ર ભગવાન હતા. આવી જ વ્યવસ્થા મોટા પુરૂષોની હોય છે. 'બલભદ્ર' શબ્દતી તેમના બલના દઢ નિર્ણયથી તેમ કર્યું પણ ફરી અપકાર કરશે નહિ એમ જાણીને કર્યું ન હતું એવો અર્થ છે. બલભદ્ર યમુના ઉપર પ્રસન્ન થયા હતા. તે જણાવવા તેમણે ઉત્તરાર્ધમાં કરેલી ક્રીડા કહે છે તેમને મર્યાદાનો ત્યાગ કર્યો એમ જણાવવા 'જેમ હાથણીઓ સાથે હાથી' જલમાં પડે એવું દષ્ટાંત કહેલું છે.

આટલે સુધી બલભદ્રને ભગવાન કહીને પછી ભગવાન તિરોહિત થયા એમ જણાવવા તેમના વસ્ત્રો ભીંજાવવાથી બીજા વસ્ત્રો પહેર્યા. તે નીચેના શ્લોકથી કહે છે.



**कामं विहृत्य सलिलादुत्तीर्णायासिताम्बरे ।**
**भूषणानि महार्हाणि ददौ कान्तिः शुभां स्रजम् ॥२९॥**

कान्तिर्भगवतश्चतुर्थी शक्तिः । अत एव तामसी मूर्तिश्चतुर्थी तद्धितार्थं तस्य प्रिये नीले अम्बरे भूषणानि च तदीयानि शुभां स्रजं कल्याणसूचिकां मालां ददौ। अन्यथा अपराधस्मरणात् जीवितमेव न भवेत् । भगवदीयया सत्कृत इति तस्यान्तरस्तापो निवृत्तः ॥२९॥

ततस्तत्परिधानात् बहिर्मालिन्यमपि निवृत्तमित्याह **वसित्वा वाससी नीले** इति ।

<u>શ્લોકાર્થ - ૨૯:</u> *ઈચ્છા પ્રમાણે વિહાર કરીને જલમાંથી બહાર નીકળેલા બલભદ્રને કાંતિએ બે શ્યામ વસ્ત્રો ઘણાં કિંમતી આભૂષણો અને કલ્યાણકારી માલા આપી.(૨૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કાંતિ ભગવાનની ચોથી શક્તિ છે. તે તામસી મૂર્તિ બલભદ્ર છે. તેમના હિત માટે તેમને પ્રિય બે શ્યામ વસ્ત્રો અને આભૂષણો અને કલ્યાણ કરનારી માલા આપ્યા. એમ થયું ન હોત તો અપરાધના સ્મરણને લીધે બલભદ્રનું જીવન જ ન રહેત. ભગવાનની શક્તિએ તેમનો સત્કાર કર્યો અને તેમનો અંતરનો તાપ દૂર થયો. (૨૯)

તે પહેરવાથી અંદરનું મલીનપણું પણ ગયું તે કહે છે.

**वसित्वा वाससी नीले मालामुन्मुच्य काञ्चनीम्।**
**रेजे स्वलङ्कृतो लिप्तो माहेन्द्र इव वारणः ॥३०॥**

सजातीयेनैव सजातीयं व्यावर्त्यत इति नीले वाससी वसित्वा, मालां च कीर्तिमयीमुन्मुच्य, काञ्चनीं स्वरूपतोऽप्यमृतमयीं नित्यसद्गुणरूपाम् ।

निर्दोषगुणवान् भूत्वा रेजे । एवं स्वाभाविकीमवस्थामापन्नः स्वलङ्कृतो जातः, लिप्तश्चाङ्गरागैः । सर्वेषां दर्शनीय एव जातः, न तु गुप्त इति दृष्टान्तमाह माहेन्द्र इव वारण इति। ऐरावत इव ॥३०॥

तस्य माहात्म्यमग्रेऽपि दृश्यत इत्याह अद्यापि दृश्यत इति ।

શ્લોકાર્થ -૩૦ : બે શ્યામ વસ્ત્રો પહેરી, સુવર્ણની માલા ધારણ કરી, સારી રીતે અંલકાર ધારણ કરેલા અને લેપ કરેલા તે ઈંદ્રના હાથીની પેઠે શોભ્યા.(૩૦)

ભાવાર્થ, સુબોધિનીજી :બે શ્યામ વસ્ત્રો ધારણ કરી અને સુવર્ણની અને ગુણરૂપ કીર્તિરૂપ માલાને ધારણ કરીને દોષ વગરના થઈને બલભદ્ર શોભ્યા. અંગ ઉપર સુંગધી લેપો લગાવ્યા તેથી વધારે સુંદર દેખાયા. પરંતુ અદશ્ય થયા ન હતા તે માટે દષ્ટાંત 'ઈંદ્રના હાથીની પેઠે' શબ્દોથી કહે છે. ઐરાવતની માફક શોભતા હતા.(૩૦)

નીચેના શ્લોકથી ભવિષ્યમાં તેમનું મહાત્મ્ય જોવામાં આવે છે તે કહે છે.

**अद्यापि दृश्यते राजन् यमुनाकृष्टवर्त्मना।**
**बलस्यानन्तवीर्यस्य वीर्यं सूचयतीव हि ॥३१॥**

अन्यथा अग्रे अपकीर्तिः स्यादिति । आकृष्टवर्त्मना हलाकर्षणमार्गेण । महत एव वीर्यस्य वीर्यं सूचयतीव सा जाता, न तु तावदेव बलमिति । वस्तुतस्तु तदप्रयोजकम्, न पूर्णमाहात्म्यसूचकं भवितुमर्हतीति इवशब्दः ॥३१॥

एवमेकदिनकृत्यमुक्त्वा यावत्कालं स्थितः सर्वेष्वेव दिवसेषु तदतिदिशति।

શ્લોકાર્થ -૩૧ : હે રાજન ! આજે પણ યુમના બલભદ્રે ધસડેલા માર્ગથી અનંત વીર્યવાળા બલભદ્રને વીર્યથી જાણે સૂચવતી હોય તેમ દેખાય છે.(૩૧)

ભાવાર્થ, સુબોધિનીજી : હલ વગર ધસડેલા માર્ગથી મોટા વીર્યવાળીને સૂચવતી હોય તેમ યમુના થઈ છે. બલભદ્રનું બલ તેટલું જ છે એમ નથી પણ વાસ્તવિક રીતે તો તે નકામું છે. કારણ કે તે પૂરેપૂરૂં મહાત્મ્ય સૂચવનારૂં નથી

તેથી 'ઈવ' શબ્દ યોજેલ છે. એવી રીતે એક દિવસનું કૃત્ય વર્ણવી જેટલો સમય રહ્યો તે બધાએ દિવસોને લાગુ પડે છે.

**एवं सर्वा निशा याता एकेव चरतो व्रजे ।**
**रामस्याक्षिप्तचित्तस्य माधुर्यैर्व्रजयोषिताम् ॥३२॥**

एवं सर्वा निशा याता इति । एकेवेति प्रकारे विशेषाभावः । व्रजे चरत इति स्थानस्य समानत्वाद्वैलक्षण्यं न प्रकाशितवान्, नत्वसामर्थ्यादिति सूचितम् । स्वपौरुषख्यापनमपि न कृतवानित्यत्र हेतुमाह व्रजयोषितां माधुर्यैराक्षिप्तचित्तस्येति । रामो हि साधनप्रधानः, भगवद्गुणाः तत्र प्रकाशन्त इति तत्साधनार्थमितरापेक्षया तत्समीचीनमिति तावन्मात्रेण पर्यवसितमतिर्माधुर्यैर्भगवद्धर्मैर्वशीकृतचित्तस्य एकेव निशा यातेत्यर्थः ॥३२॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे षोडशोऽध्यायः ॥१६॥

<u>શ્લોકાર્થ -૩૨ :</u> *એવી રીતે વ્રજમાં ફરતા વ્રજ સ્ત્રીઓના માધુર્યથી હરાયેલા ચિત્તવાળા બલભદ્રની સર્વ રાત્રીઓ એકની પેઠે ગઈ.(૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'એકની પેઠે' શબ્દથી બધી રાત્રીઓ જવામાં ભેદ ન હતો. 'વ્રજમાં ફરતા' વિશેષણથી સ્થાન એક હોવાથી ભેદ દેખાડેલ નથી. તેમને પોતાનું પુરૂષાતન દર્શાવ્યું નહિ તેનું કારણ ઉત્તરાર્ધથી કહેલું છે. કારણ કે બલભદ્ર સાધનને મુખ્ય માનનારા હતા. માધુર્યથી એટલે ભગવાન પ્રતિ પ્રગટ કરેલ ધર્મોથી હરાયેલા એક રાત્રી ગઈ હોય તેમ બધી રાત્રીઓ ગઈ એવો અર્થ છે.

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૧૬ મો
સાત્ત્વિક પ્રમેય પ્રકરણ
સંપૂર્ણ"

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

(दशम-उतरार्ध-सात्त्विक-प्रमेय-प्रकरणम् ।)

## सप्तदशोऽध्याय : ।

कामस्य पूर्तिमुक्त्वात्र क्रोधस्यापि निरूप्यते ।
कंसादेरिव दुष्टानां मोक्षोऽत्र विनिरूप्यते ॥१॥
सस्थानस्य सदेवस्य पोषकैः सहितस्य च ।
विपक्षिणो नाशरूपः पूर्वस्माद्वचसा पृथक् ॥२॥
लौकिकैरपि वाक्यैर्यः कामादौ प्रविशेत् पुमान् ।
तं कृष्णो मोचयेत् सत्यं सर्वथेति निरूप्यते ॥३॥
पौण्ड्रकस्य समित्रस्य कर्मोपासनसंयुतौ।
साधारवंशमात्रस्य नाशः सप्तदशेऽभवेत्॥४॥

# દશમ સ્કંદ ઉત્તરાર્ધ પૂવાર્ધ

## "સાત્ત્વિક પ્રમેય પ્રકરણ"




## અધ્યાય સતરમો

કારિકાઓ :

કારિકા-૧ : કામ પૂર્ણ કરવાનું કહી અહીં ક્રોધ પણ પૂર્ણ કરવાનું કહેવામાં આવે છે. કંસ વિગેરેની પેઠે અહીં દુષ્ટોના મોક્ષનું નિરૂપણ કરવામાં આવે છે. (૧)

કારિકા-૨ : સામાવાળાઓના સ્થાન સાથેનો દેવ સાથેનો અને પોષણ કરનારાઓ સાથેના નાશરૂપ મોક્ષ અહીં કહેલો છે. વાણીને લીધે પહેલાં કરતાં આ જુદો છે. (૨)

કારિકા-૩ : લૌકિક વાક્યોથી પણ જે પુરૂષ ભગવાનમાં કામ વિગેરે રાખે છે તેને શ્રીકૃષ્ણ સર્વ પ્રકારે મુક્ત કરે છે એમ કહેવામાં આવે છે. (૩)

કારિકા-૪ : કર્મ અને ઉપાસના ભેગાં થતાં, મિત્ર સહીત અને આધારરૂપ આખા વંશ સહીત પૌડ્રકનો નાશ સત્તરમા અધ્યાયમાં થયો. (૪)

पूर्वाध्याये पूर्वोक्तानां तामसप्रभृतीनां सात्त्विकत्वापादनात् गोपिकानां सकामत्वात् सात्त्विकप्रकरणे कामः पूरितः । अधुना कंसवत् प्राकृतैरपि वाक्यैः ये भावं कृतवन्तः, तेषां मोक्षरूपो निरोधो निरूप्यते । दैत्यांशानां द्विष्टानां साक्षान्मोक्षो नास्तीति निरोधरूप एव मोक्षो निरूप्यते । तत्रापि कामक्रोधयोः समानकाले प्रादुर्भाव इति शक्तिरपि विभक्तेति यदैव गोपिकानिरोधार्थं भगवान् रामो गतः, तदैव साक्षाद्भगवतोऽपि नियोगं वक्तुं काशीदाहकथा आरभ्यते । तस्याः प्रस्तावनामाह ।

**श्रीशुक उवाच - नन्दव्रजं गते रामे करूषाधिपतिर्नृप ।**
**वासुदेवोऽहमित्यज्ञो दूतं कृष्णाय प्राहिणोत् ॥१॥**

'करूषान्मानवादास' न्निति कारूषा एव करूषाः क्षत्रियाः, ते वस्तुतः उत्तरापथराजानः ब्राह्मणभक्ता धर्मपराश्च । तेषामधिपतिः कश्चित्कस्य-

चिद्वसुदेवनाम्नः पुत्रः पुराणेषु वासुदेवोऽवतरिष्यतीति श्रुत्वा, वसुदेवपुत्रत्वादमेव वासुदेव इति भगवदिच्छया तस्य वासुदेवोऽहमिति निरन्तरं भावनोत्पन्ना । तद्देहात्मवादिन एवेति बहिर्मुखस्यैव वासुदेवभावनया स्वदेशं परित्यज्य काश्यां वासे बुद्धिरुत्पन्ना । ततः काशिराजेन सह मैत्री विधाय काश्यामेव स्थितः । एवं स्थितौ वासुदेवद्वैविध्यं शास्त्रसिद्धं न भवतीति स्वस्मिन् वासुदेवभावना दृढेति अन्तर्बहिरेकरूपता युक्तेति बहिरपि भगवच्चिह्नानि धृत्वा, स्थानवशान्महादेवकृपया च सानुभावोऽपि सन्, भगवतो दुर्गाश्रयणादिव्यामोहाकलीलां संचिन्त्य, वासुदेवे तदनुपपन्नमिति स्वयमेव वासुदेवः, नान्य इति निश्चित्य, मुख्यनिषेधार्थं कृष्णाय भगवते दूतं प्राहिणोत् । ननु स्वयं वासुदेवो भवत्येव, नापि द्वैधमस्ति, अवतारबाहुल्येऽपि समानकालीने न विरोध इति किमिति प्राहिणोदिति चेत् । तत्राह अज्ञ इति । नायं किञ्चिच्छास्त्रतोऽनुभवतो वा जानाति ॥१॥

तर्हि कथमेवं कृतवानित्याशङ्क्याह त्वं वासुदेवो भगवानिति ।

પહેલા કહેલા તામસ ભકતોને સાત્વિક કરેલા હોવાથી અને ગોપીઓ કામવાળી હોવાથી, સાત્વિક પ્રકરણમાં ગયા અધ્યાયમાં તેમનો કામ પૂર્ણ કર્યો. હવે કંસની પેઠે પ્રાકૃત વાકયોથી જેઓએ ભગવાનમાં ભાવ રાખેલ તેઓનો મોક્ષરૂપ નિરોધ કહેવામાં આવે છે.

દૈત્યોના અંશરૂપ ભગવાનનો દ્વેષ કરનારાઓનો સાક્ષાત્ મોક્ષ થતો નથી. તેઓનો નિરોધરૂપ મોક્ષ કહેવામાં આવે છે. તેમાં કામ અને ક્રોધ એ વખતે પ્રગટ થાય છે. તેથી ભગવાનની શકિતઓ પણ વિભાગ કહેલી હોવાથી જ્યારે ગોપીઓનો નિરોધ કરવા બલભદ્ર ગયા તેજ સમયે સાક્ષાત ભગવાનનું કાર્ય કહેવા માટે કાશીને બાળવાની કથાનો આરંભ કરવામાં આવે છે.

તે નીચેના શ્લોકથી આરંભી કહે છે.

<u>શ્લોકાર્થ - ૧ :</u> *હે નૃપ! બલભદ્ર નંદના નેસડે ગયા. ત્યારે કરૂષના રાજાએ 'હું વાસુદેવ છું' એમ માની શ્રીકૃષ્ણ પાસે દૂત મોકલ્યો. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u>: મનુના પુત્ર કુરૂષમાંથી ઉત્પન્ન થયેલા તે કારૂષો જ ક્ષત્રિયો હતા. વાસ્તવીક રીતે તેઓ ઉત્તર પદેશના રાજાઓ બ્રાહ્મણના ભકતો અને ધર્મમાં આસક્તિવાળા હતા. તેઓનો કોઇ એક રાજ કોઇએક વસુદેવ નામના કુરૂષનો પુત્ર પુરાણોમાં વાસુદેવ અવતાર ધારણ કરશે. એમ સાંભળીને 'હું વાસુદેવ છું' એમ માનવા લાગ્યો. ભગવાનની ઇચ્છાથી 'હું વાસુદેવ છું' એવો વિચાર થતો દેહને આત્મા માનનાર હોવાથી જ તે 'હું વાસુદેવ છું' એવા વિચારથી દેશનો ત્યાગ કરી કાશીમાં રહેવાનું બુદ્ધિ થઇ. પછી કાશીના રાજા સાથે મિત્રતા કરીને તે કાશીમાંજ રહેતો હતો. જયારે બે પ્રકારના વાસુદેવ હોવાનું શાસ્ત્રમાં પ્રસિદ્ધ નહિ હોવાથી અને પોતાની માન્યતા દઢ હોવાથી અંદર અને બહારથી ભગવાનના ચિન્હો ધારણ કરીને કાશીને લીધે અને મહાદેવની કૃપાથી પ્રભાવવાળો થઇ ભગવાનની લીલાનું ચિંતન કરીને વાસુદેવમાં તેવું કાર્ય યોગ્ય નથી એમ વિચારી 'હું પોતે વાસુદેવ છું' બીજો કોઇ વાસુદેવ નથી એવું નિશ્ચય કરી શ્રીકૃષ્ણ ભગવાન પાસે તેને દૂતને મોકલ્યો.

તે પોતે પણ વાસુદેવ હતો જ. વળી બે હોવાપણું નથી. એક સમયે ઘણા અવતારો થાય તેમાં પણ વિરોધ નથી. તો તેને દૂતને કેમ મોકલ્યો. એવી શંકા થાય તેથી 'અજ્ઞાની' વિશેષણ યોજેલું છે. તેને શાસ્ત્રથી અથવા અનુભવથી કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત થયું ન હતું.(૧)

તેને દૂત મોકલવાનું કેમ કર્યું? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**त्वं वासुदेवो भगवानवतीर्णो जगत्पतिः ।**
**इति प्रस्तोभितो बालैर्मेन आत्मानमच्युतम् ॥२॥**

बाला अनभिज्ञाः दुर्ज्ञमूर्खबालकाः, ते वासुदेवो लोके अतवीर्ण इति श्रुत्वा सन्निहितपरित्यागे काणज्ञभावात् निकटस्थमेव तं वासुदेवं वासुदेवनामानं पौण्ड्रक इत्यपरामिधेयं त्वं वासुदेव इत्याहुः । अतो बालकवाक्यात् तैः प्रस्तोभित आत्मानमच्युतं मेने । वासुदव इति योगव्यवृत्त्यर्थं भगवानिति ।

तादृशस्य कथं जन्मेत्याशङ्क्याह **अवतीर्ण** इति। किमर्थमवतीर्ण इत्याकाङ्क्षायामाह जगत्पतिरिति। जगदुद्धारार्थमवतीर्ण इत्युक्तं भवति। एवं प्रस्तोभितः प्रोत्साहितो बालकवत् आत्मानमच्युतमेव मेने ॥२॥

<u>શ્લોકાર્થ -૨ :</u> *આપ જગતના પતિ વાસુદેવ અવતરેલા છો એમ બાળકોએ ચઢાવેલો પોતાને અચ્યુત માનવા લાગ્યો.(૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઘણા કષ્ટથી સમજી શકે તેવા મૂર્ખ બાળકો અજ્ઞાની હોય છે. તેઓએ વાસુદેવ લોકમાં અવતરેલા છે એમ સાંભળીને તે વાસુદેવને જ એટલે પૌંડ્રક જેનું બીજું નામ છે તેને 'આપ વાસુદેવ છો' એમ કહેતા હતાં. તેથી બાળકોના વચનને લીધે તે પોતાને અચ્યુત માનવા લાગ્યો. 'ભગવાન' શબ્દ યોજીને તેવા ભગવાનનો જન્મ કેમ થાય? એવી શંકા થાય તેથી 'અવતરેલા છે' શબ્દ યોજેલ છે. શા માટે અવતરેલા છે? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'જગતના પતિ' શબ્દ યોજેલ છે. જગતનો ઉદ્ધાર કરવા અવતરેલા છે એમ કહેવાયું . એવી રીતે તે પોતાને અચ્યુત જ માનવા લાગ્યો.(૨)

**दूतं च प्राहिणोन्मन्दः कृष्णायाव्यक्तवर्त्मने।**
**द्वारकायां यथा बालो नृपो बालकृतोऽबुधः ॥३॥**

तदा द्वैतबुद्धिर्बाधिकेति अज्ञत्वात् बहिर्मुखत्वात् मुख्याद्वैतमज्ञात्वा बाह्यद्वैतं निराकर्तुं दूतं च प्राहिणोत्। बहिर्मुखस्य तताभावनमेवैकोपराधः, सुतरां भगवते दूतप्रेषणमिति अपराधसमुच्चयार्थश्चकारः। ननु कथं सद्भिर्न निवारित इति चेत्। तत्राह मन्द इति। मन्दस्तुच्छः हीनबुद्धिरिति यावत्। तेन सद्भिरपेक्षित इत्यर्थः। तर्हि स्वापेक्षयापि भगवत्युत्कर्षं पश्यन् गोवर्धनोद्धरणादिकमपि शृण्वन् कथं प्रतिस्पर्धां कृतवानित्याशङ्क्याह **अव्यक्तवर्त्मने कृष्णायेति**। भगवन्मार्गः कुत्रापि नाभिव्यक्तः, अतो माहात्म्यस्य अस्पष्टत्वात्तथाकरणमुचितमेवेत्यर्थः। तथापि द्वारकायाम्। 'काश्येव द्वारका प्रोक्ता कलौ नान्या कथञ्चने'ति वाक्यात्

भ्रान्तपरिकल्पितादन्या द्वारकाप न भवतीति निश्चित्य, द्वारकायामेव स्थिताय भगवते नाट्यक्रीडायामिव उन्मत्तवाक्यमिव प्रेषितवान् । सर्वथा अप्रसिद्धोर्थः पुरःस्फूर्तिकबाधे सर्वसम्मतो न भवतीति । एतादृशोऽपि लोके व्यवहारोऽस्तीति ज्ञापयितुं दृष्टान्तमाह **यथा बालो नृपो बालकृत** इति । सोऽपि स्वक्रीडायामेव स्वकीयेषु वदति, नतु मुख्ये समागत्येति चेत् । तत्राह **अबुध** इति । एतदपि न जानातीत्यर्थः ॥३॥

दूतोऽपि स इव भ्रान्त इति तस्य कथं गमनमित्याशङ्कां निवारयन् कृत्यमाह **दूतस्त्विति** ।

<u>શ્લોકાર્થ -૩ :</u> *અને જેમ બાળકોએ બનાવેલા બાળ રાજા કરે તેમ તે ઓછી બુદ્ધિવાળા અજ્ઞાનીએ 'જેમનો માર્ગ જાણ્યો નથી' તેવા શ્રીકૃષ્ણને દ્વારકામાં દૂત મોકલ્યો.(૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અજ્ઞાની હોવાથી બર્હિમુખ હોવાથી મુખ્ય બેપણું નહિ જાણતાં, બહારના બેપણાને મટાડવા તેણે દૂત મોકલ્યો. 'ચ અને' શબ્દ વડે દૂત મોકલીને અપરાધ કર્યો.

સારા પુરૂષોએ તેને કેમ અટકાવ્યો નહિ? એવી શંકા થાય તેથી 'ઓછી બુદ્ધિવાળા' વિશેષણ યોજેલ છે. મન્દ એટલે તુચ્છ ઓછી બુદ્ધિવાળો એવો અર્થ છે. ત્યારે પોતાના કરતાં ભગવાનની સરસાઇ જોતો હતો અને ગોવર્ધન પર્વતને ઉંચો ધરી રાખેલ બધું સાંભળેલ હતું તો પછી તેને હરિફાઇ કેમ કરી? એવી શંકા થાય તેથી 'જેમનો માર્ગ જાણેલ નથી તેવા શ્રીકૃષ્ણને એવા શબ્દો યોજેલ છે. ભગવાનનો માર્ગ કયાંય પણ જણાયેલ નથી અને તેમનું મહાત્મ્ય દેખાતું ન હોવાથી તે હરિફાઇ કરે તે યોગ્ય જ છે. એવો અર્થ છે. છતાં પણ દ્વારકાંમાં દૂત મોકલ્યો. કાશીને જ દ્વારકાં કહી છે. કલિમાં બીજી દ્વારકાં કોઇ સ્થળે નથી. એવા વાકયોને લીધે કાશી સિવાય બીજી દ્વારકાં પણ નથી. એવો નિશ્ચય કરીને દ્વારકામાં જ રહેલા ભગવાનને નાટકની રમતમાં કરે તેની પેઠે ગાંડાનું વાકય-હોય તેમ સંદેશો મોકલ્યો. 'જેમ બાળકોએ બનાવેલ બાળક

રાજા કહે' એવું દષ્ટાંત કહેલું છે. તે બાળક રાજા પણ પોતાની રમતમાંજ પોતાના બાળકોમાં કહે છે. પરંતુ મુખ્ય સાચા રાજા પાસે આવીને કરતો નથી. એવી શંકા થાય તેથી 'અજ્ઞાની' એમ કહેલું છે. તે આ પણ જાણતો ન હતો એવો અર્થ છે. (૩)

દૂત પણ તેની માફક મૂર્ખ હતો. તે કેમ દ્વારકાં ગયો એ શંકા દૂર કરવા નીચેનો શ્લોક કહે છે.

**दूतस्तु द्वारकामेत्य सभायामास्थितं प्रभुम्।**
**कृष्णं कमलपत्राक्षं राजसंदेशमब्रवीत्॥४॥**

द्वारकां समागत्य, तत्रापि सभायां स्थितम्, प्रभुं तत्र सभायां स एव प्रभुरिति सर्वैरङ्गीक्रियमाणम् । वस्तुतोपि कृष्णं सदानन्दम् । दृष्टयैव सर्वतापनाशकं सानुभावं कमलपत्राक्षम् । राज्ञः पौण्ड्रकस्य सन्देशमब्रवीत् । अनेनावश्यकवक्तव्यत्वं दोषाभावश्च सूचितः ॥४॥

राजवाक्यमाह द्वयेन ।

*<u>શ્લોકાર્થ -૪ :</u> દૂતે તો દ્વારકાં આવી, સભામાં બિરાજેલા કમળના પત્ર જેવાં નયનવાળા પ્રભુ શ્રીકૃષ્ણને રાજાનો સંદેશો નીચે પ્રમાણે કહ્યો.(૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દૂતે દ્વારકાં આવી, સભામાં બિરાજેલાં પ્રભુ શ્રીકૃષ્ણને સ્વીકારેલા વાસ્તવીક રીતે પણ કૃષ્ણ સદાનંદરૂપ, કમલપત્ર જેવા નેત્રવાળા એટલે દષ્ટિથી જ સર્વ દુઃખનો નાશ કરનારા, પ્રભાવવાળા શ્રીકૃષ્ણને રાજા પૌડ્રકનો સંદેશો કહ્યો. તેમાં દૂતનો દોષ ન હતો.(૪)

નીચેના બે શ્લોકથી રાજાનાં વચનો કહે છે.

**वासुदेवोऽवतीर्णोहमेक एव न चापरः।**
**भूतानामनुकम्पार्थं त्वं तु मिथ्याभिधां त्यज ॥५॥**

वासुदेवोऽवतीर्णोऽहमिति । स एक एव भवितुमर्हति । उभयोः

प्रयोजनाभावात् । तर्हीदं वाक्यं विपरीतं कुतो न भवतीत्याशङ्क्याह न चापर इति । अपरः यो न राजा सामान्यभावं च प्राप्तः स न भवतीत्याशयः । किञ्च । कार्यमपि त्वयि विरुध्यते, न मयीत्याशयेनाह भूतानामनुकम्पार्थमिति । त्वया अक्षौहिणीवधेन भूतानुकम्पा न क्रियत इत्यभिप्रायः । नन्वेवमस्तु, दूतः किमिति प्रेष्यत इति चेत् । तत्राह त्वं त्विति । मिथ्याभिधां वसुदेवपुत्रत्वेन वासुदेव इतिसंज्ञाम् । सरस्वती तु 'सत्त्वं त्वं त्विति । मिथ्याभिधां वसुदेवपुत्रत्वेन वासुदेव इतिसंज्ञाम् । सरस्वती तु 'सत्त्वं विशुद्धं वसुदेवशब्दित'मिति वाक्यात् शुद्धसत्त्वे आविर्भूतत्वमेव, अतो मिथ्याभिधात्वमिति ॥५॥



ननु योगस्य विद्यमानत्वात्कथं मिथ्यात्वम्, कथं वा त्यागः कर्तुं शक्यत इति चेत् । सत्यम् । नहि लोके पितृपुत्रत्वेन नाम भवति । अन्यथा नामकरणं व्यर्थं स्यात् । अतो योगो विद्यमानोऽपि व्यवहारे न वक्तव्यः । अयमेव च त्यागः, यल्लौकिकवैदिकव्यवहारेषु तन्नामाख्यापनम्, भ्रमजनकत्वात् मिथ्यात्वमिति मन्यते, वासुदेवः परब्रह्मणोऽपि नामेति, अन्यान्यपि चिन्हानि त्यक्तव्यानीत्याह यानि त्वमस्मच्चिन्हानीति ।

*श्લોકાર્થ -૫ :* પ્રાણીઓ ઉપર કૃપા કરવા માટે હું વાસુદેવ અવતરેલો છુ તે એક જ છે. અને બીજો કોઈ નથી. તમે મિથ્યા નામ મૂકી દો. (૫)

ભાવાર્થ, સુબોધિનીજી : હું વાસુદેવ અવતરેલો છું. વાસુદેવ એક જ હોઈ શકે કારણ કે બે વાસુદેવનું પ્રયોજન નથી. ત્યારે તારૂં આ વાકય ઉંધુ કેમ ન હોય? એવી શંકા થાય તેથી 'બીજો કોઈ નથી' શબ્દો યોજેલ છે. બીજો જે રાજા નથી અને સામાન્ય સ્થિતિવાળો છે. એવો ભાવાર્થ છે.

વળી વાસુદેવનું કાર્ય તમારા કાર્યથી વિરૂદ્ધ છે. મારાથી વિરૂદ્ધ નથી. 'પ્રાણીઓ ઉપર કૃપા કરવા માટે' શબ્દ યોજેલ છેહ. તમે તો અક્ષૌહિણીઓના વધ કરવાથી પ્રાણીઓ ઉપર કૃપા કરી નથી. એવો અભિપ્રાય છે. એમ ભલે હોય પણ આ દૂત શા માટે મોકલેલ છે? એવી શંકા થાય તેથી 'તમે મિથ્યા નામ મૂકી દો' શબ્દો યોજેલ છે. વસુદેવનો પુત્ર હોવાથી

વાસુદેવ એવું નામ રાખેલ છે તે મૂકી દો. સરસ્વતિનો આશ્રય તો એવો છે કે જે વિશુદ્ધ સત્વ વાસુદેવ કહેવાય છે. ૪-૩-૨૨ એ વાક્ય પ્રમાણે શુદ્ધ સત્વમાં આવિર્ભાવ પામવો એજ વસુદેવપણું છે. પણ વસુદેવનો પુત્ર એ વાસુદેવ એ ખોટું છે.

વ્યુત્પતિ એવી હોવાથી નામ ખોટુ છે એમ કેમ કહેવાય? તેનો ત્યાગ કેમ કરી શકાય? એમ કહો તો ખરેખર ખોટું કહેવાય. લોકમાં પિતાના પુત્ર તરીકે નામ પડતું નથી . તેથી વ્યુત્પતિ હોવા છતાં વ્યવહારમાં તે કહેવી ન જોઈએ. આ નામનો ત્યાગ લૌકિક અને વૈદિક વ્યવહારમાં ઉપયોગમાં લેવું નહિ.

પરબ્રહ્મનું નામ પણ વાસુદેવ હોવાથી તે નામ ભ્રમ ઉત્પન્ન કરનારૂં હોઈ ખોટુ છે એમ તે માનતો હતો. (૫)

બીજા વાસુદેવનાં ચિન્હો પણ તજવાં તે નીચેના શ્લોકથી કહે છે.

**यानि त्वमस्मच्चिह्नानि मौढ्याद्बिभर्षि सात्त्वत।**
**त्यक्त्वैहि मां त्वं शरणं नो चेद्देहि ममाहवम् ॥६॥**

पूर्वं स्वमिन् वासुदेवत्वं सिद्धमिति अस्मच्चिन्हत्वं चक्रादीनाम् । नन्वस्मास्वन्यचिन्हानि कथं भवेयुः, अतोऽस्मचिन्हान्येव तानीत्याशङ्कायामाह मौढ्याद्बिभर्षीति । अस्मन्मौढ्याचिन्हानि बिभर्षीति वास्तवोर्थः । जीवा भगवदाविर्भावेऽपि भगवन्तं न जानन्तीति भगवान् चिन्हानि बिभर्ति । अस्मदिति पञ्चमीबहुवचनम् । अस्मद्धेतोः । तत्रापि प्रयोजकधर्मात् मौढयोद्धेतुत्वमुद्धारार्थमेव । नाशस्य पूर्वमेव सिद्धत्वात् । सात्त्वतेति वंशनाम्ना वैष्णवनाम्ना वा सम्बोधनम् । तेन वैष्णवन्यायेन शङ्खचक्रादिधारणं न निषिध्यत इति सूचितम् । सत्त्वप्रधानाः सात्त्वाः । सात्त्वत इति तसिल् । विसर्गपाठो वा । लोपो वा द्रष्टव्यः । भक्तजनानुरोधात् बिभर्षीति । एवं विरुद्धनिराकरणं स्वबुद्ध्योक्त्वा, स्वस्य कृपालुतामाविष्कुर्वन्नाह एहि मां त्वं शरणमिति । लौकिकदृष्ट्या सामर्थ्यं न दृष्टमिति यदि नागमनम्, तदा मम आहवं देहि । आ

समन्तात् त्वं मामेहि प्राप्नुहि । यथा निकटे गते मम सायुज्यसिद्धिर्भवति । अहमितः त्वस्थाने गन्तुमशक्त इति । इदमपि कृपाकार्यं स्वयमागत्योद्धरणम् । नोचेत्, मम वं आह । मह्यमेतावत्सुखं दास्यामीति वद । तदा निश्चिन्ततया सन्देहाभावात् त्वत्समीपागमने यत्नं करिष्यामीति ॥६॥

एतद्वाक्याद्भगवद्भक्तानां क्रोधे उत्पन्ने तस्य परलोकसिद्धिरपि न भवतीति तेषां तच्छ्रवणेन कौतुकरस एव जात इत्याह कत्थनं तदुपाकर्ण्येति ।

*<u>શ્લોકાર્થ -૬ :</u> હે સાત્વત ! તમે મૂર્ખાઈથી અમારાં ચિન્હો ધારણ કરો છો તેનો ત્યાગ કરી તમે મારે શરણે આવો નહિ તો મારી સાથે યુદ્ધ કરો.(૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પહેલાં પૌડ્રંકની અંદર વાસુદેવપણું સિદ્ધ થયું. તેથી તે ચિન્હો અમારાં કહેલાં છે. અમો શ્રીકૃષ્ણ પાસે બીજાનાં ચિન્હો કેવી રીતે હોય? તેથી તે અમારા જ ચિન્હો છે. એવા શબ્દો યોજેલ છે. અમારી જીવોની મૂર્ખાઇને લીધે ચિન્હો ધારણ કરો છો એવો વાસ્તવિક અર્થ છે. ભગવાનનો આર્વિભાવ થાય ત્યારે પણ જીવો ભગવાનને જાણતા નથી. તેથી ભગવાન ચિન્હો ધારણ કરે છે એ પાંચમી વિભક્તિનું બહુવચન છે.

અમારા માટે એવો અર્થ છે.

હે સાત્વત ! એ સંબોધન વૈષ્ણવ નામથી કહેલું છે.વૈષ્ણવોનાં ભાવથી શંખ, ચક્ર, ગદા, પદ્મ વિગેરે ધારણ કરવાનો નિષેધ નથી.

એવી રીતે પોતાની બુદ્ધિ મુજબ ચિન્હોને તજવાનું કહીને 'તમે મારે શરણે આવો' એમ કહે છે. લૌકિક દષ્ટિથી તમે મારૂં સામર્થ્ય જોયું નથી. જો તમે શરણે ન આવો તો મારી સાથે યુદ્ધ કરો. હું તમારા સ્થાન દ્વારકામાં આવવા માટે અશક્ત હોવાથી જેમ નિકટ પધારવાથી મને સાયુજ્ય પ્રાપ્ત થાય તેમ મારી પાસે પધારો અને ઉદ્ધાર કરો. આ પણ કૃપાનું કામ છે. તેમ જ કરો તો મારૂં સુખ કહો. મને આટલું સુખ આપો. એમ કહો તેથી ચિંતા વિનાનો થઈ હું આપની પાસે આવવા પ્રયત્ન કરીશ એવો અર્થ છે. (૬)

આ વાક્યથી જો ભગવાનના ભક્તોમાંના ક્રોધ ઉત્પન્ન થાય તો તેને પરલોકની પ્રાપ્તિ થાય નહિ. તેથી તેઓને તે વાક્યોના શ્રવણથી કૌતુકરસ જ ઉત્પન્ન થયો તે કહે છે.

**श्रीशुक उवाच - कत्थनं तदुपाकर्ण्य पौण्ड्रकस्याल्पमेधसः।**
**उग्रसेनादयः सभ्या उच्चकैर्जहसुस्तदा ॥७॥**

कत्थनं स्वश्लाधाम् । पौण्ड्रकमिति नाम्ना तस्य हीनत्वमुक्तमेव । पुण्ड्रा हीनाः चण्डालविशेषाः, तद्भावादुत्पन्नः पौण्ड्रः, कुत्सितार्थे कप्रत्ययः, अधमस्वभावोत्पन्नेष्वप्यधम इति । तत्रापि न देह एव तस्य दुष्टः, किन्त्वन्तःकरणमपीति ज्ञापयितुमाह अल्पमेधस इति। सभ्याः सभार्हाः । उग्रसेनो राजा येषामिति धर्मविचारो निरूपितः । सर्व एव विचारकाः प्रमेयमत्यन्तं बाधितमिति उच्चकैर्जहसुः । तदेति विचारात्पूर्वमेव ॥७॥

<u>શ્લોકાર્થ -૭ :</u> *થોડી બુદ્ધિવાળા પૌંડ્રકની તે આત્માપ્રશંસા સાંભળીને તે સમયે ઉગ્રસેન વિગેરે સભ્યો મોટેથી હસી પડયા. (૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આત્મ પ્રશંસા 'પૌંડ્રક' એ નામથી તેનું હલકાપણું કહેવાયુ છે. હલકા ચાંડાલો, તેમનાથી ઉત્પન્ન થયેલો તે 'પૌંડ્ર' અને 'ક' પ્રત્યય લાગ્યો એટલે 'પૌંડ્રક' એટલે અધમ સ્વભાવવાળાથી ઉત્પન્ન થયેલો પણ અધમ હતો. તેનો દેહ જ દુષ્ટ હતો એમ ન હતું પરંતુ અન્તઃકરણ પણ દુષ્ટ હતું. તે જણાવવા 'થોડી બુદ્ધિવાળા' વિશેષણ યોજેલ છે. 'સભ્યો' એટલે સભામાં બેસવા યોગ્ય પુરૂષો ઉગ્રસેન તેઓનો રાજા હતો. એ બધાએ પ્રમયે ભગવાનનો ઘણો જ વિરોધ થયો એમ માની મોટેતી હસી પડચા. 'તે સમયે' એટલે વિચાર કર્યા પહેલાં જ હસી પડચા. પછી અજાણ્યા હોય તેમ થઈને આ વાસુદેવ કેવા પ્રકારનો? એ ભકત પરાયણ કેવી રીતે થયો? આવા વાક્યોથી તેઓએ મશ્કરીની વાતો કરી.

**उवाच दूतं भगवान् परिहासकथामनु ।**
**उत्स्रक्ष्ये मूढ चिन्हानि यैस्त्वमेवं विकत्थसे॥८॥**

ततः परिहासाकथां कृतवन्तः । अज्ञा इव भूत्वा कीदृशाऽयं वासुदेवः, कथं भक्तपरायण इत्यादिप्रस्तोभनावाक्यैः । उपहासकथामुक्त्वा स्थितेषु तेषु भगवान् दूतमुवाच । भगवद्भावं प्राप्तो वदतीति तस्य वाक्याकरणे तस्याग्रे भगवत्त्वमपि न सेत्स्यतीति तद्वाक्यं यथाकथञ्चित्सत्यं करोति । उत्त्स्क्ष्ये मूढ चिन्हानीति । यैर्धर्मैर्मौढ्यं प्रतीतं भवति, जीवत्वं वा प्राकृतत्वं वा । मूढेति सम्बोधनम् । लोकप्रतीत्या यैः कृत्वा त्वमेवं विकत्थसे, आत्मानमेव बहु मन्यसे, यद्यहमज्ञत्वादिधर्मप्राकट्यं न कुर्याम्, तदा तवैवं विकत्थनं न भवतीति । अत एव अस्मच्चिन्हानीति जीवधर्माणां ग्रहणं निरूपितम्। मद्धर्मपरित्यागद्वारा मामेव परित्यज्य मां शरणमेहि । शरणरूपं मां प्राप्नुहि । जीवाश्रयो भगवान् भवतीति जीवाश्रितश्च तिष्ठतीति । शिष्टमङ्गीकृतं न विरुद्धमिति ॥८॥

यदुक्तमहं शरणार्ह इति, तज्जीवनां नाश्रयत्वम्, किन्तु ब्रह्मण एवेति प्रार्थितं च देयमिति शरणे निर्णयमाह मुखं तदपिधायेति ।

*શ્લોકાર્થ -૮ : જે ચિન્હોને લીધે તું એવી રીતે બડાઈ મારે છે તે મૂઢના ચિન્હોને હું ત્યાગ કરીશ.(૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : મશ્કરીની વાતો કરીને તેઓ અટક્યા ત્યારે ભગવાને દૂતને કહ્યું પૌંડ્રકે કહેલ વાક્ય સત્ય કરવામાં ન આવે તો તેની પાસે ભગવત્પણું પણ સિદ્ધ ન થાય તેથી ભગવાન તેનું વચન સિદ્ધ કરે છે. ઉત્તરાર્ધનો એવો અર્થ છે કે જે ગુણોથી મૂઢપણું જીવપણુ જણાય છે. લોકની દૃષ્ટિ મુજબ 'હે મૂઢ' એવું સંબોધન છે. જે ચિન્હોને લીધે તું બડાઈ મારે છે તે મૂઢના ચિન્હો હું ત્યજીસ કારણ કે જો હું અજ્ઞાનપણું પ્રગટ કરૂં નહિ તો તું એવી રીતે બડાઈ મારે નહિ. તેથી 'અમારા ચિન્હો' શબ્દથી જીવના ગુણો સમજવાના છે. મારા ગુણોના ત્યાગ દ્વારા શરણ જેનો કુદરતી સ્વભાવ છે. તેવા મને મળો કારણ કે ભગવાન જીવોના આશ્રય છે. બાકીનું વચન વિરોધવાળું નહિ હોવાથી સ્વીકારે છે. (૮)

હું શરણ કરવા યોગ્ય છું એમ જે તે કહ્યું તે બીજાનો આધાર થવાનું

જીવોનું કાર્ય નથી. પરંતુ બ્રહ્મનું જ કાર્ય છે. માટે માગેલું યુદ્ધ આપવું જોઈએ.

**मुखं तदपिधायाज्ञ कङ्कगृध्रबकैर्वृतः ।**
**शयिष्यसे हतस्तत्र भविता शरणं शुनाम् ॥९॥**

तत्रैव काशीनिकटे त्वं शुनां शरणं भविता । अहोरात्रसमसङ्ख्याताः तद्देवताः यमालये श्वानः तिष्ठन्तीति प्रसिद्धः । जीवाश्च श्वान इत्यपरे । 'गतिसामान्यात्'। 'क्षुत्परीतो ग्रथा दीन' इति वाक्यात् ॥ इन्द्रियाणि वा कुत्सितरतानि । त एव तादृशं शरीरमाश्रयन्ति । कालावयवा जीवा इन्द्रियाणि वा । मुखपिधानकर्ता पुत्रादिर्भवति । सर्व एव मारणीया इति मुखस्यापिधानमेव । अज्ञेति । ज्ञानिनो ज्ञानेन देहो दग्धो भवतीति शेषप्रतिपत्तिः, यथाकथञ्चिदपि भवतीति अपिधानं 'तदा' न दूषणं भवेत् । अतस्तव्द्यावृत्त्यर्थं संबोधनम् । कङ्कास्तामसाः, गृध्रा राजसाः, बकाः सात्त्विका इति त्रिविधैरपि भक्षकैर्वेष्टितः आधिभौतिकाद्यभिमानिन्यो देवताः सर्वाश्चातः परं न परिपालयिष्यन्तीति । शरणं हि तेषामनुद्वेजकं भवति, तज्जीवतो न भवतीति, हतः सन् यदा शयिष्यसे, तदा शुनां शरणं भवितेति संस्कारभोऽप्युक्तः । देहस्य येयं प्रतिपत्तिरुक्ता, साऽस्मृता । अन्ते युद्धसमये तत्रासक्तो न भविष्यतीति बोधनार्था । तदैव तस्य मोक्षो भवेदिति मोक्षदात्रा तथैव वक्तव्यम् ॥९॥

स दूतस्तथैवोक्तवानिति दूतो गुरुस्थाने जात इत्याह इति दूत इति ।

<u>શ્લોકાર્થ -૯ :</u> *હે અજ્ઞાની ! તેં મુખને ઢાંક્યા સિવાય ત્યાં હણાયેલો અને કાક, ગીધ, અને બગલાથી ઘેરાયેલો તું શયન કરીશ ત્યારે કુતરાઓને શરણે થઈશ.(૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ત્યાં જ તું કાશીની સમીપ કુતરાઓને શરણે થવાનો છે. દિવસ અને રાત્રીની સમાન યમના ધામમાં રહે છે. તે કુતરારૂપે છે. એવી પ્રસિદ્ધિ છે. મોક્ષમાં સર્વની સમાન ગતિને લીધે (બ્રહ્મસૂત્ર ૧-

૧-૬) જેમ 'ભૂખથી ઘેરાયેલો કુતરો' એ વાક્ય પ્રમાણે જીવો જ કુતરા છે. (૪-૨૯-30) બીજાઓ કહે છે. તે કાલના અવયવો શત અને દિવસ જીવા અથવા ઇંદ્રિયો તેવા શરીરનો આશ્રય કહે છે. પુત્રો વિગેરે મુખ ઢાંકનારા છે બધાએ હણવાના જ છે. એટલે મુખ ઢાંકયા વગરનું રહેવાનું જ્ઞાનીનો દેહ જ્ઞાનથી બળે છે. બાકીનાની ગતિ હરકોઈ ખુલ્લા રહેવાથી દોષ થતો નથી. 'હે અજ્ઞાની' એ સંબોધન કહેલું છે.

કંક પક્ષીઓ તામસ છે. ગીધો રાજસ છે. બગલાઓ સાત્વિક છે. તેથી ત્રણ પ્રકારના દેહનું ભક્ષણ કરનારાઓથી ઘેરાયેલો તું શયન કરીશ. કારણ કે આધિભૌતિક દેવતાઓ તારૂં પાલન કરશે નહિ. તે પક્ષીઓને શરણ ઉદ્વેગ કરનારૂં નહિ થાય કારણ કે જીવો કુતરાથી થવાનું છે.

'હણાયેલો થઈ જ્યારે તું શયન કરીશ' ત્યારે તું કુતરાઓને શરણ થઈશ' એમ તારા દેહનો સંસ્કાર પણ થશે નહિ એમ કહેલું છે. દેહની આ જે ગતિ કહી તેનું યુદ્ધના સમયે મરણ વખતે સ્મરણ થવાથી તે દેહમાં આસક્તિ રહે નહિ એવો બોધ કરવા કહેલી છે: કારણ કે આસક્તિ ન રહે તો જ મોક્ષ થાય એમ જ કહેવું જોઈએ. (૯)

તે દૂતે સંદેશો કહ્યો એટલે દૂત ગુરૂના જેવો થયો તે નીચેના શ્લોકથી કહે છે.

**इति दूतस्तदाक्षेपं स्वामिने सर्वमाहरत् ।**
**कृष्णोऽपि रथमास्थाय काशीमुपजगाम ह ॥१०॥**

तद्भगवतोक्तमाक्षेपं स्वामिने स पोषक इति तद्धितार्थं सर्वमेवाहरत्, नत्वन्यथाभावं न्यूनं वा कृतवानित्यर्थः । वाक्यं प्रेषयित्वा स्वयमपि प्रस्थित इत्याह कृष्णोऽपि रथमास्थायेति । यद्यपि भगवान् तत्रैव प्रादुर्भूतः तस्य मुक्तिं दातुं शक्तः, तत्रापि कृष्णः फलरूपः भक्तकृपालुर्वा । सोऽप्यभेदमार्गेण भक्तो भवतीति, तत्स्त्रीणां दुःखं भवतीति, यद्यपि भगवता न गन्तव्यम्, तथापि रथमास्थाय रथस्थितः सुस्थो भक्तकार्यं करोतीति काशीमुपजगाम । तामसस्थाने भगवदाविर्भावः सहसा न भवतीति स्वयमपि काश्यां न

प्रविष्टः, अन्यथा काशीत्वमेव न स्यात् । अत एव उप समीप एव जगाम ॥१०॥

सोऽपि ग्रामाद्बहिर्भगवन्तं द्रष्टुमागत इत्याह पौण्ड्रकोऽपीति ।

શ્લોકાર્થ -૧૦ : દૂતે એવો તે બધો આક્ષેપ સ્વામીને જણાવ્યો. અહો ! શ્રીકૃષ્ણ પણ રથમાં બેસી કાશી સમીપ પધાર્યા.(૧૦)

ભાવાર્થ, સુબોધિનીજી : દૂતે પૌંડ્રકને ભગવાને કહેલો બધો આક્ષેપ તેના હિત માટે કહયો પણ તેમાં કંઇ ઓછું કે ખોટું કહ્યું નહિ એવો અર્થ છે. ભગવાન પોતે પણ ઉપડયા. જો કે ત્યાં જ પ્રગટ થયેલા ભગવાન તેને મુક્તિ આપવા શક્તિવાળા હતા. તેમાં પણ શ્રીકૃષ્ણ એટલે ફલરૂપ અથવા ભકતો ઉપર કૃપા રાખનાર હતા. પૌંડ્રક પણ અભેદ માર્ગ પ્રમાણે ભકત હતો અને તેની સ્રીઓને દુઃખ થાય તેથી પધાર્યા. જો કે ભગવાને કાશી સમીપ પધાર્યા. તામસ્ સ્થાનમાં ભગવાનનો આવિર્ભાવ એકાએક થતો નથી. તેથી ભગવાને પોતે કાશીમાં પ્રવેશ કર્યો નહિ તેથી જ કાશીની સમીપમાં જ પધાર્યા. (૧૦)

નીચેના શ્લોકમાં કહે છે તે પૌંડ્રક પણ ભગવાનનાં દર્શન કરવા ગામમાંથી બહાર નીકળ્યો. કારણ કે તેમ ન કરે તો કાશીમાં શું શું થઇ જાય.

पौण्ड्रकोऽपि तदुद्योगमुपलभ्य महारथः ।
अक्षौहिणीभ्यां संयुक्तो निश्चक्राम पुराद्द्रुतम् ॥११॥

अन्यथा तस्य काश्यां किंवा भवेदिति तस्य भगवत उद्योगमेतावद्दूरं समागमनम् । महारथ इति युद्धाभिनिवेशात् शौर्यलक्षणः स्वधर्म उक्तः । अक्षौहिणीभ्यां सहितः, तस्य तावत् बलं सहजम्, सर्वसामग्र्या सहितो भगवत्समीपं गच्छेदिति । द्रुतं पुरान्निश्चक्रामेति । भगवदिच्छया समागतः कालः तत्रैव शरीरं गृह्णीयादिति भयाद्द्रुतमेव पुरान्निर्गमनम् ॥११॥

काशिराजोऽपि तन्मित्रमिति तस्याप्यर्धगतिर्भविष्यतीति तस्याप्यागमनमाह ।

શ્લોકાર્થ -૧૧ : મહારથી પૌંડ્રક તેમનો ઉદ્યોગ જાણીને બે અક્ષૌહિણી

*સાથે લઈ બહાર નીકળ્યો.(૧૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાનનો આટલે બધે દૂર પધારવાનો ઉદ્યોગ જાણીને બહાર નીકળ્યો. 'મહારથી' શબ્દથી યુદ્ધમાં આસક્તિ હોવાથી તેનો શૌર્યનો ગુણ કહેલો છે. 'બે અક્ષૌહિણી સાથે' કારણ કે સર્વ સાધન સાથે ભગવાનની સમીપ જવું જોઈએ. 'શહેરમાંથી તરત બહાર નીકળ્યો.' કારણ કે ભગવાનની ઈચ્છાથી આવેલો કાલ ત્યાં કાશીમાં જ શરીર લઈ લે એવા ભયને લીધે તરત જ શહેરમાંથી બહાર નીકળ્યો. (૧૧)

કાશીરાજ પણ તેનો મિત્ર હોવાથી તેની પણ અડધી ગતિ થવાની હોવાથી તે પણ આવ્યો તે હવે કહે છે.

**तस्य काशिपतिर्मित्रं पार्ष्णिग्राहोऽन्वयान्नृप ।**
**अक्षौहिणीभिस्तिसृभिरपश्यत्पौण्ड्रकं हरिः ॥१२॥**

तस्य काशिपतिरिति । मित्रत्वात्पार्ष्णिग्राहो भूत्वा अन्वयात् । नृपेति सम्बोधनम् । राजधर्मस्तथाविध इति ज्ञापयितुम् । तिसृभिरक्षौहिणीभिः सहित इति । तस्य तावदेव बलम् । तत्र भगवान् प्रथमं कृपया पौण्ड्रकं दृष्टवानित्याह अपश्यत्पौण्ड्रकमिति ।

भगवज्ज्ञानेन विद्धः स्वाभाविकं दोषं त्यजतीति । यतो हरिः ॥१२॥

तथा कृपायां तस्य जीवत एव सारूप्यं हेतुत्वेन वर्णयति शङ्खेति ।

*શ્લોકાર્થ -૧૨: હે નૃપ ! તેનો મિત્ર કાશીપતિ સહાય કરનાર થઈ ત્રણ અક્ષૌહિણી સાથે તેની પાછળ આવ્યો. હરિએ પૌંડ્રકને જોયો.(૧૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : કાશીપતિ તેનો મિત્ર હોવાથી સહાય કરવા પાછળથી આવ્યો. હે નૃપ ! એ સંબોધન તે રાજાનો એવો ધર્મ છે એ બતાવવા કહેલ છે. ''ત્રણ અક્ષૌહિણી સાથે'', આવ્યો કારણ કે તેનું સૈન્ય તેટલું જ હતું. ત્યાં ભગવાને પૌંડ્રકને જોયો એમ 'હરિએ પૌંડ્રકને જોયો' શબ્દોથી કહેલું છે. કારણ કે ભગવાનના જ્ઞાનથી શાણો થઈ તે પોતાના સ્વભાવીક દોષો

ત્યજે કારણ કે હરિ દોષ હરનાર છે. (૧૨)

તેની કૃપાના કારણ તરીકે તેને જીવતાં જ સાયુજ્ય પ્રાપ્ત કરેલું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**शङ्खार्यसिगदाशार्ङ्गश्रीवत्साद्युपलक्षितम् ।**
**बिभ्राणं कौस्तुभमणिं वनमालाविभूषितम् ॥१३॥**

कृत्रिमसहजभुजेषु शङ्ख अरिश्चक्रं च सहजयोधृतवान् । गदाशार्ङ्गौ कृत्रिमयोः। श्रीवत्सादिचिन्हान्यपि कृतवान् कौस्तुभसमानाकृतिमणिं कृत्वा स्थापितवान् । अन्ये श्रीवत्सकौस्तुभौ चर्म छित्वा तत्र स्थापितवानित्याहुः । तथा सत्यकृत्रिमता स्यादिति । वनमालाविभूषितमिति । यथैव नित्यनूतना भवति, तथा वनमालां सम्पादयतीति ॥१३॥

श्लोकार्थ -१૩ : શંખ, ચક્ર, તલવાર, ગદા શાંર્ગ શ્રીવત્સ વિગેરેથી જણાતા, કૌસ્તુભ મણિને ધારણ કરનાર, વનમાલાથી શોભતા પૌંડ્રકને જોયો.(૧૩)

ભાવાર્થ, સુબોધિનીજી : બનાવટી અને કુદરતી ભૂજાઓ પૈકી કુદરતી ભૂજાઓમાં શંખ અને ચક્ર ધારણ કરેલાં અને બનાવટી ભૂજાઓમાં ગદા અને શાંર્ગ ધારણ કરેલા, શ્રીવત્સ વિગેરે ચિન્હો પણ તેને કહેલાં. કૌસ્તુભ આકૃતિવાળો મણિ બનાવીને કંઠમાં પહેરેલો. વનમાલાથી શાંભનો એટલે તે સદા નવી રહે તેવી રીતે વનમાલા રાખતો. (૧૩)

**कौशेयवाससी पीते वसानं गरुडध्वजम् ।**
**अमूल्यमौल्याभरणं स्फुरन्मकरकुण्डलम् ॥१४॥**

कौशेयवाससी पीते, भगवानिव वसानः न तु कञ्चुकादिकं परिधाय, कृत्रिमसहजभुजेषु शङ्खं अरिश्चक्रं च सहजोर्धृतवान् । गदाशशङ्गौ कृत्रिमयोः। श्रीवत्सादिचिन्हान्यपि कृतवान् । कौस्तुभसमानाकृतिमणिं कृत्वा कण्ठे स्थापितवान् । अन्ये तु श्रीवत्सकौस्तुभौ चर्म छित्वा तत्र स्थापितवानित्याहुः ।

**तथा सत्यकृत्रिमता स्यादिति । वनमालाविभूषितमिति । यथैव नित्यनूतना भवति, तथा वनमालां सम्पादयतीति ॥१४॥**

श्लोकार्थ -१४ : બે પીળાં રેશમી વસ્ત્રો પહેરેલાં, ધજા પર ગુરૂડવાળા ઘણા કિંમતી મુકુટ અને આભરણવાળા અને મકરની આકૃતિવાળા કુંડલોથી પ્રકાશતા તેને જોયો.(૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાનની પેઠે બે પીળાં રેશમી વસ્ત્રો પહેરેલો આવ્યો. પણ બખતર વિગેરે પહેરીને આવ્યો નહિ. જો તેમ કરે તો મરણ સમયે વેશને લીધે ખરાબ ગતિ થાય. 'ધજા ઉપર ગરૂડવાળા' વિશેષણથી કાષ્ટની બનાવેલી ગરૂડની મૂર્તિ તેને ધજા ઉપર રાખેલી કારણ કે ભજન કરવા યોગ્ય ભગવાન સિવાય બીજો કોઈ ન હોવાથી તે ભક્તોની સાથ પોત પોતાને જ પૂજતો હતો . ઘણાં કિમતી મુકુટ અને આભરણો તેને પહેરેલાં તેવી રીતે મકરની આકૃતિવાળા કુંડલો પહેરેલાં. 'પ્રકાશતા' શબ્દોથી એમ સૂચવે છે કે ભગવાનના ધ્યાનને લીધે અને ભગવાનમાં આસક્તિ થવાથી ભગવાનના બધાએ ધર્મોએ તેનામાં પ્રવેશ કરેલો.(૧૪)

તેનું રૂપ જોઈને પ્રસન્ન થયેલા ભગવાને તેનું અભિનંદન કર્યું. તે નીચેના શ્લોકથી કહે છે.




**दृष्ट्वा तमात्मनस्तुल्यं वेषं कृत्रिममास्थितम् ।**
**यथा नटं रङ्गगतं विजहास भृशं हरिः ॥१५॥**

दृष्ट्वा तमात्मनस्तुल्यं वेषं कृत्रिममास्थितमिति । परं कृत्रिमम् । आस्थितमिति तत्रासक्तिर्महतीति वेषस्य न केनाप्यंशेन भङ्गः सूचितः । कृत्रिमत्वे गतिर्न भविष्यतीत्याशङ्क्य, रसोत्पादकत्वात् 'स्थाय्येव भावो रस' इति 'अधिकं तत्रानुप्रविष्ट'मिति निरूपयितुमाह यथा नटं रङ्गगतमिति । अतिहर्षात् भृशं विजहास । तस्य सर्वं भावं स्मृत्वा सर्वस्यैवाभिनन्दनं कृतवानित्यर्थः । यतो हरिः ॥१५॥

ततः सेनायाः प्रथमं भगवत्यतिक्रममाह शूलैरिति ।

<u>શ્લોકાર્થ -૧૫ :</u> *બનાવટી વેશ ધારણ કરેલા તેને નાટ્યભૂમી ઉપર આવેલા નટની પેઠે પોતાની સમાન જોઈ હરિ ઘણા હસ્યા.(૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ઉત્તમ બનાવટી વેશ ધારણ કરેલો' શબ્દોથી વાસુદેવ વેશમાં આસક્તિ ઘણી હોવાથી વેશમાં કંઈ પણ ખામી ન હતી. 'બનાવટી વેશને લીધે મોક્ષ તેનો થશે નહિ'. એવી શંકા થાય તેથી 'સ્થાયી ભાવ જ રસ હોઈ' તે વેશ રસ ઉત્પન્ન કરનારો હોવાથી 'નાટ્યભૂમી ઉપર આવેલા નટની પેઠે' એમ કહેલું છે. ભગવાન ઘણો હર્ષ થવાથી ઘણું હસ્યા તેના બધાએ ભાવનું અભિનંદન કર્યું એવો અર્થ છે. એમ કરવાનું કારણ આ હરિ છે. (૧૫)

સેનાએ પહેલાં ભગવાન ઉપર હુમલો કર્યો એમ નીચેના શ્લોકથી કહે છે.

**शूलैर्गदाभिः परिघैः शक्त्यृष्टिप्रासतोमरैः।**
**असिभिः पट्टिशैर्बाणैः प्राहरन्नरयो हरिम्॥१६॥**

शिवप्राधान्यात् प्रथमं शूलग्रहणम् । दशभिरायुधैः सर्वप्रकारेण हरिं तूष्णीं स्थितं तात् गणयन्तं प्राहरन् ॥१६॥

ततोऽक्लिष्टकर्मा भगवान् तां सेनां दूरीकृतवानित्याह कृष्णस्त्विति ।

<u>શ્લોકાર્થ -૧૬ :</u> *શત્રુઓએ હરિ ઉપર ત્રિશૂલો, ગદાઓ, શક્તિઓ, ભોગળો, બે ધારવાળી તલવારો, ભાલાઓ, તોમરો, તરવારો, પટ્ટિશો અને બાણોથી પ્રહાર કર્યા.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેઓને શિવ મુખ્ય હોવાથી પ્રથમ ત્રિશૂલ લીધેલું. દશ આયુધોથી શાંત રહેલા તેમને નહિ ગણકારતા હરિ ઉપર પહાર કર્યા.(૧૬)

કલેશ વગર કાર્ય કરનારા ભગવાને તે સેનાને હટાવી એમ નીચેના શ્લોક થી કહે છે.

**कृष्णस्तु तत्पौण्ड्रककाशिराजयोर्बलं गजस्यन्दनवाजितपत्तिमत्।**
**गदासिचक्रेषुभिरार्दयद्भृशं यथा युगान्ते हुतभुक्पृथक्प्रजाः ॥१७॥**

तुशब्देन भगवतो जयमाह : तद्बलं प्रहरणकर्तृ । पौण्ड्रककाशिराजयोरिति सात्त्विकतामसभावापन्नयोरपि । राजसा ,एव हन्तव्या इति तयोरमारणमाशङ्क्य नामग्रहणम् । अङ्गानि गणयति गजेति । तयोरराजसत्वात् सेनाव्यवस्था कदाचिन्न भवेदिति तदर्थं गणना । गदादिभिः चतुर्भिरेव आसमन्तादार्दयत् पीडितवान् । अस्त्रादिसहितैर्बाणैः कृत्वा दाहपर्यन्तं कृतवानिति वक्तुं दृष्टान्तमाह यथा युगान्त इति । प्रजानां क्षयो यस्मात् तादृशो हुतभुक् प्रलयाग्निः ॥१७॥

ननु महादेवः कथं तत्साहाय्यं न कृतवानित्याशङ्क्याह आयोधनमिति ।

*<u>શ્લોકાર્થ -૧૭ :</u> શ્રીકૃષ્ણે તો પૌંડ્રક અને કાશીરાજના હાથી, રથ, અશ્વ અને પાયદળવાળા તે સૈન્યને જેમ યુગના અંતે અગ્નિ જુદી જુદી પ્રજાઓનો નાશ કરે છે. તેમ ગદા, ચક્ર, તલવાર અને બાણોથી નાશ કર્યો. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'તુ તો ' શબ્દથી ભગવાનનો વિજય કહેલો છે. 'પૌંડ્રક અને કાશીરાજના' એટલે સાત્વિક અને તામસ ભાવ પ્રાપ્ત કરેલા સૈન્યનો નાશ કર્યો. રાજસોજ હણાવાં યોગ્ય હોવાથી તે પૌંડ્રક અને કાશિરાજને હણ્યા નહિ હોય એવી શંકા થાય તેથી તેઓનાં નામ કહેલાં છે. 'હાથી' વિગેરેથી અંગો કહેલાં છે. અંગોની ગણના કહેલી છે. ગદા વિગેરે ચાર આયુધોથી સર્વ તરફથી નાશ કર્યો. અસ્ત્રો સહીત બાણોથી બાળી નાખવા સુધીનું કાર્ય કર્યુ એમ કહેવાં 'જેમ યુગના અંતે અગ્નિ નાશ કરે' એવું દૃષ્ટાંત કહેલું છે. પ્રજાનો નાશ જેમનાથી થાય તેવો પ્રલય અગ્નિએ સર્વનો નાશ કર્યો. (૧૭)

મહાદેવે તેને કેમ સહાય ન કરી? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**आयोधनं तद्रथवाजिकुञ्जरद्विपत्खरोष्ट्रैररिणावखण्डितैः ।**
**बभौ चितं मोदवहं मनस्विनामाक्रीडनं भूतपतेरिवोल्बणम् ॥१८॥**

चक्रेण खण्डितै रथादिभिः कृत्वा आयोधनं रणभूमिर्बभौ । तैश्चितं व्याप्तं प्रसारितम् । तर्हि तद्दृष्ट्वा मूलभूतौ पलायितौ भविष्यत इत्याशङ्क्याह मोदवहं मनस्विनामिति । मोदं वहतीति । भूतपतेर्महादेवस्याक्रीडनं क्रीडास्थानं

कृतवान् । तत्राप्युल्बणमत्युत्कटम्, येन भक्तोऽपि न स्मृत : ॥१८॥

अथ पौण्ड्रकवधार्थमुधतः स्वोदिष्टोर्थस्तेन विस्मृतो मा भवत्विति पुनः स्मारयति अथाहेति द्वाभ्याम् ।

श्लोकार्थ -१८ : ચક્રથી કપાયેલા રથો, અશ્વો, હાથીઓ, સૈનિકો, ગધેડાં અને ઉંટોથી પથરાયેલી તે રણભૂમી શૂરવીરોને આનંદ કરાવનારી મહાદેવનું ઘણું વિશાળ સ્મશાન સ્થાન હોય તેવી થઈ.(૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : ચક્રથી કપાયેલા રથો વિગેરેથી તે રણભૂમી બધાથી પથરાયેલી થઈ. ત્યારે તે રણભૂમીને જોઈને બે રાજાઓ નાસી ગયા હશે એવી શંકા થાય તેથી 'શૂરવીરોને આનંદ કરનારી' વિશેષણ યોજેલું છે. ભગવાને તેને મહાદેવનું રમણ સ્થાન સ્મશાન બનાવ્યું અને તે પણ ઘણું વિશાળ બનાવ્યું. જેથી મહાદેવને ભક્તનું સ્મરણ પણ થયું નહિ. (૧૮)

પછી પૌડ્રકનો વધ કરવા તત્પર થયેલા ભગવાન પોતે ઉપદેશ કહેલો વિષય તેનાથી ભૂલાય નહિ તે માટે બે શ્લોકથી સ્મરણ કરાવે છે.

अथाह पौण्ड्रकं शौरिर्भोः पौण्ड्रक यदुक्तवान् ।
दूतवाक्येन मामाह तान्यस्त्राण्युत्सृजामि ते ॥१९॥
त्याजयिष्येऽभिधानं मे यत्त्वयाज्ञ मृषा धृतम् ।
व्रजामि शरणं तेऽद्य यदि नेच्छामि संयुगम् ॥२०॥

शौरिरिति पितृपितामहनाम्ना भगवत उत्कर्षं पौण्ड्रकेति तस्यापकर्षं चाह भो भो पोण्ड्रकेति । तस्य सहजो दोषः भगवता कीर्तित इति तन्नाशश्चे निरूपतिः । यदुक्तवान् दूतवाक्येन मामाह, तान्यस्त्राणि सहजानि ते तुभ्यं त्वदर्थं उत्सृजामि, यैस्त्वं सहजस्तादशो भविष्यसि । मे अभिधानं वासुदेवेति यत्त्वया मृषा धृतम्, भगवदाद्धावात् पूर्वमेव बालकवाक्येन स्थापितम्, तत्त्याजयिष्ये । सहजं तु दास्यामीति । यदि संयुगे न हनिष्यामि, तदा निकटे समागत्य सायुज्य दास्यामि । इदानीं युद्धार्थमेवागत इति सारूप्यमेव प्रयच्छामि । अयं दोषः

दूतप्रेषणाज्जातः, अन्यथा सायुज्यमेव भवेत् । यदि तूर्ष्णीं तिष्ठेदित्यर्थः । अनेनैवमपि सूचितम् । इदानीमपि चरणे चेत्पतति, सायुज्यमेव दास्यामीति ॥२०॥

तथाप्यनिवृतं भगवान्मारितवानित्याह इति क्षिप्त्वेति ।

*શ્લોકાર્થ -૧૯-૨૦ : એ પૌડ્રક! તેમને દૂતના વાકયથી જે કહેવડાયેલું તે અસ્રો તારે માટે નાખું છું. હે અજ્ઞાની ! મારૂં જે નામ તે ખોટુ ધારણ કરેલું તે ત્યજાવીશ. જો હું હમણાં યુદ્ધની ઈચ્છા ન કરૂં તો તારા માટે શરણપણું આપીશ. (૧૯-૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : "શૌરિ" એ પિતાના નામની ભગવાનની સરસાઇ અને પૌડ્રક એ નામની હલકાઇ કહેલી છે. એ અલ્પા પૌડ્રક! એમ તે તેનો કુદરતી દોષ કહ્યો. મેં તને દૂતના વાકયથી જે કહેવડાવેલું તે મારા કુદરતી અસ્ત્રો તારા માટે તારૂ હિત કરવા નાખું છું. જેમેને લીધે તું કુદરતી અસ્રોવાળો થશે. મારૂં વાસુદેવ એવું નામ છે. જે તેં ખોટુ ધારણ કરેલું. તે હું ત્યજાવીશ. પણ પિતાના નામથી પ્રાપ્ત થયેલું આપીશ એવો અર્થ છે. જો યુદ્ધમાં હું તને હણીશ નહિ તો તારી પાસે આવી સાયુજ્ય આપીશ. હમણાં હું યુદ્ધ માટે જ આવેલો હોવાથી સારૂપ્ય જ આપીશ. દૂત મોકલવાથી આ દોષ થયો. નહિ તો જો તું શાંત રહ્યો હતો તો સાયુજ્ય પ્રાપ્ત થાત. એમ સૂચવેલું છે. જો તે હમણાં પણ ચરણમાં પડે તો તને સાયુજ્યનું દાન કરૂં. (૨૦)

છતાં પણ યુદ્ધથી નહિ અટકેલાને ભગવાને હણ્યાં તે નીચેના શ્લોકથી કહે છે.

**इति क्षिप्त्वा सितैर्बाणैर्विरथीकृत्य पौण्ड्रकम् ।**
**शिरोऽवृश्चद्रथाङ्गेन वज्रेणेन्द्रो यथा गिरेः ॥२१॥**

क्षेपो दोषस्मारणम्, सितैः तीक्ष्णैर्बाणैः अश्वान् हत्वा विरथीकृत्य चक्रेण शिरश्चिच्छेद ।भक्तवधोऽनुचित इत्याशङ्क्य, परोपद्रवकारित्वात् मारितवानिति ज्ञापयितं दृष्टान्माह वज्रेणेन्द्र इति । यद्यपि 'विष्णुः

पर्वतानामधिपतिः'' इति तेषां पक्षच्छेदोऽनुचितः, तथापि लोकेत्युपद्रवकर्तृत्वाद्धननमिन्द्रद्वारा । पक्षावेव शिरःस्थानीयौ ॥२१॥

सात्त्विकवधमुक्त्वा तामसवधमप्याह तथा काशिपतेरिति ।

<u>શ્લોકાર્થ -૨૧ :</u> *એ પ્રમાણે આક્ષેપ કરીને પૌડ્રકને તીક્ષ્ણ બાણોથી રથ વિનાનો કરીને જેમ ઈંદ્રે વજ્રથી પર્વતની પાંખો કાપી તેવી રીતે ભગવાને ચક્રથી તેનું માથુ કાપી નાખ્યું.(૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દોષનું સ્મરણ કરાવવું તે આક્ષેપ તીક્ષ્ણ બાણોથી અશ્વોને હણી તેને રથ વગરનો કરી ભગવાને ચક્રથી તેનું માથું કાપી નાખ્યું.

ભક્તનો વધ કરવો યોગ્ય નથી. એવી શંકા થાય તેથી બીજાઓને પીડા કરનારો થાય. ભગવાને તેને હણ્યો. જેમ ઈંદ્રે વજ્રથી પર્વતની પાંખો કાપી હતી એવું દૃષ્ટાંત કહેલું છે જો કે વિષ્ણુ પર્વતોના અધિપતિ છે. તેથી તેની પાંખો કાપવી યોગ્ય ન હતી. છતાં પણ પર્વતો ઘણી પીડા કરતા હોવાથી ઈંદ્ર દ્વારા ભગવાને પાંખો કપાવી. સાત્વિકનો વધ કરીને હવે તામસ્‌ના ભગવાને કરેલ વધ હવે નીચેના શ્લોકથી કહે છે.

तथा काशिपतेः कायाच्छिर उत्कृत्य पत्रिभिः।
व्यपातयत्काशिपुर्यां पद्मकोशमिवानिलः ॥२२॥

विरथीकृत्य तमप्याक्षिप्य । चक्रेण हतो मुक्तो भविष्यतीति, छिन्नमपि शिरश्चेद्भगवान् पश्येत्, तथापि मुक्तो भवेदिति कालावयवभूतैः पत्रिभिर्बाणैः शिर उत्कृत्य काशिपुर्यां व्यपातयत् । साहाय्यं शररेणैव कृतमिति शरीरांशः तस्य मुक्तः कृतः । तस्य मध्ये पतनादिकमाशङ्क्य दृष्टान्माह पद्मकोशमिवानिल इति । अनेन व्याजेन भगवान् महादेवे तच्छिरःकमलपूजां कृतवानिति द्योतितम् ॥२२॥

युद्धमुपसंहरन् भगवतो द्वारकागमनमाह एवं मत्सरिणं हत्वेति ।

<u>શ્લોકાર્થ -૨૨ :</u> *તેવી રીતે કાશીરાજની કાયામાંથી બે બાણો વડે માથાને*

*કાપી નાખી જેમ પવન કમળની કળીને ઉડાડે તેમ કાશીપુરીમાં પડયું.(૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજીઃ તે કાશીરાજને રથવગરનો કરી, ચક્રથી તેને હણવામાં આવે તો તે મુક્ત થાય તેથી અને જો કપાયેલું પણ માથું ભગવાન જુએ તો તે પણ મુક્ત થાય તેથી કાલના વિભાગ બનેલા બાણો વડે તેનું માથું કાપી નાખીને કાશીપુરીમાં પડયું. તેને શરીરથી જ પૌડ્રકને સહાય કરેલી તેને તેના શરીરના અંશને મુક્ત કર્યો. તે રસ્તામાં વચ્ચે પડયું હશે એવી શંકામાં 'જેમ પવન કમળની કળીને ઉડાડે' એવું દષ્ટાંત કહેલું છે. આથી એમ જણાવેલું છે કે ભગવાને ચાર્તુર્યથી મહાદેવ ઉપર તેના માથારૂપ કમળથી પૂજા કરી. (૨૨)

યુદ્ધનો ઉપસંહાર કરતાં ભગવાન દ્વારકાં પધાર્યા તે નીચેના શ્લોકથી કહે છે.

**एवं मत्सरिणं हत्वा पौण्ड्रकं ससखं हरिः।**
**द्वारकामाविशत्सिद्धैर्गीयमान कथामृतः ॥२३॥**

भक्तस्यापि हनने मात्सर्यमेव हेतुः, काशिराजवधे तत्सखित्वं हेतुरिति । ततो भगवत्कृतं लोकशास्त्रविरुद्धमिति ज्ञापयितुं सिद्धैर्गीयमानकथामृत इत्युक्तम् । एवं सर्वदुःखहर्ता तेषां दुःखं दूरीकृत्य द्वारकामाविशत् ॥२३॥

पौण्ड्रकस्य हननान्तरं या गतिर्जाता तामाह स नित्यमिति ।

શ્લોકાર્થ - ૨૩ : *એવી રીતે દ્વેષી પૌડ્રકને મિત્ર સાથે હણી સિદ્ધો જેમની અમૃત જેવી કથાનું ગાન કરતા હતો તેવા હરિ દ્વારકા પધાર્યા.(૨૩)*

ભાવાર્થ, સુબોધિનીજીઃ ભકતને હણવાનું કારણ દ્વેષ જ હતું. કાશિરાજને હણવાનું કારણ તે તેનો મિત્ર હતા. પછી ભગવાને કહેલું તે લોક અને શાસ્ત્રથી વિરૂદ્ધ નથી એમ જણાવવા સિદ્ધો જેમની અમૃત જેવી કથાનું પાન કરતા હતા. એમ કહેલું છે. એવી રીતે સર્વના દુઃખ હરનાર હરિ તેમનું દુઃખ મટાડી દ્વારકા પધાર્યા. (૨૩)

**स नित्यं भगवद्ध्यानप्रध्वस्ताखिलबन्धनः ।**
**बिभ्राणश्च हरे रूपं स्वरूपं तन्मयोऽभवत् ॥२४॥**

स तन्मयोऽभवत्, तेन व्याप्तोऽभवत् । आत्मनि परमात्मा आविष्टः तेनावेशी जातः । शरीरेन्द्रियप्राणान्तःकरणसद्भावे आधिदैविकानि शरीरादीनि तत्राविष्टानि, अन्यथा तु स्वतन्त्रावेशीव भगवद्गणो जातः, तत्र च भगवत इव तस्यापि लीला भविष्यतीति मुख्यः पक्षः । विष्णुर्देवतानुरूपत्वे तु वैष्णवलोके तथात्वमिति शङ्खचक्रादिभावस्यैव प्राधान्यादिति केचित् । तस्य तथात्वे हेतुमाह । नित्यं भगवद्ध्यानेन प्रध्वस्तानि अविद्याकामकर्मादीनि मात्सर्यादीनि च पश्चादुत्पन्नानि उभयविधान्यपि बन्धनानि यस्य । अनेन देहान्तरोत्पादकं कर्म निवर्तितम् । भगवदावेशे हेतुमाह बिभ्राणश्च हरे रूपमिति। चकारात्तत्क्रियादीनां सर्वेषामाधानमुक्तम् । एवं सर्वसामग्र्यां तन्मयत्वं युक्तमेव । पौण्ड्रकस्य गतिमुक्त्वा तेन सहागतस्य काशिराजस्यापि कथं सा न गतिरिति शङ्कां वारयितुं तदुत्पन्नां तदीयानां सर्वेषामेव परमं दोषमाह यावदध्यायपरिसमाप्ति । अर्थात्तेऽपि निरुद्धाः, तीर्थमपि निरुद्धं भवतीति निरूपितम्॥२४॥

*શ્લોકાર્થ -૨૪ નિત્ય ભગવાનના ધ્યાનથી જેના સર્વ બંધનોનો નાશ થયો હતો તેવો અને હરિનું રૂપ અને સ્વરૂપ ધારણ કરતો તે તેમનામાં લીન થયો.(૨૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે તેમનામાં લીન થયો. જીવમાં પરમાત્માએ પ્રવેશ કર્યો તેથી ભગવાનના આવેશવાળો થયો. શરીર, ઇંદ્રિય, પ્રાણ અને અન્તઃકરણ મોક્ષમાં રહે છે. એવા મત પ્રમાણે આધિદૈવિક શરીર વિગેરેએ તેના શરીરમાં પ્રવેશ કર્યો. બીજા મત પ્રમાણે સ્વતંત્ર આવેશવાળાની માફક ભગવાનનો ગણ એટલે સેવક થયો. ત્યારે ભગવાનની માફક તેની પણ લીલા થશે એવો મુખ્ય મત છે. કેટલાક એમ કહે છે કે વિષ્ણુ દેવતા અનુકુલ થતાં વૈષ્ણવ લોકમાં તેવો ગણ સેવક થાય છે. કારણ કે શંખ, ચક્ર વિગેરેનું પ્રાધાન્ય હતું. તેવો ભગવાનમાં લીન થીવાનું કારણ કહે છે.

નિત્ય ભગવાનના ધ્યાનથી નાશ પામેલાં હતાં અવિદ્યા, કર્મ, કામ વિગેરે

ઉત્પન્ન થયેલો દ્વેષ બંને પ્રકારના બંધનો જેના તેવા તે થયો. એથી એમ કહ્યું છે કે બીજા દેહને ઉત્પન્ન કરનારા કર્મનો નાશ થયો હતો. 'હરિનું રૂપ ધારણ કરતો' શબ્દોથી ભગવાનનો આવેશ થયાનું જણાવે છે. હરિનું રૂપ એટલે શંખ, ચક્ર, ગદા સાથેનું હરિનું રૂપ તે બહારથી ધારણ કરતો અને મનથી હરિનું રૂપ ધારણ કરતો હતો.

હરિ સંબંધમાં બધી સામગ્રી થતાં લીન થયો તે યોગ્ય જ છે. (૨૪)

પૌંડ્રકની ગતિ કહીને, કાશિરાજની ગતિ તેવી કેમ ન થઈ એ શંકા દૂર કરવા તેમનાથી ઉત્પન્ન થયેલા અને તેમના સેવકોનો મોટો દોષ આ અધ્યાય પુરો થતાં સુધી કહે છે. વાસ્તવીકરીતે તેઓનો પણ નિરોધ થયો અને તીર્થનો પણ નિરોધ થયો એમ કહેલું છે.



**शिरः पतितमालोक्य राजद्वारे सकुण्डलम्।**
**किमिदं कस्य वा वक्त्रमिति संशिश्यिर जनाः ॥२५॥**

यद्भगवता पत्रिभिः शिरश्छिन्नम्, तद्राजद्वारि पतितम्, तदालोक्य । राजत्वज्ञापनाय **सकुण्डलमिति** । मुखं रुधिराविलमिति कुण्डले अभिमापके निरूपिते । आदौ पतनसमये किमिदं पतितमिति बुद्धिरुत्पन्ना, ततः शिर इति ज्ञात्वा कस्येति, ततो राज्ञो भविष्यतीति ज्ञातेऽपि वक्तुमयुक्तत्वासंश्यिरे । संशयं प्राप्ताः ॥२५॥

**ततोन्तरङ्गाः समागत्य निश्चयं चक्रुरित्याह राज्ञः काशिपतेरिति ।**

<u>શ્લોકાર્થ - ૨૫ :</u> *કુંડલવાળું રાજદ્વારમાં પડેલું શિર જોઈને આ શું? કોનું મુખ છે? એમ લોકોએ સંશય દર્શાવ્યો. (૨૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાને બાણોથી કાશિરાજનું શિર કાપ્યું એ રાજદ્વારમાં પડયું તે જોઈને સંશય દર્શાવ્યો. 'કુંડલવાળું' વિશેષણ યોજેલું છે. મુખ લોહીથી ખરડાયેલું છે. આરભમાં આ શું પડ્યું? એવો વિચાર થયો પછી રાજાનું છે એમ જાણવામાં આવ્યું. તેમાં લોકોએ સંશય દર્શાવ્યો. (૨૫)

પછી નજીકથી સંબંધિઓએ આવી નિર્ણય કર્યો તે નીચેના શ્લોકથી કહે છે.

**राज्ञः काशिपतेर्ज्ञात्वा महिष्यः पुत्रबान्धवाः।**
**पौराश्च हा हता राजन्नाथ नाथेति प्रारुदन् ॥२६॥**

**महिष्यः स्त्रियः, बान्धवा गोत्रिणः, पौराः सेवकाः, चकारादन्येऽपि साधारणाः, तथा वक्तुमनुचितमित्याशङ्क्य, तेषां तुल्यव्यसनत्वं निरूपयितुमाह हा हता राजन्निति । माहात्म्ये राजन्निति । स्नेहे नाथेति । यथा स्ववधे राजा बोध्यते, तद्वद्बोधयांचक्रुरित्यर्थः । चकारात्पितः स्वामिन्नित्याद्यपि । स्ववधे यथा क्लेशेन रोदनम्, तथा मुखतो वदन्त एव रोदनं कृतवन्तः॥२६॥**

**ततः क्षत्रिय इति मानभङ्गार्थं भगवतैवं प्रदर्शितमिति वैरं सिसाधयिषुः विष्णोः समानौ ब्रह्मशिवौ ज्ञात्वा तयोराराधनार्थं प्रवृत्त इत्याह सुदक्षिणस्तस्य सुत इति ।**

*શ્લોકાર્થ -૨૬ : રાજા કાશિપતિનું માથું છે. એમ જાણી રાણીઓ, પુત્રો, સગાંઓ, શહેરીઓ, હે રાજન્ ! અરે રે હે નાથ ! હે નાથ ! અમે મૂઆ એમ ઘણું રડયા.(૨૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : રાણીઓ અને સગાંઓ, શહેરીઓ એટલે સેવકો વિગેરે આ રાજાનું માથું છે. તે પ્રમાણે કહેવું યોગ્ય નથી એવો ભય થતાં દુઃખ દર્શાવવા. અરે રે હે રાજન્ ! અમે મૂઆ એમ કહેલું છે. હે નાથ ! એવું સંબોધન સ્નેહને લીધે કહેલું છે. પોતાનો વધ થતો હોય ત્યારે જેમ રાજાને જણાવવામાં આવે તેની પેઠે તેઓ બોલ્યા. હે પિતા ! હે સ્વામી ! જેમ દુઃખથી રડે તેમ મુખથી બોલતાં જ તેઓ બધા રડ્યા. (૬)

પછી કાશિરાજાનો પુત્ર ક્ષત્રિય હોવાથી કાશિ રાજનના માનનું ખંડન કરવા ભગવાને જ માથુ રાજદ્વારમાં દેખાડેલું છે એવા વિચારથી વેર લેવાની ઈચ્છાવાળા તે વિષ્ણુના સરખા બ્રાહ્મણ અને શિવ છે એમ જાણીને તેનું

આરાધન કરવા પ્રવૃત્ત થયો તે કહે છે.

**सुदक्षिणस्तस्य सुतः कृत्वाः संस्थाविधिं पितुः ।**
**निहत्य पितृहन्तारं यास्याम्यपचितिं पितुः ॥२७॥**

**ब्रह्ममहादेवौ पितृहन्ता तस्य सहजो देहादिदोष इति तद्वधार्थं प्रयत्नं करोतीति तूष्णीं स्थितौ । जातश्चार्थस्तथैव । बहुदक्षिणयमादुत्पन्नः । सुदक्षिण इति वैदिकप्रकारे तस्य श्रद्धा, अन्यथा रामामनुवृत्तिमेव लौकिकीं कुर्यात् । संस्थाविधिः पारलौकिकी क्रिया । पितृत्वात्तदावश्यकम् । ततोऽपि क्षत्रियो न निष्कृतो भवतीति पितृहन्तारं स्वादष्टशरीरादिकं हत्वैव अपचितिं यास्यामीति ॥२७॥**

**स्वबुद्ध्यै विचारितवानित्याह इत्याहत्मनाभिसंधायेति ।**

*श्लोकार्थ - २७ : તેના પુત્રે સુદર્શને વિચાર્યું કે પિતાની પરલોકની ક્રિયા કરીને પિતાને હણનારની હત્યા કરીને હું પિતાનું વેર વાળીશ. (૨૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેના પિતનાને હણનાર તેનો કુદરતી દેહ જ દોષવાળો હોવાથી તેને વધ માટે સુદર્શને પ્રયત્ન કરે છે એમ વિચારી બ્રાહ્મણ અને શિવ શાંત રહ્યા. વૃતાંત પણ તેવો જ બન્યો.

ઘણા દક્ષિણ યજ્ઞોથી સુદક્ષિણ ઉત્પન્ન થયેલો હોવાથી તેને વૈદિક પ્રકારમાં શ્રદ્ધા હતી. તેમ ન હોત તો રાજાની લૌકિક ક્રિયાનું અનુર્વતન કરત. એટલે પરલોકની ક્રિયા કાશિરાજ તેના પિતા હોવાથી તે કરવાનું જરૂરી હતું. તેથી ક્ષત્રિયનું વેર વળતું નથી. ''પિતાને હણનાર પોતાના અદષ્ટ શરીર હણીને જ હું વેર વાળીશ'' એમ તેને પોતાની બુદ્ધિથી વિચાર્યું. (૨૭)

તે નીચેના શ્લોકથી કહે છે:

**इत्यात्मनाभिसंधाय सोपाध्यायो महेश्वरम् ।**
**सुदक्षिणोऽर्चयामास परमेण समाधिना ॥२८॥**

**सोपाध्यायो ब्राह्मणसहितः । महेश्वरमिति । ब्राह्मणादपि महादेवं महान्तं**

मन्यते । कदाचिद्बाह्मणः, ब्रह्मण्यो भगवानिति पक्षपातं कुर्युरिति । **परमण समाधिनेति** । योगेन महादेवस्तुष्यतीति । परमः साक्षान्महादेवप्रीतिजनकः । समाधिः चित्तैकाग्र्यम्, तेन तुष्यतीति शैवतन्त्रसिद्धत्वात्तथा कृतवान् ॥२८॥

ततः प्रीतो महादेवः । ननु भगवत्सान्निध्य एव समाधिः इत्याशङ्क्याह **अविमुक्त इति** ।

<u>શ્લોકાર્થ -૨૮ :</u> એવો બુદ્ધિથી વિચાર કરીને ઉપાધ્યક્ષ સહિત સુદક્ષિણે ઘણા એકાગ્રહ ચિત્તથી મહેશ્વરની પૂજા કરી. (૨૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ઉપાધ્યાય સહિત' એટલે બ્રાહ્મણ સહિત મહેશ્વરની પૂજા કરી. કારણ કે ભગવાન હિત કરનાર હોવાથી કદાચ તેમનો પક્ષપાત કરે એવા વિચારથી તે બ્રાહ્મણ કરતાં પણ મહાદેવને મોટા માનતો હતો.

યોગથી મહાદેવ પ્રસન્ન થાય તેથી 'ઘણા એકાગ્ર ચિત્તથી' પૂજા કરી. 'ઘણું' એટલે એકાગ્ર ચિત્તથી મહાદેવ પ્રસન્ન થાય છે. એમ શિવતંત્રમાં પ્રસિદ્ધ હોવાથી તેણે તેમ કર્યું.

**प्रीतोऽविमुक्ते भगवांस्तस्मै वरमदाद्भवः।**
**पितृहन्तृवधोपायं स वव्रे वरमीप्सितम्॥२९॥**

तत्र हि पूर्वं महादेवः पञ्चमं शिरो ब्रह्मणश्छित्वा, ब्रह्महत्यया व्याप्तः, नारायणाश्रमं गत्वा, पृष्टो बदरीनाथः, कथं ब्रह्मवधाद्विमोक इति, तदाह भगवान्, स्वस्थानं गच्छ, यत्र चास्य कपालस्य पतनम्, ततश्चाव्यावृत्तिः कर्तव्येति । ततः काश्यामागतस्य तथा जातमिति, ततःप्रभृति महादेवेन न तद्विमुक्तम् । अतो नित्यसान्निध्यात् महादेवस्तत्र प्रसन्नः, स च भगवान् भवति । तामसकल्पेषु तद्रूप एव भगवानिति । यत उद्भवरूपः । अतस्तस्मै वरं दत्तवान् । वरं ब्रूहि, दास्यामीत्युक्तवानित्यर्थः । ततः स्वाभिलषितमाह **पितृहन्तुरिति** । ननु कथमस्य वरत्वम्, दुःखाभावसुखरूपत्वाभावात्, तत्राह **ईप्सितमिति** । न हि वरो नाम कश्चिन्नियतोऽस्ति । य एव कश्चन

मनस्यभिलषितो भवति, स एव वर इति ॥२९॥

तदा महादेवः उभयथाप्यनिष्टमिति ज्ञात्वा, भक्तहितार्थं व्याजेन साधनमुपदिशति, अन्यथा न निवृत्तो भवतीति । शिववाक्यमाह त्वं दक्षिणाग्निं परिचरेति।

<u>શ્લોકાર્થ -૨૯ :</u> *કાશિમાં પ્રસન્ન થયેલા ભ ાાન શંકરે તેને વચન આપ્યું. પિતાને હણનારના વધનો ઉપાય તેને ઈચ્છ વરદાન તરીકે માગ્યો. (૨૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મહાદેવ તેની ઉપર પ્રસન્ન થયા. ભગવાનની સંનિધિમાંજ એકાગ્ર ચિત્તથી કરેલી પૂજા ફલ પ્રાપ્ત કરાવે જ છે. એવી શંકા થાય તેથી 'કાશીમાં' શબ્દ યોજેલ છે. કારણ કે ત્યાં પ્રથમ બ્રહ્માનું પાંચમુ માથું કાપીને બ્રહ્મહત્યાથી લેપાયેલા મહાદેવે નારાયણના આશ્રમે જઈ બ્રહ્મના વધથી કેમ મુક્ત થવાય? એમ બદ્રીનાથને પૂછ્યું. ભગવાને તે વધથી મુક્ત થવાનો ઉપાય કહ્યું. તમે પોતાના સ્થાનમાં જાઓ અને જ્યાં આ કાપેલું માથું પડે તે સ્થાનથી જુદુ ન પડવું પછી મહાદેવ કાશિ આવ્યા ત્યારે ખોપરી પડી. તેથી ત્યાં પછી મહાદેવે તે સ્થાન ત્યજ્યું નથી. તેથી ત્યાં નિત્ય સંન્નિધિ હોવાથી, મહાદેવ તેના પર પ્રસન્ન થયા અને તે ભગવાન હતા. કારણ કે તામસ કલ્પમાં ભગવાન તેવા જ પ્રકારના હોય છે. તે ઉદયરૂપ હતા. તેથી તેને વરદાન આપ્યું એટલે વર માગ હું તને તે આપીશ એમ કહ્યું એવો અર્થ છે. પછી પોતાનું ઈચ્છેલું પિતાના હણનારના વધનો ઉપાય શબ્દથી કહ્યું. આ વર કેમ કહેવાય? એવી શંકા થાય તેથી 'ઈચ્છેલા' વિશેષણ યોજેલું છે. જે કોઈ મનમાં ઈચ્છેલું તે જ વર છે. એવો અર્થ છે. (૨૯)

પછી બંને પ્રકારે અનિષ્ટ થવાનું હતું એમ જાણી બીજા પ્રકારે તે અટક્યો નહિ તેથી મહાદેવે ભક્તનું હિત થાય તે માટે છલથી સાધનનો ઉપદેશ કર્યો.

નીચેના શ્લોકથી શિવનું વચન કહે છે.




**दक्षिणाग्निं परिचर ब्राह्मणैः सममृत्विजम् ।**
**अभिचारविधानेन स चाग्निः प्रमथैर्वृतः॥३०॥**

**साधयिष्यति सङ्कल्पमब्रह्मण्ये प्रयोजितः ।**

'अग्नये रुद्रवते पुरोडाशमष्टाकपालं निर्वपेदभिचरन् एषा वास्य घोरा तनूर्यद्रुद्रःतस्मा एवैनमावृश्चति ता जगर्तिमार्च्छती'ति श्रुतेः । दक्षिणाग्नावेवाभिचारहोमः । अत आह त्वं दक्षिणाग्निं परिचरेति । तत्राप्येकाकिना न कर्तव्यमिति ब्राह्मणैः सममित्युक्तम् । ऋत्विजां मध्ये ऋत्विजां सम्बन्धी वा । तेन चातुर्होत्रविधानेन कर्तव्यमिति, तत्राप्यभिचारविधानेन, इष्टिप्रकृतकश्चेत्, न शरमयादि । पशुप्रकृततिकत्वे तु तूपरः । पशुः स्फयो चूपः शरमयं बर्हिः वैभीतिक इध्मः । अत्र तु पुरोडाश एव । यतोऽग्निरेव देवः । स च प्रमथैर्वृतः । अतो रुद्रवानेवाग्निः । अभिचारसामान्यात् शरमयादिवा । ततो यद्भविष्यति, तदाह स चाग्निरिति । तव कः प्रसाद इति चेत् । अग्निरपि प्रसन्नो मत्कृपया, यदि अब्रह्मण्ये प्रयोजितो भविष्यति, अन्यथा विपरीतो भूत्वा त्वामेव भक्षयिष्यतीति भावः। 'तस्मादग्निचिन्हाभिचरितवै प्रत्यगेनमभिचारस्तृणुत' इति श्रुतेः । सुदक्षिणस्तु भगवन्तं ब्रह्मण्यं न जानाति । चकारात्तदङ्गदेवता अपि कार्यं करिष्यन्तीति सूचितम् ॥३०॥

एवं महादेवेनाज्ञप्तस्तथैव चक्रे, परमुद्देश्यो न तदुक्त इति ज्ञापयितुमाह कृष्णायाभिचरन्निति ।

*<u>શ્લોકાર્થ -30 :</u> બ્રાહ્મણોની સાથે ઋત્વિજના સંબંધવાળા ઉપાસના કર અને પ્રમથોથી વીંટાયેલો તે અગ્નિ બ્રહ્મણ્ય ન હોય તેમના સામે યોજેલો સંકલ્પ સિદ્ધ કરશે. (30)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રૂદ્રવાળા અગ્નિને મલિન વિદ્યાનો પ્રયોગ કરવા ઈચ્છનારે અઢાર હોડી ભાતનું બલિદાન આપવું. આ અગ્નિના જે ઘોર રૂપો છે. તે રૂપ છે. આ જેના ઉપર પ્રયોગ કરે તેને છિન્ન ભિન્ન કરે છે. તેઓ જગતના સૈન્ય પ્રતિ ક્રુર થાય છે એ શ્રુતિ પ્રમાણે દક્ષિણ અગ્નિમાં મલિન વિદ્યાનો હોમ આપવામાં આવે છે.

તેથી શંકરે કહ્યું કે 'તું દક્ષિણ અગ્નિની ઉપાસના કર' તે તારે એકલાએજ કરવી જોઈએ નહિ. તેથી 'બ્રાહ્મણોની સાથે' એમ કહેલું છે. એટલે તે અગ્નિની ઉપાસના કર. તેથી એમ કહેવાયું કે ચાર હોમ કરનાર રાખીને તે પણ મલિન વિદ્યામાં કહેલી પ્રકારથી કરવી. તે ઈષ્ટના પ્રકારનો હોય તો ધ્વસ વિગેરેવાળો ન હોય. પશુના પ્રકારનો હોય તો તે બકરો હોમવો જોઈએ. તેને હોમવાનો હોય ત્યારે છરો, કુશ, સ્તંભ ઘાસનું બળતણ કરવું. અહીંથી તો બાફેલા ચોખા છે તે અગ્નિ દેવ છે અને તે પ્રમથોથી વીંટાયેલા છે. તેથી અગ્નિ રૂદ્રવાળો જ છે.

આમાં તમારી શંકરની શું કૃપા ? એમ પૂછવામાં આવે તો અગ્નિ પણ મારી માફક પ્રસન્ન થશે. પ્રમોથોથી અને ભૂતોના સમુહોથી 'વીંટાયેલા' એમ કહેલું છે. પછી જો બ્રહ્મણ્ય ન હોય તેમના સામે યોજેલો હશે તો તે તારો સંકલ્પ સિદ્ધ કરશે તેમ નહિ હોય તો તે વિરૂદ્ધ થઈ તારૂં ભક્ષણ કરશે એવો ભાવ છે. સુદક્ષિણ તો ભગવાનને બ્રહ્મણ્ય જાણતો ન હતો. 'ચ અને' શબ્દથી તે અગ્નિના તાબાના દેવતાઓ પણ કાર્ય કરશે.

**इत्यादिष्टस्तथा चक्रे कृष्णायाभिचरन् कुधीः ॥३१॥**

कृष्णो ब्राह्मणानां फलरूपः, ब्राह्मणहितश्च । अतः कुधीः ॥३१॥

उत्पादने वैगुण्याभावात् अग्निरुत्थित इत्याह अग्निरुत्थितः कुण्डादिति।

*શ્લોકાર્થ -૩૧ : એવી આજ્ઞા કરેલા તે દુષ્ટ બુદ્ધિવાળાએ શ્રીકૃષ્ણ ઉપર મલિન વિદ્યાનો પ્રયોગ કરતાં તેમ કર્યું. (૩૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : મહાદેવે એ પ્રમાણે આજ્ઞા કરેલા તેણે તેમજ કર્યું. પણ જેમાના ઉપર પ્રયોગ કર્યો તે તેમને કહેલો ન હતો એમ જણાવવા 'શ્રીકૃષ્ણ ઉપર મલીન વિદ્યાનો પ્રયોગ કરતાં' એમ કહેલું છે.

શ્રીકૃષ્ણ બ્રાહ્મણોના ફલરૂપ અને હિત કરનારા છે. તેથી તે દુષ્ટ બુદ્ધિવાળો હતો. (૩૧)

અગ્નિ ઉત્પન્ન કરવામાં ખામી નહિ હોવાથી 'અગ્નિ નીકળ્યા એમ નીચેના

શ્લોકથી કહે છે.

**ततोऽग्निरुत्थितः कुण्डान्मूर्तिमानतिभीषणः ।**
**तप्तताम्रशिखाश्मश्रुरङ्गारोद्गारिलोचनः ॥३२॥**

दक्षिणाग्निकुण्डात् । ज्वालारूपतां वारयति मूर्तिमानिति । प्रसन्नदेवतारूपतां वारयति **अतिभीषण** इति । मृत्युरूपतां वक्तुं तं वर्णयति तप्तताम्रेति द्वयेन । तप्तताम्रसदृशानि श्मश्रूणि यस्य। अङ्गारानेवोद्गिरन्ति लोचनानि यस्य । यथा कालीयादेः अङ्गारोद्गारिलोचनः ॥३२॥

**दंष्ट्रोग्रभ्रुकुटीदण्डकठोरास्यः स्वजिह्वया ।**
**आलिहन्सृक्किणी नग्नो विधुन्वंस्त्रिशिखं ज्वलन् ॥३३॥**

दंष्ट्रया उग्रः, भ्रुकुटी च दण्डरूपा, एताभ्यां स्वरूपतोऽपि कठोरमास्यं यस्य **स्वजिह्वया सृक्किणी** आलिहन्निति कार्याभिनिवेशो निरूपितः । नग्न इति स्वदेहमपि न जानातीत्युक्तम् । तेनाविचार्यैव क्रूरं करिष्यतीति । साधनमपि तथाविधमाह विधुन्वंस्त्रिशिखमिति । ज्वलन्निति क्रोधादिना ॥३३॥

अग्नित्वात् स्वभावतोऽपि गतिसामर्थ्यार्थमाह पद्भ्यां तालप्रमाणाभ्यामिति।

<u>શ્લોકાર્થ -૩૨:</u> *પછી કુંડલમાંથી ઘણો ભયંકર, તપેલાં તાંબાં જેવી શિખા અને દાઢીવાળો, અંગારા ઝરતાં લોચનવાળા, દાઢને લીધે ઉગ્ર દંડ જેવી ભ્રૂકુટીવાળો અને કઠોર મુખવાળો, પોતાની જીભથી ગલોફાં ચાટતો, નાગો, ત્રિશૂલ ફેરવતાં,પ્રકાશતો અગ્નિ બહાર નીકળ્યો.(૩૨-૩૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u>: દક્ષિણ અગ્નિના કુંડમાંથી અગ્નિ બહાર નીકળ્યો. 'મૂર્તિમાન' શબ્દથી બળતાના આકારવાળો ન હતો. 'ઘણો ભયંકર' વિશેષણથી પ્રસન્ન થયેલા દેવતાના આકારવાળો ન હતો તે મૃત્યુરૂપ હતો. તપેલા તાંબા જેવી દાઢી હતી અને અંગારા ઝરતા લોચનવાળો તે હતો. (૩૨)

દાઢને લીધે ઉગ્ર અને દંડ જેવી ભ્રૂકુટીવાળો 'અને કઠોર મુખવાળો અને પોતાની જીભથી ગલોફાં ચાટતો' વિશેષણથી કાર્યમાં આસક્તિ કહેલી છે.

'નાગો' વિશેષણથી એમ કહ્યું છે કે તેને પોતાના દેહનું પણ ભાન ન હતું. તેથી તે વિચાર કર્યા વિના જ કર્મ કરશે. 'ત્રિશૂલ ફેરવતો' આથી કહેલું છે કે તેનું સાધન પણ તેવા જ પ્રકારનું હતું. ક્રોધ વિગેરેને લીધે અને અગ્નિ હોવાથી સ્વભાવથી પણ તે 'પ્રકાશતો' હતો. (૩૩)

**पद्भ्यां तालप्रमाणाभ्यां कम्पयन्नवनीतलम् ।**
**सोऽभ्यधावद्वृतो भूतैर्द्वारकां प्रदहन् दिशः ॥३४॥**

अग्रे कार्यं भविष्यतीति ज्ञापयितुमिदानीं तस्य महत्सामर्थ्यमाह **कम्पयन्नवनीतलमिति** । तस्योद्योगमाह **सोऽभ्यधावदिति** । **भूतैः** प्रमथगणैर्वृतः ॥३४॥

ततो द्वारकायामपि तद्दर्शनेन भयं जातमित्याह **तमाभिचारदहनमिति** ।

<u>શ્લોકાર્થ -૩૪ :</u> *તાડ જેવા કદવાળો બે પગોથી પૃથ્વીને કંપાવતો, ભૂતોથી વીંટાયેલો, દીશાઓને બાળતો તે દ્વારકા તરફ દોડ્યો. (૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેનામાં જવાનું સામર્થ્ય હતું તે જણાવવા 'તાળ જેવડા કદવાળા બે પગોથી' એમ કહેલું છે. ભવિષ્યમાં હમણાં તેનું ભારે સામર્થ્ય કહેલું છે. ઉત્તરાર્ધથી તેનો ઉદ્યોગ વર્ણવેલો છે. 'ભૂતોથી' એટલે પ્રમથોના સમુહોથી વીંટાયેલો તે દ્વારકા તરફ દોડયો. (૩૪)

પછી દ્વારકામાં તેને જોવાથી ભય થયો કારણ કે તે દીશાઓને બાળતો આવતો હતો.

**तमाभिचारदहनमायान्तं द्वारकौकसः।**
**विलोक्य तत्रसुः सर्वे वनदाहे मृगा यथा ॥३५॥**

यतो दिशः प्रदहन् समागतः । अतस्तं दृष्ट्वा उत्पत्तिविचारेणापि आभिचारदहन इति। तत्राप्यायान्तम् । द्वारकौकस इति पूर्वमेव स्थानं त्यक्त्वा यथाकथञ्चिदत्र स्थितम् । अत्रापि भये किं कर्तव्यमिति विलोक्यैव तत्रसुः । अहन्यमाना अपि । तत्र बलिष्ठाः शूरा न तथा भविष्यन्तीत्याशङ्क्याह सर्वे

इति। उपजीव्यनाशात् प्रतिक्रियायामसामर्थ्यात् महतोऽपि भयमिति ज्ञापयितुं दष्टान्तमाह वनदाहे यथा मृगा इति ॥३५॥

अन्यत्रालब्धशरणाः निश्चिन्तं भगवन्तं विज्ञापयामासुरित्याह अक्षैः सभायां क्रीडन्तमिति ।

શ્લોકાર્થ -૩૫ : જેમ વન બળતું હોય ત્યાર મૃગો (હરણો) ભય પામે તેમ તે મલિન વિદ્યાના પ્રયોગથી ઉત્પન્ન થયેલો અગ્નિને આવતો જોઈ બધા દ્વારકાના લોકો ભય પામ્યા.(૩૫)

ભાવાર્થ, સુબોધિનીજી : તેથી તેને જોઈને અને તે મલિન વિદ્યાના પ્રયોગથી ઉત્પન્ન થયેલો અગ્નિ હોવાથી ભય થયો તેમાં તે આવતો હતો.

'દ્વારકાના લોકો' શબ્દોથી એમ કહેલું કે પહેલા મથુરાને ત્યાગ કરીને તેઓ દ્વારકામાં રહેલા અહીં પણ ભય આવ્યો ત્યારે શું કરવું ? તે અગ્નિને જોઈને લોકો ભય પામ્યા. ત્યાં ઘણા બલવાન શુરવીરો હતા. તો તે કેવી રીતે ભય પામ્યા? એવી શંકામાં 'બધા' વિશેષણ વાપરેલું છે. જેના ઉપર આધાર છે તેનો નાશ થતો હોવાથી અને ઉપાય કરવાની શકિત ન હોવાથી મોટાને પણ ભય થાય તે માટે દષ્ટાંત કહે છે કે 'જેમ વન બળતું હોય ત્યારે હરણો ભય પામે તેમ તેઓ ભય પામ્યા.(૩૫)

બીજે શરણ નહિ મળતાં તેઓએ ભગવાનને વિજ્ઞપ્તિ કરી એમ નીચેના શ્લોકથી કહે છે.

**अक्षैः सभायां क्रीडन्तं भगवन्तं भयातुराः।**
**पाहि पाहि त्रिलोकेश वह्नेः प्रदहतः पुरम् ॥३६॥**

अनेनान्तर्बहिः चिन्ताभावो निरूपितः । सभ्याधानार्थं क्रीडयतीति ज्ञा सभायामित्युक्तम् । यत उत्थानं न सम्भवति । भगवन्तमिति सर्वथा स भयातुरा इति न तेषामवसरानवसरपरिज्ञानमिति सूचितम् । भीतानां वाक्यमपाहि इति । त्राहि त्राहीति क्वचित्पाठः । तत्रापि परस्मैपदं छान्दसमिति

केचिर, यपदी धातुरित्यपरे। त्रिलोकेशेति । महादेवादिनिराकरणेऽपि सामर्थ्य सूचिर प्रदहतो वह्नेः सकाशात् पालयेति, यथा पुरदाहो न भवति, तथा यत्नं कुर्विति ।

क्षणं चेत्ते न वदेयुः, तदा भगवान् तूर्ष्णीं स्थितः दाहप्रारम्भपर्यन्तम् । क्रोधे पक्षान्तराणशं मूलच्छेदमेव कुर्यात् । यथा न कदापि भगवद्विपक्ष स्यात्। तावद्विलम्बं लोका न सहन्त इति भगान् भक्तकृपालुः तद्वैक्लव्यात् सा कृतवानित्याह श्रुत्वा तज्जनवैक्लव्यमिति ।।।३६।।

<u>શ્લોકાર્થ -૩૬:</u> *ભયથી દુઃખી થયેલાએ સભામાં પાસા રમતા ભગવાનને કહ્યું હે ત્રિલોકના ઈશ! શહેરને બાળતા અગ્નિથી રક્ષણ કરો, રક્ષણ કરો. (૩૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાનને અંદર અને બહારથી કંઇ ચિંતા ન હતી. સભ્યોને શીખવવા માટે ભગવાન પાસાથી રમતા હતા. એવા જણાવવા 'સભામાં' શબ્દ યોજેલ છે જ્યાંથી ઉઠવાનું સંભવતુ નથી'. ભગવાનને 'એટલે સર્વ પ્રકારે રક્ષણ કરવા શક્તિમાનને 'ભયથી દુઃખી થયેલાઓએ' વિશેષણથી એમ સૂચવે છે કે તેમને વિજ્ઞપ્તિ કરવાનો આ સમય છે કે નહિ એનું જ્ઞાન ન હતું એવો પાઠ છે.

'હે ત્રિલોકના ઈશ!' એ સંબોધનથી મહાદેવને પણ હરાવવાની શક્તિવાળા છે. 'શહેરોને બાળતા અગ્નિથી રક્ષણ કરો' એટલે બળે નહિ એવો ઉપાય કરો. જો તેઓ એક ક્ષણ બોલે નહિ તો શહેર બાળવાનો આરંભ થાય ત્યાંસુધી ભગવાન શાંત રહેત. અને એવો વિલંબ લોકો સહન કરે નહિ તેથી ભક્તો ઉપર કૃપાવાળા ભગવાને તેઓના દુઃખને અર્ધુ કાર્ય દૂર કરવા કર્યું. (૩૬)

તે નીચેના શ્લોકથી કહે છે.

**श्रुत्वा तज्जनवैक्लव्यं दष्ट्वा स्वानां च साध्वसम् ।**
**शरण्यः सम्प्रहस्याह मा भैष्टेत्यवितास्म्यहम् ।।३७।।**

तत्प्रसिद्धं जनानां वैक्लव्यं दष्ट्वा च निमित्तं तेषां साध्वसं भयं च दष्टा स्वयं शरणार्हः प्रहस्याह स्वनाशार्थं कृतवानिति । मा भैष्टेत्याह ।

हेतुवाक्यव्यतिरेकेण भयस्यानिवृत्तावाह अवितास्म्यहमिति ।।३७।।

निदानापरिज्ञानेऽपि सुदर्शनं सर्वार्थमिति सुदर्शनावलम्बनेनैव कदाचित्प्रतीकारं कुर्यादित्याशङ्क्याह **सर्वस्यान्तर्बहिःसाक्षीति** ।

*શ્લોકાર્થ -૩૭ : લોકોનું તે દુઃખ સાંભળીને અને પોતાના સેવકોનો ભય જોઈને શરણ કરવા યોગ્ય ભગવાને ખૂબ હસીને કહ્યું કે ભય ન પામો. હું તમારૂં રક્ષણ કરનાર છું. (૩૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'તે' લોકોનું પ્રસિદ્ધ દુઃખ જોઈને અને તેઓનો ભય જોઈને પોતે શરણ કરવા યોગ્ય ભગવાને ખૂબ હસીને કહ્યું 'ભય ન પામો' એમ કહ્યું. ભય ન પામનાર કારણના વચન વિના ભય દૂર ન થતાં હું રક્ષણ કરનાર છું એમ કહ્યું. (૩૭)

દુઃખનું કારણ જાણવામાં ન આવે તો સુદર્શન સર્વ કાર્ય માટે હોવાથી સુદર્શનની સહાયથી જ ઉપાય થશે. તે નીચેના શ્લોકથી કહે છે.

**सर्वस्यान्तर्बहिःसाक्षी कृत्यां माहेश्वरीं विभुः।**
**विज्ञाय तद्विघातार्थं पार्श्वस्थं चक्रमादिशत्।।३८।।**

माहेश्वरीं कृत्यां विभुत्वाद्विज्ञाय तद्वधार्थं पार्श्वस्थं चक्रमादिशत, चक्रं हि सचेतनं चक्ररूपेणैव । विभुत्वान्न चक्रसामर्थ्येन किञ्चित्, किन्तु स्वसामर्थ्येनैवेत्युक्तम् । तस्य विघातः अग्नेः कार्यप्रतिघातः, न तु स्वरूपनाशः । पार्श्वस्थ इति स सर्वथा हृदयाभिज्ञः ।३८।।

ततो भगवदिच्छानुसारेण चक्रकृत्यमाह तत्सूर्यकोटिप्रतिममिति ।

*શ્લોકાર્થ -૩૮: સર્વના અંદરના અને બહારના સાક્ષી સર્વોત્તમે (ભગવાને)તેને મહેશ્વરની કન્યા જાણી તેનો નાશ કરવા માટે પાસે રહેલા ચક્રને આજ્ઞા કરી. (૩૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન સર્વોત્તમ હોવાથી તેમણે આ મહેશ્વરની કૃત્યા છે એમ જાણીને તેનો નાશ કરવા માટે પાસે રહેલા ચક્રને

આજ્ઞા કરી. કારણ કે ચક્ર ચક્રના આકારમાં જ ચેતનાવાળું છે. ભગવાન સર્વોત્તમ હોવાથી ચક્રના સામર્થ્યનું કોઈ પણ પ્રયોજન ન હતું. પરંતુ પોતાના સામર્થ્યથી જ તેમને બધું કર્યું એમ કહેવાયું. 'તેનો નાશ' એટલે અગ્નિના કાર્યને અટકાવવું તે. પરંતુ તેના સ્વરૂપનો નાશ નહિ. 'પાસે રહેલું' એટલે સર્વ પ્રકારે પ્રભુના હૃદયને જાણનારૂં છે. (૩૮)

ભગવાનની ઈચ્છા પ્રમાણે ચક્રે જે કર્યું તે હવે કહે છે.

**तत्सूर्यकोटिप्रतिमं सुदर्शनं जाज्वल्यमानं प्रलयानलप्रभम्।**
**स्वतेजसा खं ककुभोऽथ रोदसी चक्रं मुकुन्दास्त्रमथाग्निमार्दयत् ॥३९॥**

सूर्यकोटिसमानतेजस्त्वं स्वाभाविकी शक्तिः । **जाज्वल्यमानमिति** तस्योत्साहो निरूपितः । **प्रलयानलप्रभमिति** तस्य क्रोधावेशः । ततः क्रोधवशादुक्तदृष्टान्तसधर्मा जात इत्याह **स्वतेजसा खं ककुभो रोदसी च अर्दयदिति** । अन्तरिक्षं दश दिशः द्यावापृथिव्यौ च ज्वालयतीव । एतत्सामर्थ्यं न स्वस्य, किन्तु भगवत इति वक्तुं **मुकुन्दास्त्रमि**त्युक्तम् । एवं सर्वं दग्ध्वैव, पश्चाद्भिन्नप्रक्रमेण अग्निमार्दयत् । आ सर्वत सर्वथैव भग्नसङ्कल्पं कृतवान् ॥३९॥

ततो यज्जातं तदाह कृत्याऽनलः प्रतिहत इति ।

*શ્લોકાર્થ -૩૯ : કરોડો સૂર્યના જેવાં ઘણા તેજથી પ્રકાશતાં પ્રલયના અગ્નિ જેવી કાંતિવાળાં, પોતાના તેજથી અંતરિક્ષ દિશાઓ તથા સ્વર્ગ અને પૃથ્વીને ગભરાવતાં મુકુંદનાં અસ્ત્રરૂપ તે સુદર્શન ચક્રે અગ્નિને બુઝવ્યો.(૩૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : કરોડો સૂર્યના સરખા તેજવાળું તે સુદર્શને, 'ઘણા તેજથી પ્રકાશતાં 'વિશેષણ કાંતિવાળા' વિશેષણથી તેનામાં ક્રોધનો આવેશ કહેલો છે. 'પોતાના તેજથી અંતરિક્ષ દિશાઓ તથા સ્વર્ગ અને પૃથ્વીને ગભરાવતાં' એ વિશેષણ કહેલું છે. અંતરિક્ષ દશ દિશાઓ, સ્વર્ગ અને પૃથ્વીને જાણે કે તે બાળતું હોય તેવું હતું. આ શક્તિ તેની પોતાની ન હતી પરંતુ ભગવાનની હતી એમ કહેવા 'મુકુંદના અસ્ત્રરૂપ' એમ કહેલું છે. એવી રીતે બધાને દઝાડીને પછી જુદા આરંભથી તે અગ્નિને બુઝવ્યો. (૩૯)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**कृत्यानलः प्रतिहतः स रथाङ्गपाणेरस्त्रौजसा स नृप भग्नमुखो निवृत्तः।**
**वाराणसीं परिसमेत्य सुदक्षिणं तं सर्त्विग्जनं समदहत्स्वकृतोऽभिचार :॥४०॥**

स स्वतन्त्रोऽपि कृत्यानलः श्रुत्या साधितोऽपि । रथाङ्गपाणेरिति तस्य लौकिकवैदिकसामर्थ्यनाशकत्वमुक्तम् । तत्रापि अस्त्रत्वात् अप्रतिहतरूपमेव । तत्रापि तस्य ओजः तेन हतः सन् भग्नमुखो भूत्वा निवृत्तो जातः । ततो वाराणसीमपि महानिति प्रति समेत्य व्याधुट्य समागत्य स्वस्थाने समागत्य सुदक्षिणं तं स्वोत्पादकं सर्त्विग्जनं ऋत्विग्जनसहितं सम्यगदहत् । अनेन ब्राह्मणा हता इति न भगवद्दोषः कोऽपि । यतः स्वकृत एवाभिचारः, आत्मीयश्चेद्बाणः स्वात्मानं विध्यति, तदा न कस्यापि दोष इति ते सर्वे कृत्यानलेन भस्मसात्कृत इत्यर्थः ॥४०॥

ततः सुदर्शनं भगवद्धृदयं जानातीति काशीमपि पीडितवदित्याह चक्रं च विष्णोरिति ।

*શ્લોકાર્થ -૪૦ : તે કૃત્યારૂપ અગ્નિ ચક્રપાણીના અસ્ત્રના બલથી પરાભવ પામ્યો. હે નૃપ ! તે ભાંગેલા મુખવાળો પાછો ફર્યો. પોતે કરેલા મલિન વિદ્યાના પ્રયોગરૂપ તેણે વારાણસી પાછા આવી તે સુદક્ષિણને ઋત્વિજો સાથે બાળી નાખ્યો. (૪૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે કૃત્યારૂપ અગ્નિ સ્વતંત્ર હોવા છતાં વેદવિધિથી પ્રાપ્ત કરેલો હોવા છતાં પરાભવ પામ્યો. 'ચક્ર પાણીના' શબ્દથી ભગવાને વૈદિક અને લૌકિક શક્તિનો નાશ કરનાર કહેલા છે. તેમાં પણ સુદર્શન અસ્ત્ર હોવાથી પરાભવ ન પામે તેવું હતું. તેમાં તે સુદર્શનનું બલથી પરાભવ પામી ભાંગેલા મુખવાળો થઈ તે અગ્નિ પાછો ફર્યો. પછી તે મોટો હોવાથી તેને વારાણસી પાછા ફરીને પોતાના સ્થાનમાં આવીને તેને ઉત્પન્ન કરનાર સુદક્ષિણને ઋત્વિજો સાથે સારી રીતે બાળી નાખ્યો. આથી જણાવેલું છે કે બ્રાહ્મણોની હત્યા થઈ તેમાં ભગવાનનો કોઈ પણ દોષ ન હતો. કારણ કે તે

અગ્નિ પોતે જ મલિન વિદ્યાનો પ્રયોગ હતો. જો પોતાનું બાણ પોતાના દેહને વીંધે તો તેમાં કોઈ પણ દોષ નથી. તેથીતે કૃત્યારૂપી અગ્નિએ બાળીને ખાખ કર્યો એવો અર્થ છે. સુદર્શન ભગવાનનો ગૂઢ અભિપ્રાય જાણતું હતું. (૪૦)

તેથી તેને કાશીને પણ પીડા કરી. તે હવે કહે છે.

**चक्रं च विष्णोस्तदनुप्रविष्टं वाराणसीं साट्टसभालयापणाम्।**
**सगोपुराट्टालककोष्ठसंकुलां सकोशहस्त्यश्वरथान्नशालाम् ॥४१॥**

तदनु कृत्यानलमनुप्रविष्टं सत् वाराणसीं समदहदिति सम्बन्धः । विष्णोश्चक्रत्वान्न तस्य भयम् । छदींष्येव दग्धानि इति शङ्कां वारयितुं साट्टसभालयापणामित्युक्तम् । अट्टादयः सौधगृहाः । सभास्थानान्यपि । तथा आपणः पण्यवीथी । एते अद्यापि लोके सुधाधवलिता भवन्ति । साधारणा एत इति विशिष्टानामपि दाहं निरूपयति सगोपुरेति। पुरद्वारसहिताम्, अट्टालकाः हर्म्याः धनिनां गृहाः । कोष्ठानि दुर्गादावन्नसंग्रहस्थानानि । सगोकुलाट्टालसगोष्ठसंकुलामिति पाठे गोष्ठादीनां गोकुलस्य । तत्रापि प्रसिद्धगोपानां अट्टालकसहितस्य कदाचिद्दाहं न कुर्यादिति शङ्का स्यात्, तन्निवृत्त्यर्थमेवमुक्त्। लक्ष्म्या आयतनं न पीडयिष्यतीत्याशङ्क्याह सकोशहस्त्यश्वरथान्नशशलामिति । कोशा भाण्डारगृहाः । हस्त्वाद्यन्नातानां च शालाः । रथनिर्माणं यत्र क्रियते, सा रथशाला । स्थापिता अपि रथा गृहेष्वेव तिष्ठन्ति । अन्यथा धर्माद्युपद्रवो भवतीति ॥४१॥

एवं सामान्यविशेषप्रकारेण दाहमुक्त्वा सर्वदाहो न भविष्यतीत्याशङ्क्य, विशेषं वदन्नुपसंहरति दग्ध्वा वाराणसीं सर्वामिति ।

<u>શ્લોકાર્થ -૪૧:</u> પછી પ્રવેશ કરેલા વિષ્ણુના ચક્રે બજારો, મંડીઓ અને સભા સ્થાને, સાથે ખજાનાઓ, હાથી શાળા, અશ્વશાળા, રથશાળા અને અન્ન શાળાઓ સાથે ધનવાનોના ઘરો અને કોઠારાઓથી ખીચોખીચ વારાણસીને બાળી દીધી. (૪૧)

ભાવાર્થ, સુબોધિનીજી : તે દૃષ્ટરૂપી અગ્નિ પછી સુદર્શને પ્રવેશ કરી વારાણસીને બાળી દીધી. તે વિષ્ણુનું ચક્ર હોવાથી તેને ભય ન હતો. છાપરાઓજ બાળેલા હશે એવી શંકામાં મંડીઓ, સભાસ્થાનો અને બજારો સાથે એમ કહેલું છે. તે બધા ચૂનાની જેમ રાખ જેવાં ધોળાં છે. 'ધનવાનોના ઘરો અને કોઠારોથી ખીચોખીચ વિશેષણથી મકાનોને પણ બાળ્યાંનું કહે છે.

'લક્ષ્મીના સ્થાનને પીડા કરી નહિ હોય' એવી શંકા થાય તેથી હાથીખાના, અશ્વશાળા, ખજાનાઓ, અન્નશાળા એ બધા સાથે બાળ્યા એવો અર્થ છે. એમ સામાન્ય અને ખાસ પ્રકારથી બાળવાનું કહીને બધું વારાણસી બળેલું નહિ હોય એવી શંકા થાય.(૪૧)

તેથી નીચેના શ્લોકથી ઉપસંહાર કરે છે.

**दग्ध्वा वाराणसीं सर्वां विष्णुचक्रं सुदर्शनम् ।**
**भूयः पार्श्वमुपातिष्ठत्कृष्णस्याक्लिष्टकर्मणः ॥४२॥**

विष्णुचक्रत्वात् कार्यसिद्धिः । सुदर्शनमिति । एवं कर्तुरपि दोषाभावः । पुनरग्रेऽपि कार्यं एतादृशं भविष्यतीत्याशङ्कया कृष्णस्यैव पार्श्वमुपातिष्ठत् । ननु भगवान् स्वयमेव करिष्यति, किं सुदर्शनेनेत्याशङ्क्याह **अक्लिष्टकर्मण** इति । न हि भगवान् क्लिष्टं करोति, कदाचिच्च तथा कर्तव्यं भवति, तदा गतः, अनेन सुदर्शनस्यापि निरोधो निरूपितः ॥४२॥

कदाचिदियं कथा काशीदाहं प्रतिपादयतीति स्वधर्महेतुभिः न श्रोतव्या भवेत्, तदर्थमाह **य एतच्छ्रावयेन्मर्त्य** इति ।

*શ્લોકાર્થ -૪૨ : આખી વારાણસી બળીને વિષ્ણુનું ચક્ર સુદર્શન ફરી ક્લેશ વિના કર્મ કરનાર શ્રીકૃષ્ણ પાસે આવીને રહ્યું. (૪૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : વિષ્ણુનું ચક્ર હોવાથી 'સુદર્શન' શબ્દથી કહેલું છે. ભવિષ્યમાં પણ તે આવું કાર્ય ફરીથી થશે એવો ભય રહે તેથી શ્રીકૃષ્ણની પાસે આવી રહ્યું.

ભગવાને પોતે કાર્ય કરશે. સુદર્શનની શી જરૂર ? એવી શંકામાં 'કલેશવગર કર્મ કરનાર' વિશેષણ યોજેલું છે. કારણ કે ભગવાન કલેશવાળું કાર્ય કરતા નથી. આથી સુદર્શનને પણ નિરોધ કહેલો છે.(૪૨)

આ કથા કાશી બાળવાનું સિદ્ધ કરે છે. તેથી તે કથા સાંભળવી યોગ્ય નથી એવી શંકામાં હવે કહે છે.

**शूलैर्गदाभिः परिघैः शक्त्यृष्टिप्रासतोमरैः।**
**य एतच्छ्रावयेन्मर्त्य उत्तमश्लोकविक्रमम् ।**
**समाहितो वा श्रृणुयात्सर्वपापैः प्रमुच्यते ॥४३॥**

हेत्वपेक्षायामाह **उत्तमश्लोकस्य विक्रममिति** । उत्तमैः श्लोक्यते इति स्वभावत एव भगवच्चरित्रं श्रोतव्यम् । तत्रापि विक्रमः पराक्रमोऽयम् । यः श्रावयेत्, यो वा समाहितः श्रृणुयात्, अवहेलां न कुर्यात्, स सर्वपापैः स प्रमुच्यत इति । भक्तैरिव धर्मपरैरपि श्रोतव्यमिति निरूपितम् ॥४३॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षित विरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे सप्तदशोऽध्यायः ॥१७॥

*<u>શ્લોકાર્થ -૪૩:</u> જે મનુષ્ય ઉત્તમ શ્લોકના આ પરાક્રમનું શ્રવણ કરાવે છે અથવા સાવધાન થઈ સાંભળે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે.(૪૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ઉત્તમ શ્લોકોનું પરાક્રમ' શબ્દો યોજેલ છે. તેથી સ્વભાવથી ભગવાનનું ચરિત્ર શ્રવણ કરવા યોગ્ય છે. તેમાં પણ આ પરાક્રમ છે. આનું શ્રવણ કરાવે અથવા સાવધાન થઈને સાંભળે તે સર્વે પાપોથી મુક્ત થાય છે. તેથી એમ કહેલું છે કે ભક્તોની પેઠે ધર્મમાં આસક્તિવાળાઓએ આ ચરિત્ર શ્રવણ કરવા યોગ્ય છે.(૪૩)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય-૧૭ મો
સાત્ત્વિક પ્રમેય પ્રકરણ
સંપૂર્ણ"

श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

(दशम-उतरार्ध-सात्त्विक-प्रमेय-प्रकरणम् ।)

## अष्टादशोऽध्याय : ।

बलस्य चरितं वक्ष्यन् तदभावात्तु पौण्ड्रकः।
तथोक्तवानिति ह्युक्तं अर्थादेतद्बलस्य हि ।।१।।
बलरुपहरेः कार्यं न समाप्तमिति स्थितिः ।
अतो विशेषतो वक्तुं प्रश्नो राज्ञो निरुप्यते ।।२।।
अष्टादशे तु द्विविदवधः सम्यङ् निरूप्यते ।
गोपिकानामिवात्रापि स्त्रीणां माहात्म्यबोधने।।३।।
बलस्त्रियोऽन्यथा त्वत्र निरुद्धा न भवन्ति हि ।
तदा विभागो व्यर्थः स्यान्निरोधानुपयोगतः।।४।।
ततः सर्वजनीनं च चरितं हि करिष्यति ।
यस्यावेशस्य चरितमेवं तस्य किमद्भुतम्।।५।।

# દશમ સ્કંદ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ
## "સાત્ત્વિક પ્રમેય પ્રકરણ"
## અધ્યાય અઢારમો

કારિકાઓ :

કારિકા-૧-૨ : બલભદ્રનું ચરિત્ર કહેતાં તેમની ગેરહાજરીને લીધે તો પૌંડ્રકે તેમ કહ્યું તેવો સંદેશો મોકલ્યો. વાસ્તવીક રીતે બલભદ્રનું એટલે બલભદ્રરૂપ હરિનું આ કાર્ય પુરૂં થયું ન હતું. એવી સ્થિતિ છે. તેથી વધારે શુકદેવજી કહે તે માટે રાજાનો પ્રશ્ન કહેવામાં આવે છે.(૧-૨)

કારિકા-૩ : ગોપિકાઓની પેઠે અહીં પણ સ્ત્રીઓને મહાત્મ્ય જણાવવા માટે અઢારમા અધ્યાયમાં તો દ્વિવિધિના વધનું સારી રીતે નિરૂપણ કરવામાં આવે છે.(૩)

કારિકા-૪ : તેમ ન હોય તો બલભદ્રની સ્ત્રીઓનો અહીં નિરોધ થાય નહિ ત્યારે નિરોધમાં ઉપયોગી ન રહેવાથી વિભાગ વ્યર્થ થાય.(૪)

કારિકા-૫ : પછી સર્વમાં પ્રસિદ્ધ ચરિત્ર એવા પ્રકારનું છે તેમાં શું આશ્ચર્ય કારણ છે?(૫)

पूर्वाध्याये 'नन्दव्रज गते राम' इति रामे विद्यमाने नैवं पौण्ड्रको वक्तुं शक्त इति प्रतिभातम् । अतो बलस्य विशेषं (चरित्रं) पृच्छति भूयोऽहमिति ।

**राजोउवाच - भूयोऽहं श्रोतुमिच्छामि रामस्याद्भुतकर्मणः ।**
**अनन्तस्याप्रमेयस्य यदन्यत्कृतवान् प्रभुः॥१॥**

यमुनाकर्षणादि माहात्म्यं श्रुतम्। अन्यदपि श्रोतुमिच्छामि । अद्भुतकर्मण इति। अलौकिकचरित्रं तस्य वर्तत एव तद्वक्तव्यमिति प्रश्नः । यथा भगवतः कार्यकरणार्थं गते तस्मिन् बहेव कार्यं भगवत आपतितम्, ततान्यदपि भविष्यतीत्याशयेन अद्भुतकर्मत्वमुक्तम् । अनन्तस्येति । चरित्राणाम्य

नन्तता, तेन तादशचरित्रबाहुल्यम्। अप्रमेयस्येति। स्वतः कल्पयितुमशक्यम्। अत एव तादशस्य अन्यदपि चरित्रं श्रोतुमिच्छामि । तच्च चरित्रं दैवाज्ज्ञातं न वक्तव्यम्, किन्तु समर्थो भूत्वा यत् कृतवान्, तदेव वक्तव्यमिति ।।१।।

निरोधे स्त्रिय एव मुख्या इति तदर्थमेवान्यदिति निरूपयन् द्विविदवधमाह नरकस्य सखा कश्चिदिति।

ગયા અધ્યાયમાં બલભદ્ર નંદને નેસડે ગયા ત્યારે એ શબ્દોથી એમ જણાયું કે બલભદ્ર દ્વારકા હતા. ત્યાં સુધી પૌંડ્રક એમ કહેવા શક્તિમાન ન હતો તેથી રાજા બલભદ્રનું વધારે ચરિત્ર શ્લોકથી પૂછે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *અદભૂત કર્મ કરનારા, અનંત, ન જાણી શકાય એવા બલભદ્રનું ચરિત્ર જે તે પ્રભુએ કહેલું તે વધારે સાંભળવા હું ઈચ્છું છું. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> યમુનાને ઢસળવાનું મહાત્મ્ય મેં સાંભળ્યું બીજું પણ સાંભળવા ઈચ્છુ છું તેમનું ચરિત્ર અલૌકિક છે તે હવે કહો એવો પ્રશ્ન છે. જેમનું ભગવાનનું કાર્ય કરવા તેઓ નંદના નેસડે ગયા ત્યારે ભગવાનને ઘણું કાર્ય કરવાનું આવી પડયું. તેમ બાપુ પણ ભગવાનનું કાર્ય બલભદ્રે કર્યું હશે એવા અભિપ્રાયથી તેમને અદભૂત કર્મ કરનારા કહેલા છે. 'અનંત' શબ્દથી તેમના ચરિત્ર પણ અનંત છે. તેથી તેવા અદભૂત ચરિત્રો ઘણા છે.

'ન જાણી શકાય તેવા' વિશેષણોથી પોતે કલ્પના કરી શકતો નથી તેથી તેમનું બીજુ અદભૂત ચરિત્ર સાંભળવા ઈચ્છું છું અને તે દૈવથી થયેલું હોય' તે ન કહેશો પણ શક્તિવાળા હોઈ જેમને તે કહેલ હોય તેજ કહો એવો અર્થ છે (૧)

નિરોધમાં સ્ત્રીઓજ મુખ્ય હોવાથી તેમના માટે જ બીજુ કાર્ય કરે છે તે નીચેના શ્લોકથી આરંભી દ્વિવિદનો વધ કર્યાનું કહે છે.

**श्रीशुक उवाच - नरकस्य सखा कश्चिद्द्विविदो नाम वानरः।**
**सुग्रीवसचिवः सोऽय भ्राता मैन्दस्य वीर्यवान् ।।२।।**

नरकासुरो भगवता हत इति, स्त्रीणशमेवार्थ इति च, तत्सखाप्येवमेव

मारणीय इति, वध्योऽपि स एतावत्कालमुपेक्षित इत्युक्तम् । कश्चिदिति विशेषतः दैत्यत्वेन वा देवत्वेन वा न निर्वक्तव्यः । द्विविद इति। द्विधा वित् ज्ञानं यस्येति द्विःस्वभावोऽयम् । तेन रामावतारे भक्तोऽप्ययं सांप्रतमन्यथा जात इति। अनेन द्विःस्वभावा अपि वध्या एवेति निरूपितम्। वानर इत्युपेक्षायां हेतुः । भगवतैवार्धनराः कृताः, पुनः किमर्थं वध्या इति। तर्हि तद्वधे रामस्य किं माहात्म्यमित्याशङ्क्य माहात्म्यमाह । अथ भिन्नप्रक्रमेण। सुग्रीवसचिवः । चत्वारो मन्त्रिणस्तस्य हनुमदादयः, तन्मध्ये परिगणनात् तत्तुल्यपतापि निरूपिता । स इति स्वभावतोऽपि रामायणे प्रसिद्धः। मैन्दस्य भ्रातेति रामायणे मैन्दशौर्यं निरूपितम्। तद्भ्रतापि तत्तुल्य इति। ततोऽपि विशेषमाह वीर्यवानिति ॥२॥

तर्ह्येतादशो महान् प्रसिद्धश्च कथं विरुद्धो जात इति चेत्, तत्राह सख्युः सोऽपचितिमिति ।

<u>શ્લોકાર્થ -૨ :</u> *નરકનો મિત્ર કોઈ દ્વિવિદ વાંદરો હતો. તે સુગ્રીવનો મંત્રી અને મૈન્દનો ભાઈ હતો.(૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> નરકાસુરને ભગવાને હણેલો અને તેને સ્ત્રીઓ માટે જ હણેલો તેથી તેના મિત્રને પણ એવી જ રીતે હણવો જોઈએ. તેને હણવા માટે આટલો સમય સુધી અવગણના કરી તેને હણેલો નહિ તે 'કોઈક' વિશેષણથી કહેલું છે. તે દૈત્ય તરીકે અથવા દેવ તરીકે ચોકકસ પ્રમાણે કહેવાય એમ ન હતો. **द्विधा** એટલે બે પ્રકારનું **वित्** એટલે જ્ઞાન છે. એટલે **'द्विविद'** એ શબ્દથી આ દ્વિસ્વભાવવાળો હતો. તેના રામાવતારમાં સમયે ભક્ત હોવા છતાં હમણાં તે વિરોધમાં તો દ્વિસ્વભાવવાળો પણ હણવા યોગ્ય છે. 'વાંદરો' શબ્દથી અવગણનાનું કારણ કહેલ છે. ભગવાને તેમને અડધા માનવ બનાવેલા તો તેમને શા માટે હણવા? ત્યારે તેઓના વધ કરવામાં બલભદ્રનું શું મહાત્મ્ય? એવી શંકા થાય તેથી 'ચ અને' શબ્દથી જુદો આરંભ કહી મહાત્મ્ય કહે છે. તે સુગ્રીવનો મંત્રી હતો. તેને હનુમાન વિગર ચાર મંત્રીઓ હતા. તેમાં આની

ગણત્રી હતી. તે શબ્દથી એમ જણાવ્યું છે કે આ સ્વભાવથી રામાયણમાં પ્રસિદ્ધ છે. મૈત્યનો ભાઈ શબ્દોથી રામાયણમાં મૈન્દ્રની શૂરવીરતા કહેલી છે. તેનો ભાઈ પણ તેની સમાન છે. તે 'પ્રરાક્રમી' શબ્દથી કહેલો છે. (૨)

ત્યારે આવો મોટો અને પ્રસિદ્ધ વાંદરો ભગવાનની વિરૂદ્ધ કેમ થયો? તે નીચેના શ્લોકથી કહે છે.

**सख्युः सोऽपचितिं कुर्वन् वानरो राष्ट्रविप्लवम् ।**
**पुरग्रामाकरान् धोषानदहद्वह्निनोत्सृजन् ॥३॥**

नरको भगवता मारित इति अपचितिं कुर्वन् । क्षुद्रः केनापि न प्रतिपक्षतया विचार्यत इति राष्ट्रविप्लवं कृतवान् । यथा सर्वमेव राष्ट्रं नष्टं भवति । नाशमेवाह पुरग्रामेति । राष्ट्रविप्लवो यथा भवति, तथेति सर्वाक्रियास सम्बध्यते । पुराणि नगराणि । ग्रामा अल्पाः । आकरा रत्नादिस्थानानि । घोषा आभीरग्रामाः लौकिकास्त्रिविधा निरुक्ताः । वैदिकातिदोषसिद्ध्यर्थं धोषा उक्त । वह्नि वह्निदाहेन । अनेन चौर्येण दाहो निरूपितः । अन्यथा वह्निपदं व्यर्थं स्यात् ॥३॥

अग्निा उपद्रवमुक्त्वा पर्वतैराह कचित्स शैलानुत्पाट्येति ।

<u>શ્લોકાર્થ - ૩</u> : *તે વાદંરો મિત્રના વૈરનો બદલો વાળવાં દેશનો નાશ થાય તેવી રીતે શહેરા, ગામડાં, ખાણો અને નેસડાઓમાં અગ્નિ નાખતો તેઓને અગ્નિથી બાળતો હતો. (૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજીઃ</u> નરકને ભગવાને હણેલો એટલે વૈરનો બદલો વાળતાં બાળતો હતો. અધમનો કોઈપણ શત્રુ તરીકે વિરોધ કરતુ નથી. તેને દેશનો નાશ કરવા માંડયો. 'દેશનો નાશ થાય તેમ' એ શબ્દોથી બધી ક્રીયાઓ સાથે સંબંધ છે. શહેરો, ગામડાં, રત્નની ખાણો, નેસડાઓ એ ત્રાણ લૌકિક કહેલા છે. અગ્નિથી બાળીને. આથી છુપી રીતે બાળતો તેમ ન હોય તો શબ્દ નિરર્થક થાય છે. (૩)

અગ્નિથી કહેલો ઉપદ્રવ કહી નીચેના શ્લોકથી પર્વતોથી કહેલો ઉપદ્રવ કહે છે.

**क्वचित्स शैलानुत्पाट्य तैर्देशस्थनचूर्णयत् ।**
**आनर्तान्सुतरामेव यत्रास्तेमित्रहा हरिः ।।४।।**

स्थानादुत्पाट्य देशोपरि पातयित्वा देशस्थानचूर्णयदिति । सुतरामेव भगवदीयानित्याह **आनर्तान् सुतरामेवेति** । तत्र हेतुः । **यत्रास्ते** नरकधाती गोविन्दः ।।४।।

जलकृतोपद्रवमाह **क्वचित्समुद्रमध्यस्थ** इति ।

*શ્લોકાર્થ -૪ : કોઈ સમયે તે પર્વતોને ઉખેડીને તેથી દેશના લોકોના અને ઘણું કરીને જ્યાં હરિ રહેતા હતા તે દેશના લોકોના ચૂરેચૂરા કરતો.(૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : પર્વતોને પોતાના સ્થાનમાંથી ઉખાડીને દેશો ઉપર નાખીને દેશના લોકોના ચૂરેચૂરા કરતો, ભગવદીઓના જ ચૂરેચૂરા કરતા એમ ઉત્તરાર્ધથી કહે છે. તેનું કારણ 'નરકને હણનાર ગોવિંદ જ્યાં રહેતા હતા' એમ કહેલું છે.(૪)

નીચેના શ્લોકથી જલનો ઉપદ્રવ કહે છે.

**क्वचित्समुद्रमध्यस्थो दोर्भ्यामुद्धृत्य तज्जलम् ।**
**देशान्नगायुतप्राणो वेलाकूलानमज्जयत् ।।५।।**

**दोर्भ्यामुद्धृत्येति** बाह्वोः स्थूलता निरूपिता । **देशान्** समुद्रतीरस्थान् । आपाततः केनापि मारयितुं न शक्य इति वक्तुं **नागायुतप्राण** इत्युक्तम् । दशसहस्रहस्तिबलः । **वेलाकूले** यस्येति मज्जने सौकर्यमुपपत्तिश्चोक्ता ।।५।।

*શ્લોકાર્થ -૫ : દશ હજાર હાથીના બલવાળો તે કોઈવાર સમુદ્રની મધ્યમાં રહીને પોતાના બે હાથોથી તેનું જલ ઉછાળીને સમુદ્રના કોઠા ઉપરના દેશોને ડુબાડી દેતો.(૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : 'બે હાથોથી ઉછાળીને' શબ્દોથી તેના હાથનું સ્થુલપણું જણાવેલું છે. સમુદ્રના કોઠા ઉપરના દેશોને ડુબાડતો. તે કોઈથી પણ હણાય તેવો ન હતો એમ કહેતા. 'દશ હજાર હાથીના બલવાળો હતો. તેથી સમુદ્રના કાંઠા ઉપરના દેશોને ડુબાડતો તે યોગ્યતા જ છે. (૫)

સાધારણ ઉપદ્રવ કહીને નીચેનાશ્લોકથી વૈદિકોને પર કહેલો ઉપદ્રવ હવે કહે છે.

**आश्रमानृषिमुख्यानां कृत्वा भग्नवनस्पतिन् ।**
**अदूषयच्छकृन्मूत्रैरग्नीन् वैतानिकान् खलः ॥६॥**

**तेषां पूर्तस्येष्टस्य च नाशं करोतीति वक्तुं भग्नवनस्पतीन् कृत्वा वैतानिकान् वैदिकान् अग्नीन् गार्हपत्यादीन् अदूषयत् । नन्वेवं कृते स्वस्य कः पुरुषार्थः, न हि ब्राह्मणा नरकस्यान्यस्य वा द्विष्टा भवन्ति, तत्राह खल इति । दुरात्मायम् । अतो निष्प्रयोजनमपि परोपतापार्थं करोतीति ॥६॥**

देशोपद्रवं पृथिव्यप्तेजोभिरुक्त्वा, वैदिकान् देशस्थानपि निरूप्य, अन्यान् स्त्रीपुरुषसाधारण्येन तदुपद्रुतान् निरूपयति पुरुषान्योषितो दम इति ।

<u>શ્લોકાર્થ -૬</u> : *તે હરામખોર ઋષિઓના આશ્રમોને છિન્નભિન્ન વૃક્ષોવાળા કરીને વૈદિક અગ્નિઓને ઝાડા પેશાબથી અપવિત્ર કરતો. (૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : તેઓના પરોપકારનાં કૃત્યો અને યજ્ઞોનો નાશ કરતો હતો. આશ્રમોને છિન્ન ભિન્ન વૃક્ષોવાળા કરીને ગાહેપત્ય વિગેરે વૈદિક અગ્નિઓને અપવિત્ર કરતો હતો એમ કહેલું છે.

એમ કરવામાં દ્વિવિધનો શું પુરૂષાર્થ? કારણ કે બ્રાહ્મણો નરકના તથા બીજાના કોઈના શત્રુઓ નથી. એવી શંકા થાય તેથી 'હરામખોર' શબ્દ યોજલ છે. આ દુષ્ટ અન્તઃકરણવાળો હતો. તેથી પ્રયોજન વિના પણ બીજાઓને દુઃખ દેવા તેમ કરતો એવો અર્થ છે. પૃથ્વી, જલ અને તેજથી દેશોનો ઉપદ્રવ કહીને દેશમાં રહેલા વૈદિકોનું પણ નિરૂપણ કરીને નીચેના શ્લોકમાં તેને

પીડીલા બીજાઓને સ્ત્રી પુરૂષોના સમાનપણાથી કહે છે. (૬)

**पुरूषान् योषितो दप्तः क्ष्माभृद्रोणीगुहासु सः ।**
**निक्षिप्य चाप्यधाच्छैलैः पेशस्कारीव कीटकम् ॥७॥**

सहस्थितान् तत्सङ्गभङ्गार्थं रसं च बीभत्सयितुम् । दप्त उच्छृङ्खलः । क्ष्माभृतः पर्वतस्य द्रोणीगुहासु द्रोण्यां उभयपर्वतमध्ये गुहासु च 'अत्र रमध्व'मिति उपहसन्निक्षिप्य अप्यधात् । शैलैस्तपुपरि पर्वतान् आरोपयति । तथाकरणे हेतुमाह पेशस्कारीव कीटकमिति । स हि स्वस्मरणषन स्वतुल्यः कीटो भवत्विति तथा करोति, तथायमपि विश्वस्यैव मदात्मकता भवतु, न भगवदात्मकतेति, तथा कृतवान् ॥७॥

एवं सह्यमुपद्रवंनिरूप्य, तदुपसंहरन् असह्यं निरूपयति एवं देशान्विप्रकुर्वन्निति ।

<u>શ્લોકાર્થ -૭ :</u> *જેમ ભમરો કીડાને પુરે છે. તેમ તે સ્વચ્છંદી પુરૂષોને અને સ્ત્રીઓને પર્વતોની ખીણો અને ગુફાઓમાં નાખી અને મોટા પથ્થરોથી પુરી દેતો. (૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સાથે રહેલા સ્ત્રીઓ અને પુરૂષોને તેઓના સંગનો ભગં કરવા અને રસની હાંસી કરવા તે સ્વચ્છંદી પર્વતની વચ્ચેની ખીણોમાં અને ગુફાઓમાં 'અહીં રમણ કરો' એમ મશ્કરી કરતો પછી પુરી દેતો.' જેમ ભમરો કીડાને પુરે છે તેમ' પોતાનું સ્મરણ કરીને પોતાની સમાન થાય એવા હેતુથી તે ભમરો તેમ કરે છે. કીડાને પુરે છે. તેથી આ બધુ ભગવદરૂપ થાઓ નહિ એવા હેતુથી તેમ કરતો. (૭)

એવી રીતે સહન થઈ શકે તેવો ઉપદ્રવ કરી નીચેના શ્લોકથી તેનો ઉપસંહાર કરતાં ઉપદ્રવ સહન ન થઈ શકે તે ઉપદ્રવ કહે છે.

**एवं देशान् विप्रकुर्वन् दूषयंश्च कुलस्त्रियः।**
**श्रुत्वा सुललितं गीतं गिरिं रैवतकं ययौ ॥८॥**



असह्यमेतत् दूषयंश्चेति । इतरदूषणं न दोषायेति कुपदम् । अनेन नरकगृहाद्भग्रवता समानीतास्ता इति तथा करोतीति सूचितम् । एवमुत्कृष्टे पापे तेनैव मरणार्थं स्वयमेव समुद्यत् इत्याह श्रुत्वा सुललितं गीतमिति। यथा सर्वे विषयास्तेन निराकृतः सर्वेषाम्, तथा सुललितमपि गीतम् । मयि स्थिते को वा गायतीति तन्निराकरणार्थं रैवतकं ययौ । तेनैव गीतानुगानात् ॥८॥

ततो गीतकर्तारं दृष्टवानित्याह तत्रापश्यदिति ।

<u>શ્લોકાર્થ -૮ :</u> એ પ્રમાણે દેશોને પીડતો અને કુલવાન સ્ત્રીઓને ભ્રષ્ટ કરતો, ઘણું મનોહર ગીત સાંભળીને તે રૈવતક પર્વત ગયો. (૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કુલવાન સ્ત્રીને ભ્રષ્ટ કરતો એ સહન થઈ શકે તેવું કૃત્ય કહેલું છે. બીજી સ્ત્રીઓની ભ્રષ્ટતાથી દોષ થતો નથી. તેથી 'કુલવાન' શબ્દ યોજેલ છે. એથી એમ પણ સૂચવે છે કે ભગવાન તેઓને નરકના ઘરમાંથી લઈ આવેલ. તેથી તે પ્રમાણે કરતો હતો. (૮)

પછી તેને ગીત કરનારને જોયા તે હવે કહે છે.

तत्रापश्यद्यदुपतिं रामं पुष्करमालिनम् ।
सुदर्शनीयसर्वाङ्गं ललनायूथमध्यगम् ॥९॥

तस्य मात्सर्योत्पत्त्यर्थं रामस्य दशगुणान्वर्णयति । एतावन्त एव गुणा इति। तत्रादावैश्वर्यं दृष्टवानित्याह यदुपतिमिति । यादवानां स्वामी । स्वामिचिह्नानि बिभर्तीति । तथा ज्ञानं परिचयोऽप्यस्तीति वा । अनेन कर्तुमकर्तुमन्यथाकर्तुं सामर्थ्यमुक्तम्। इदं लौकिकम्। अलोकिकमाह राममिति। विभक्तवीर्य-मन्यथाकर्तुं सामर्थ्यमुक्तम् । इदं लौकिकम्। अलौकिकमाह राममिति। विभक्तवीर्यत्वात् । सर्वलोकानुरञ्जनमपि तस्यासाधारणो गुःण। स्वरूपतः कार्यतश्चोत्कर्ष उक्तः । पुष्करमालिनमिति । कमलमालया लक्ष्म्या वृत इति ज्ञापयन् भूषितत्वमाह इत्यैश्वर्यादयस्त्रय उक्ताः सुष्ठु दर्शनीयानि सर्वाण्यङ्गानि

यस्येति । सौन्दर्येण शारीरकीर्तिरुक्ता । ललनायूथमध्यगमिति । बहिः कीर्तिरुक्ता शोभाजनितेयं कीर्तिरिति ॥९॥

**गायन्तं वारुणी पीत्वा मदविह्वललोचनम् ।**
**विभ्राजमानं वपुषा प्रभिन्नमिव वारणम् ॥१०॥**

गायन्तमिति । स्वानन्दपूर्णता ज्ञानफलरूपा निरूपिता। वारूणीं पीत्वेति । देहविस्मरणं ज्ञानफलं द्विविधमप्युक्तम् । मदेन विह्वले लोचने यस्येति बहिर्ज्ञानदष्टिः विह्वला वैराग्यफलरूपा निरूपिता । विभ्राजमानं वपुषेति। विगतभ्राजनं वा विशिष्टभ्राजने वा विकलतया उभयमपि वैराग्यकार्यं भवति। शरीरेण विराजमानम्। ततो वैराग्यस्वरूपमाह प्रभिन्नमिव वारणमिति । स ह्यमर्यादो भवति, यः प्रकर्षेण भिन्नः स्रवन्मदः। एवं कारणफलसहिताः षड्गुणा भगवति निरूपिताः ॥१०॥

एतादशमपि दष्ट्वा स्वदौष्ट्यं प्रकटितवानित्याह दुष्टः शाखामृग इति।

<u>શ્લોકાર્થ -૯-૧૦ :</u> *તેને ત્યાં કમળની માળવાળા, મનોહર અંગોવાળા, સ્ત્રીઓના સમુહની મધ્યમાં રહેલા મદીરાનું પાન કરીને ગાન કરતા, મદને લીધે ઘેરાયેલાં લોચનવાળા, મદ ઝરતા હાથીની માફક દેહથી શોભતા યદુના પતિ રામને જોયા.(૯-૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેને અદેખાઈ ઉત્પન્ન થાય તે માટે બલભદ્રના દશ ગુણોનું વર્ણન કરે છે. (૧) 'યદુના પતિ' શબ્દથી તેનું ઐશ્વર્ય કહે છે. બલભદ્ર યાદવોના સ્વામી હતા કારણ કે સ્વામીના ચિન્હો ધારણ કરતા હતા. એવું દ્વિવિદને જ્ઞાન હતું અથવા પરિચય હતા. આથી કરવાનું ન કરવાનું, અને કરેલું ફેરવી નાખવાનું કહેલું છે. આ લૌકિક છે. (૨) રામ શબ્દથી અલૌકિક સામર્થ્ય કહે છે. સર્વ લોકોને આનંદ કરાવવો તે પણ બલભદ્રનો અસાધારણ ગુણ છે. (૩) 'કમળની માલાવાળા' શબ્દથી લક્ષ્મીએ તેમને પ્રસન્ન કરેલા એ પ્રમાણે ઐશ્વર્યના ત્રણ ગુણ કહ્યા.(૪) 'સારી રીતે મનોહર છે સર્વ અંગો જેમના' વિશેષણથી સુંદરપણાને લીધે દેહની કિર્તિ કહેલી છે. (૫) 'સ્ત્રીઓના

સમુહના મધ્યમાં રહેલા' વિશેષણથી બહારની કિર્તિ કહેલીછે. તે કિર્તિ શોભા કરનારી છે. (૬) 'ગાન કરતા' વિશેષણથી જ્ઞાનના ફલરૂપ પોતાના આનંદની પૂર્ણતા કહેલી છે. (૭) 'મદિરાનું પાન કરીને' શબ્દથી દેહનું વિસ્મરણ કરાવનાર જ્ઞાનનું ફલ બંને પ્રકારે કહ્યું. (૮) 'મદને લીધે ઘેરાયેલા છે લોચન જેમના' વિશેષણથી વૈરાગ્યના ફલરૂપ બહારની જ્ઞાનદષ્ટિ ઘેરાયેલી કહેલી છે. (૯) 'જતો રહ્યો છે પ્રકાશ જેનો' અથવા ઉત્તમ છે પ્રકાશ જેનો. એટલે વૈરાગ્યનાં પરિણામો છે. (૧૦) 'મદ ઝરતા હાથીની માફક' શબ્દોથી વૈરાગ્યનું સ્વરૂપ કહેલું છે.

જે હાથી ઘણોજ મદ ઝરતો હોય તે મર્યાદાવગરનો હોય છે. આવી રીતે તેનામાં છ ગુણો જણાવ્યાં. (૯-૧૦)

એવા બલભદ્રને જોઇને દ્વિવિદે પોતાનું દુષ્ટપણું પ્રગટ કર્યું. તે નીચેના શ્લોકથી કહે છે.

**दुष्टः शाखामृगः शाखामारुढः कम्पयन् द्रुमान् ।**
**चक्रे किलकिलाशब्दमात्मानं सम्प्रदर्शयन् ॥११॥**

भगवन्तं दृष्ट्वा किलकिलाशब्दं चक्रे । तज्जातीयशब्दः तादशः। यदा स्वस्मिन्महत्त्वबुद्धिर्भवति, तदा स्वजातिशब्दं कुर्वन्ति । प्रकृते तु भगवन्तमपि दृष्ट्वा तथाकरणे हेतुर्दुष्ट इति। दोषस्तस्य सहज इति ख्यापयितुं शाखामृग इति। भूमिं भूरुहं वा नाश्रयति, किन्तु शाखा एव। शाखां चारूढ इति स्वल्पः स्वस्थाने स्थितो मत्तो भवतीति सूचितम्। द्रुमान् कम्पयन्निति। रसजननार्थमपि तथा कुर्यादिति पक्षं व्यावर्तयितुमाह आत्मानं सम्प्रदर्शयन्निति । स्वस्वरूपं गुह्यदेशं वा ॥११॥

अल्पस्यैवंकरणमयुक्तमिति भण्डमिव तं दष्ट्वा केवलेन तेन क्षोमो न भवेदपीति स्त्रीणां हास्यमाह तस्य धाष्टर्यं कपेर्वीक्ष्येति।

<u>શ્લોકાર્થ -૧૧ :</u> *દુષ્ટ શાખામૃગે શાખા ઉપર ચઢી વૃક્ષોને કંપાવતાં પોતાને*

*દેખાડતાં હૂકાહૂક શબ્દ કર્યો.(૧૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાનને જોઈને હૂકાહૂક શબ્દ કર્યો. તે પોતાની જાતનો શબ્દ છે. ચાલું પ્રસંગમાં ભગવાનને જોયા છતાં પણ તેમ કરવાનું કારણ 'દુષ્ટ' વિશેષણથી કહેલું છે. તેનો દોષ સાધારણ હતો તે જણાવવા 'શાખામૃગ' શબ્દ યોજેલ છે. તે ભૂમી અને તેના આશ્રયરૂપ શાખાઓનો આશ્રય કરતો ન હતો. પણ શાખાઓનો આશ્રય કરતો હતો. તે 'શાખા ઉપર ચઢીને' શબ્દોથી સૂચવેલું છે. 'વૃક્ષોને કંપાવતાં' શબ્દોથી આશ્રયના પણ આશ્રયની અવગણના કરેલી છે. તે દુષ્ટ ઈશ્વરની પણ અવગણના કરે એ યોગ્ય જ છે. 'છુપો રહીને રસ ઉત્પન્ન કરવા પણ તેમ કરે' એવી શંકામાં 'પોતાને દેખાડતાં' શબ્દ યોજેલ છે.(૧૧)

નજીવું પ્રાણી તેમ કરે તેમ ન હોવાથી ભાંડના જેવા તેને જોઈને નીચેના શ્લોકમાં સ્ત્રીઓ હસી તેમ કહે છે.



**तस्य धार्ष्ट्यं कपेर्वीक्ष्य तरुण्यो जातिचापलाः।**
**हास्यप्रिया विजहसुर्बलदेवपरिग्रहाः॥१२॥**

तस्यापराधकरणाद्वध्यस्य । कपेस्तुच्छजीवस्य । धार्ष्ट्यं तथाकरणम् । वीक्ष्य । तरुण्यो जात्यैव चपलाः, वयोऽपि स्वभावोऽपि तासामस्थिरतां सम्पादयतीति । हास्यमेव प्रियं यासामिति इन्द्रियान्तःकरणधर्मोऽपि तादृश इति। बलदेवस्य निर्भयस्य पूर्वोक्तस्य वा परिग्रहाः निवाहिताः स्त्रियः सर्वथा निर्भयाः। अनियामकानां चतुर्विधगुणानां विद्यमानत्वात् विजहसुः । रामस्तु न किञ्चिदुक्तवान्, गणनाया एवाभावात् ॥१२॥

उभयमपि स्वस्य हीनत्वापादकमिति तासामवगणनां कृतवानित्याह ता हेलयामासेति।

*શ્લોકાર્થ -૧૨: તે વાંદરાની ઉદ્ધતાઈ જોઈને સ્વભાવથી ચપલ, તરૂણ જેમને હસવું પ્રિય હતું તેવી બલદેવની સ્ત્રીઓ હસી.(૧૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'તે એટલે અપરાધ કરેલો હોવાથી વધ કરવા યોગ્ય તુચ્છ જીવ વાંદરાની ઉદ્ધતાઈ, સ્વભાવથી જ ચપલ અને તરૂણ અને વય અને સ્વભાવ તેમને અસ્થિર બનાવનાર કહેલું છે. તેમનાં ઈંદ્રિય અને અન્તઃકરણનો ગુણ પણ તેવો હતો. 'બલદેવ' એટલે ભય વિનાની વિવાહ કરેલી સ્ત્રીઓ સર્વ પ્રકારે ભય વિનાની હતી. વશ ન રહે તેવા ચાર પ્રકારના ગુણો હોવાથી તેઓ હસી. બલભદ્ર તો કાંઈ જ બોલ્યા નહિ. (૧૨)

બંને પોતાની અવગણના કરે તેવા હોવાથી તે દ્વિવિદે તે સ્ત્રીઓની અવગણના કરી તે કહે છે.

**ता हेलयामास कपिभ्रूक्षेपैः सम्मुखादिभिः।**
**दर्शयन् स्वगुदं तासां रामस्य च निरीक्षतः ॥१३॥**

अवहेला मुखतः जातिचेष्टाभिरपीत्याह । भ्रूक्षेपैः तिर्यक् निरीक्षणयुक्तैः। सम्यक् मुखं यत्रेति सम्मुखादिभिर्विकारैः । परितोऽग्रतश्च हेलनमुक्त्वा पृष्ठतोऽप्याह दर्शयन्स्वगुहं तासामिति ।तूष्णीभावेनावगणित इति रामस्याप्यवहेलनं कृतवानित्याह रामस्य च निरीक्षत इति। निरीक्षतः सतस्तासामपि निरीक्षतीनां रातीनाम् । दर्शने सर्वेषां साधारणस्यापि सङ्कोचो भवति। अस्य तु तथात्वेऽपि न जातमिति दोषं वक्तुं वर्णितम् ॥१३॥

ततो विचारमकृत्वैव अल्पदोषे अल्पैव शिक्षेति वा ज्ञापयितुं पाषाणप्रक्षेपमात्रं कृतवानित्याह तं ग्राव्णेति।

શ્લોકાર્થ -૧૩ : ભ્રમરોનો સંકોચ, સામું જોઈ રહેવું વિગેરેથી બલભદ્રના દેખતાં પોતાની ગુદા દેખાડતાં વાંદરાએ તેમનું અપમાન કર્યું. (૧૩)

ભાવાર્થ, સુબોધિનીજી : આડી દૃષ્ટિથી જોતાં ભ્રમરોનાં સંકોચ સામે મુખ જોઈ રહેવું. તે પ્રમાણે અપમાન કર્યું. પોતાની 'ગુદા તેઓને દેખાડતાં' શબ્દોથી બલભદ્ર દેખતા હતા અને તે સ્ત્રીઓ પણ દેખતી હતી. એટલે દરેકને સંકોચ થાય પણ આનો એવો સંકોચ ન થયો. એવો દોષ કહેવા આ વર્ણન

કર્યું છે. વળી વિચાર કર્યા વગર જ થોડો દોષ હોય ત્યારે થોડી જ સજા કરવી જોઈએ એમ સમજાવવા માત્ર પત્થરો ફેંક્યો.(૧૩)

તે નીચેના શ્લોકથી કહે છે.



**तं ग्राव्णा प्राहरत्क्रुद्धो बलः प्रहरतां वरः ।**
**स वञ्चयित्वा ग्रावाणं मदिराकलशं कपिः॥१४॥**
**गृहीत्वा हेलयामास धूर्तस्तं कोपयन् हसन् ।**
**निर्भिद्य कलशं धृष्टो वासांस्यास्फोटयद्बलम् ॥१५॥**

वानराः कृतोपकारा दयाविषयाश्चेति उपेक्षां परित्यज्य किमिति ग्राव्णा प्राहरत्, तत्राह क्रुद्ध इति। क्रोधे तस्याल्पस्य महदतिक्रमो हेतुः । अनावेशात् हलमुशलस्मरणात्पूर्वं सर्वं कृतवान् । तेन नाविचारकृतो दोषः । बल इति । तस्य माहात्म्यं ज्ञात्वापि स्वस्य बलिष्ठत्वादेव तथा कृतवान् । काकादिष्विव केवलं निवारणार्थतां प्रहरणस्य निवारयति प्रहरतां वर इति। ततस्तेनैव व्यथितो भवेदिति तथा प्रकारं कृतवान् । स तु पूर्वं परमेश्वरस्य भक्त आसीदिति भगवत्कृपयैव तस्य जातं सामर्थ्यमनुवदति स वञ्चयित्वेति। तस्योद्धतस्य स्वत एव मरणार्थं प्रवृत्तस्य अपराधे असह्ये क्रोधान्मारणमिति वक्तुं तादृशमतिक्रममाह ग्रावणं वञ्चयित्वा मदिराकलशं गृहीत्वा हेलयामासेति । यतो धूर्तः । पानव्यसनिनां तदपहारे महान् क्रोधो भवतीति जानाति । अपकारार्थं नेदं करणम्, किन्तु कोपयन्। केवलं कोपार्थताप्रदर्शनार्थं हसन्। तर्हि पानार्थं नयनं भविष्यतीत्याशङ्क्य अग्रे तत्कृतं चरित्रमाह निर्भिद्येति । कलशं निर्भिद्य। तथा कृते जीवनमपि गमिष्यतीति शङ्काभावायाह । ततः स्थापितानि जलक्रीडोत्तरं परिधेयानि स्त्रीणां बलस्य च वासांसि च निर्भिद्य, बहुधा छित्त्वा, ततो बलमास्फोटयत् । मल्ल इव युद्धाकारणार्थं बाहुस्फोटं कृतवान् ॥१४॥ ॥१५॥

नन्वल्पः कथमेवं करोतीत्याशङ्क्याह बलवानिति ।

<u>શ્લોકાર્થ -૧૪-૧૫ :</u> પ્રહાર કરનારાઓમાં ઉત્તમ, કોપેલ બલે તેને પત્થરથી પહાર કર્યો તે ધુતારા વાંદરાએ પત્થર ચૂકાવી મદિરાના કલશને લઈને તેમને કોપાવતાં અને હસતાં તેમનો તિરસ્કાર કર્યો. તેને કલશને ભાંગી નાખી, વસ્ત્રો ફાડી નાખી યુદ્ધ માટે બલભદ્રને પડકાર્યા. (૧૪-૧૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વાંદરાઓએ ઉપકાર કરેલો અને તેઓ દયાને પાત્ર હતા. તેથી બલભદ્રે અવગણનાનો ત્યાગ કરીને પત્થરથી કેમ પ્રહાર કર્યો? એવી શંકામાં 'કોપીલા' વિશેષણ યોજેલું છે. તે તુચ્છ પ્રાણીએ મોટાનું અપમાન કર્યું એ કોપનું કારણ હતું. ભગવાનનો આવેશ નહિ થયેલ હોવાથી હલ અને મુશલનું સ્મરણ થયું તે પહેલાં બલભદ્રે આ બધું કર્યું. 'બલ' હતું એટલે તે દ્વિવિદનું મહાત્મ્ય જાણવા છતાં પણ પોતે સર્વથી બલવાન છે તેથી તેમ કરેલું . 'પ્રહાર કરવામાં ઉત્તમ' શબ્દથી કહેલું છે કાગડાઓ વિગેરેને ઉડાડવો મૂકવા પત્થરો ફેંકવામાં આવે તેમ ફેંકેલ ન હતો. તેથી તે પત્થરથી દુઃખ પામે તે માટે પહાર કરેલો. તે પહેલાં ભગવાનનો ભક્ત હતો તેથી તેને ભગવાનની કૃપાથી જે શક્તિ પ્રાપ્ત થઈ તે ચૌદમાં શ્લોકમાં કહે છે. પોતાની મેળે મરવા તૈયાર થયેલા તેનો અપરાધ અસહ્ય થાય ત્યારે બલભદ્ર ક્રોધને લીધે તેને હણશે એમ કહેતાં તેનો અપરાધ 'પત્થર ચૂકાવી મદીરાના કલશને લઈ જઈ તિરસ્કાર કર્યો' શબ્દોથી કહેલ છે. કારણ કે તે ધુતારો જાણતો હતો કે મદીરાનું પાન કરનારા વ્યસનવાળાઓને તે લઈ લેવાથી ઘણો ક્રોધ થાય છે. બલભદ્રને દુઃખ દેવા આ કરેલ ન હતું. પરંતુ કોપ કરવા જ કરેલું તેથી તે કોપ કરે તે માટે હસ્ત તે પ્રમાણે કરેલું. 'ત્યારે મદીરાનું પાન કરવા કલશ લઈ લીધો હશે' એવી શંકામાં તેને કરેલ ચરિત્ર પંદરમા શ્લોકથી કહે છે. તેને કલશને ફાંડી નાખ્યો. તેથી બલભદ્રનું જીવન પણ જતું રહેશે એવી શંકા ન રહે તે માટે કહે છે કે જલક્રીડા કર્યા પછી પહેરવાનાં વસ્ત્રો સ્ત્રીઓના અને બલભદ્રના ત્યાં મૂકેલા હતા. તેને ફાડી નાખી પછી બલભદ્રને મલ્લની પેઠે યુદ્ધ કરવા માટે બાહુઓ ઠોકી પડકાર્યો. (૧૪-૧૫)

તુચ્છ પ્રાણીએ આવું કેમ કર્યું? એવી શંકા થાય તેથી અર્ધો શ્લોક હવે કહે છે.

<u>શ્લોકાર્થ -૧૫ :</u> બલવાળા અને મદથી ઉદ્ધત બનેલા તેને બલભદ્રને

*તુચ્છકારી તેમનો અપરાધ કર્યો.(૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : બલભદ્ર પણ બલવાન હતા. સમાન બલવાળા સાથે આવું કરવામાં આવતુ નથી એવી શંકા થાય તેથી 'તુચ્છકારીને' શબ્દ યોજેલ છે. એટલે તેને અપરાધ કર્યો.(૧૫)

પછી ભગવાને જેમનામાં આવેશ કરેલ તેવા બલભદ્રે વિચારપૂર્વક તેનો વધ કરવા યત્ન કર્યો તે કહે છે.



**कदर्थीकृत्य बलवान् विप्रचक्रे मदोद्धतः।**
**तं तस्याविनयं दृष्ट्वा देशांश्च तदुपद्रुतान् ॥१६॥**

ननु वलोऽपि बलवान्, नहि तुल्येऽप्येवं क्रियते, तत्राह **कदर्थीकृत्येति** । तुच्छीकृत्य । तदपि स्वमनस्येवेति वक्तुमाह **मदोद्धत** इति । **विप्रचक्रे** अपकारं कृतवान् । ततो बलः विचारपूर्वकं भगवदाविष्ट भगवदाविष्टः तद्वधार्थं यत्नं कृतवानित्याह तं तस्याविनयमिति । वस्तुतस्त्विदं द्वारमात्रम्, मुख्यस्तु अपराधः तदुपद्रुतान देशान् विलोक्येति । यद्यपि पूर्वं दृष्टम्, तथापीदानीं स्मृतमित्येके । इदानीमेव भगवदावेश इति। तस्य चापरोक्षज्ञानमेव सर्वत्रेति इदानीमेव दृष्ट्वेति युक्तम् ॥१६॥

भगवता सहैव मुसलादीनामप्यागमनात् मुसलं हलं च तज्जिघांसया आधत्त । आयुधवचिह्नर्थमग्रहणमाह क्रुद्ध इति ।

<u>*શ્લોકાર્થ -૧૬*</u> : *તેની તે ઉદ્ધતાઈ અને તેનાથી પીડાયેલા દેશોને જોઈને કોપેલા બલભદ્રે શત્રુને હણવાની ઈચ્છાથી મુસલ અને હલ લીધાં.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : વાસ્તવીક રીતે બલભદ્રને અપરાધ કરવાથી તેને હણવાનું કારણ બન્યું હતું. મુખ્ય અપરાધ છે. 'તેનાથી પીડાયેલા દેશોને જોઈને' શબ્દો કહેલ છે. બલભદ્રે આ વખતે તેનું સ્મરણ કર્યું. ખરી રીતે તો હમણાં બલભદ્રમાં ભગવાનનો આવેશ થયેલ હોવાથી તેથી સર્વ સ્થળોનું પ્રત્યક્ષ જ્ઞાન હોય છે. તેથી હમણાં જ 'તે પીડાયેલા દેશોને જોઈને' એમ કહ્યું તે યોગ્ય જ છે.

ભગવાનની સાથે જ મુસલ વિગેરે પણ આવતાં તેને હણવાની ઈચ્છાથી હલ અને મુશલ લીધાં. 'કોપેલા' વિશેષણથી એમ કહેલું છે કે આયુધવાળાં ચિન્હ તરીકે લીધાં ન હતાં. તે ભક્ત હતો એવી શંકા દૂર કરવા 'શત્રુને' શબ્દ યોજેલ છે. ભગવાને બલભદ્રમાં બીજા પણ પોતાના ગુણો પ્રગટ કર્યા. તેથી અલૌકિક બલ પણ થયું એમ જાણવું.(૧૬)

તેટલાથી દ્વિવિધ અટક્યો નહિ તેથી ભગવાન ક્લેશ વગર કાર્ય કરનાર છે એમ કહેતાં તેનું કાર્ય કહે છે.

**क्रुद्धो मुसलमाधत्त हलं चारिजिघांसया ।**
**द्विविदोऽपि महावीर्यः शालमुत्पाट्य पाणिना ॥१७॥**

भक्तत्वशङ्काव्यावृत्त्यर्थमरीति । चकारत् अन्येपि धर्मा भगवता आविष्कृता इति अलौकिकंबलमपि ज्ञातव्यम् । तावतापि न निवृत्त इति अक्लिष्टकर्मत्वं भगवतो वदन्नाह द्विविदोऽपीति । युद्धं वक्तुं तस्य प्रसिद्धनामग्रहणम् । महावीर्य इति । रामायणादौ तत्पराक्रमो निरूपितः स्मार्यते, युद्धस्मरणाभिनिवेशाय । एकेन पाणिना शालवृक्षमुत्पाट्येति बलस्य कार्यम्, न तु केवलं प्रशंसापरमिति ज्ञापयितुम् ॥१७॥

*<u>શ્લોકાર્થ -૧૭ :</u> ઘણા બલવાળા દ્વિવિદે એક હાથથી સાગને ઉખાડી ઝડપથી પાસે આવી તેનાથી બલભદ્રના માથાં ઉપર પહાર કર્યો.(૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દ્વિવિધ નામથી તેના યુદ્ધનું વર્ણન કરેલ છે. રામાયણમાં તીવ્ર પરાક્રમ વર્ણવેલું હતું. યુદ્ધ કરવા માટે તીવ્ર ઈચ્છા થાય તે માટે 'ઘણા બલવાન' વિશેષણથી સ્મરણ કરાવે છે. 'એક હાથથી સાગના વૃક્ષને ઉખાડી' શબ્દોથી તેના બલનું કાર્ય જણાવ્યું. આ માત્ર પ્રશંસા થાય તે માટે કહેલું નથી એમ જણાવવા કહેલું છે.

બલભદ્ર ઉદ્યમ કરે તે પહેલાં પાસે આી માથાના ભાગમાં સાગથી પહાર કર્યો. બલભદ્રને શબ્દથી શ્રવણ કરનારને ભય થશે નહિ એમ સૂચવેલું છે.(૧૭)

પછી બલભદ્રે તેની દરકાર કરી નહિ તે હવે કહે છે.

**अभ्येत्य तरसा तेन बलं मूर्धन्यताडयत् ।**
**तं तु सङ्कर्षणो मूर्ध्नि पतन्तमचलो यथा ॥१८॥**

अभ्येत्य निकटे समागत्य, तरसा रामोद्यमात्पूर्वमेव तेन शालेन मूर्ध्नि प्रदेशे अताडयत्, गृहीत्वैव लकुटेनेव ताडितवान् । बलपदाच्छ्रोतुर्भयाभावः सूचितः । ततस्तन्निराकरणमाह तं तु सङ्कर्षण इति । पर्वते वृक्षप्रक्षेपः न पर्वतस्य भयजनक इति मूर्ध्नि पतन्तमपि वृक्षं यथा अचलः पर्वतो गृह्णाति ॥१८॥

*श्लोकार्थ -१८ : બલભદ્રે સંકર્ષણે તે માથા ઉપર પડતા વૃક્ષને પકડી લીધું અને તેને મુશલથી પ્રહાર કર્યો.(૧૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : પર્વત ઉપર વૃક્ષ ફેંકવામાં આવે તેથી તેને ભય થતો નથી. તેમ બલભદ્રે તે પડતા વૃક્ષને પકડી લીધું કારણ કે વૃક્ષો તેમના રૂંવાડા જેવાં હતા. તેથી તેમને હાથથી પકડી લીધું . 'ચ અને' શબ્દથી તે વૃક્ષને મુશલથી ઉપાડી તે દ્વિવિધ ઉપર ફેંક્યું.(૧૮)

તેમાં વૃક્ષની પેઠે બલભદ્રનું મુશલ પણ કાર્ય કરી શક્યું નહિ હોય એમ શંકામાં નીચેનો શ્લોક કહે છે.



**प्रतिजग्राह बलवान् सुनन्देनाहनच्च तम् ।**
**मुसलाहतमस्तिष्को विरजे रक्तधारया ॥१९॥**

तस्य हि वृक्षा लोमप्रायाः तं हस्तेन गृहीतवान्, वज्रेणेऽपि भूमिस्ताडिता भवतीति । ततः सुनन्देन मुसलेन तमाहनत् हतवान् । चकारात् वृक्षमपि तेनैव हत्वा तदुपरि प्रक्षिप्तवान् । तस्य वृक्ष इव मुसलमपि कार्यव्यभिचारि भविष्यतीत्याशङ्क्याह मुसलाहतमस्तिष्क इति । मस्तिष्कं मस्तकास्थि । ततो रुधिरप्रवाहोऽपि जातः । तेनापि विरजे, नतु मूर्च्छितः, हतो वा ॥१९॥

ननु प्रहारेण सकार्येण कथं शोभेत्याशङ्क्य दृष्टान्माह गिरिर्यथा गैरिकयेति ।

*श्लोकार्थ -१९ : મુશલથી ભાંગેલા માથાના હાડકાંવાળો તે પ્રહારને ન ગણકારતાં જેમ પર્વત ગેરૂથી શોભે તેમ લોહીની ધારાથી શોભવા લાગ્યો. (૧૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : માથાનું હાડકું તેમાંથી લોહીનો પ્રવાહ પણ નીકળ્યો. તેથી તે શોભતો હતો. પરંતુ મૂર્ચ્છા પામ્યો નહિ. લોહીનો પ્રવાહ નીકલ્યો તે યોગ્ય જ છે. પરંતુ શોભા થાય તે યોગ્ય જ નથી. એવી શંકામાં 'પ્રહારને નહિ ગણકારતાં શોભવા લાગ્યો' એમ શબ્દોથી જણાવેલ છે. (૧૯)

**गिरिर्यथा गैरिकया प्रहारं नानुचिन्तयन्।**
**पुनरन्यं समुत्क्षिप्य कृत्वा निष्पत्रमोजसा ॥२०॥**

नन्वाकृतिसाम्येऽपि अन्तर्दुःखानुभवात् म्लानतैव युक्ता, न तु शोभेति चेत्, तत्राह पहारं नानुचिन्तयन् रेज इति पूर्वेण सम्बन्धः । उत्तरत्र वा पुनरन्यं समुत्क्षिप्येति । 'त्रिपत्या देवा' इति समानमपि युद्धं वारत्रयमुच्यते । त्रिर्यजुषेतिवत् । अन्यं मूलात्समुत्क्षिप्य निष्पत्रं च कृत्वा, अन्यथा सर्वाः शाखा अग्रभागे हस्ते धर्तुं न योग्या भवन्तीति मूलभागेन च ताडयितुं निष्पत्रकरणम्। ओजसेति शीघ्रम् ॥२०॥

**तेनाहनत् सुसंक्रुद्धस्तं बलः शतधाभिनत्।**
**ततोऽन्येन रुषा जघ्ने तं चापि शतधाभिनत् ॥२१॥**

सुतरां सम्यक् क्रुद्धः । प्रहारवीर्ययोराविर्भूतत्वात्तस्य प्रतिग्रहो न पौरुषायेति बलस्तं शतधाभिनत् विदीर्णं कृतवान् । तृतीयपर्याये पुनराह ततोऽन्येनेति ॥२१॥

ततोऽनन्तयुद्धमपिदिशति एवं युध्यन्निति ।

*શ્લોકાર્થ -૨૦-૨૧ : સારી રીતે કોપેલા તેને ફરી બીજુ વૃક્ષ ઉખાડી તે વૃક્ષના ઘણા કકડા કર્યા. બીજા વૃક્ષથી પહાર કર્યો તેના પણ સેંકડો કકડા કર્યા.(૨૦-૨૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : દેવો ત્રાણવાર સત્ય કહેનાર છે. તેથી સરખું યુદ્ધ યજુર્વેદના મંત્રથી ત્રાણવાર કહેવામાં આવે છે. બીજા વૃક્ષને ઉખાડી, પાંદડા વગરનું કર્યું. અને મૂલનાં ભાગથી પહાર થાય, ઝડપથી તેવું થાય તે સારી રીતે

કોપેલો હતો અને પ્રહાર અને તેનુ બલ પ્રગટ થયેલાં હતાં. તેથી બીજા વૃક્ષને પકડી લેવાનું પુરૂષાતન થતું ન હતું. બલભદ્રે તેના કડકા કર્યાં અને છિન્નભિન્ન કર્યું. ત્રીજીવાર ફરીથી ક્રોધથી પહાર કર્યો એમ કહે છે. નીચેના શ્લોકથી અનંત યુદ્ધને જાણાવે છે.

**एवं युध्यन् भगवता भग्ने भग्ने पुनः पुनः।**
**आकृष्य सर्वतो वृक्षान्निर्वृक्षमकरोद्वनम् ।।२२।।**

भगवता सह युध्यन् भगवतैव वृक्षे भग्ने क्रमेण सर्वेष्वेव वृक्षेषु पुनः पुनराकृष्य इक्षुदण्डमिव मूलादुत्पाट्य सर्वत्र एवंकरणेन वनं वनभूमिं निर्वृक्षमकरोत् । लतागुल्मादीनां विद्यमानत्वात् वृक्षमात्रमेव गतम्, न तु वनमेव ।।२२।।

ततः पाषाणवृष्टिं भग्नोद्यमः सन् कृतवानित्याह ततोऽमुश्चच्छिलावर्षमिति।

શ્લોકાર્થ -૨૨ : એવી રીતે ભગવાન સાથે યુદ્ધ કરતાં વૃક્ષો ભાંગતાં ભાગતાં અને વૃક્ષોને ઉખાડીને તેને વનને વૃક્ષ વિનાનું કર્યું.(૨૨)

ભાવાર્થ, સુબોધિનીજી: ભગવાન સાથે યુદ્ધ કરતાં બધાએ વૃક્ષોને ભાંગીને તેને શેરડીના સાંઠાની માફક મૂલથી ઉખેડીને વનની ભૂમીને વૃક્ષ વિનાની કરી લત્તાઓ અને વેલાઓ રહ્યાં. તેથી વૃક્ષો ગયાં પણ વન ગયું નહિ. (૨૨)

પોતાના પ્રયાસમાં નિષ્ફલ જતાં પત્થરનો વરસાદ વરસાવ્યો તે નીચેના શ્લોકથી કહે છે.

**ततोऽमुश्चच्छिलावर्षं बलस्योपर्यमर्षितः।**
**तत्सर्वं चूर्णयामास लीलया मुसलायुधः ।।२३।।**

तत् प्रक्षिप्तं सर्वमेव चूर्णयामासेति तस्य साधनस्य भगवत्प्रतिकूलस्य पुनः साधनतां निवारयति । तत्र क्लेशमाशङ्क्याह लीलयेति । अलौकिकप्रकारं वारयितुमाह मुसलायुध इति ।।२३।।

ततो भग्नसाधनो बाहुयुद्धार्थमागत इत्याह स बाहू इति।

શ્લોકાર્થ -૨૩ : પછી કોપલા તેણે બલભદ્ર ઉપર પત્થરોનો વરસાદ

વરસાવ્યો. તેનો મુશલ વડે રમતમાં બધાના ચૂરેચૂરા કર્યા.(૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી : તેને ફેંકેલા બધા જ પત્થરોના ચૂરેચૂરા કર્યા તેમાં બલભદ્રને શ્રમ થયો હશે એવી શંકા થાય તેથી 'રમતમાં' શબ્દ યોજેલ છે.બલભદ્રે અલૌકિક પ્રકારનો પ્રયોગ કર્યો ન હતો તે માટે 'મુસલા યુદ્ધે' શબ્દ યોજેલ છે. (૨૩)

બધાનો નાશ થતાં તે બાહુયુદ્ધ કરવા આવ્યો એમ નીચેના શ્લોકથી કહે છે.

**स बाहू तालसाङ्काशौ मुष्टीकृत्य कपीश्वरः ।**
**आसाद्य रोहिणीपुत्रं ताभ्यां वक्षस्यरूरुजत् ॥२४॥**

तालसङ्काशाविति दीर्घस्थौल्यपरुषत्वान्युक्तानि । मुद्गरवन्मुष्टीकरणम् । तथोद्यमे मोहितत्वं शङ्कितं व्यावर्तयितुमाह कपीश्वर इति । मारणपर्यन्त तूष्णीं स्थित रोहिणीपुत्रमित्युक्तम् । ताभ्यां हस्ताभ्यां मिलिताभ्यां वक्षसि अरूरु-जत् । पीडां कारितवान् ॥२४॥

ततः स्वयमपि, अशस्त्रेण सह सशस्त्रो न युध्येदिति, स्वयमपि त्यक्त्वा मुसललाङ्गले, दोर्भ्यांजत्रावभ्यर्दयत्, तथा सामर्थ्ये धर्मज्ञाने च लौकिकमेव साधनमित्याह यादवेन्द्र इति ।

શ્લોકાર્થ - ૨૪ : *તે વાંદરાના રાજાએ તાલના સરખા બે હાથોની મુઠીઓ વાળી રોહીણીપુત્ર પાસે જઈ તેમને છાતીમાં પીડા કરી.(૨૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'તાલના સરખા' વિશેષણથી લંબાઈ જાડાઈ અને કઠોરતા કહેલાં છે. હથોડા જેવા મુઠીઓ વાળી પ્રયાસ કર્યો. 'વાંદરાઓના રાજા' શબ્દથી તેને ભય ન હતો તે જણાવે છે. 'રોહિણીપુત્ર' શબ્દ યોજેલ છે. બલભદ્ર શાંત રહ્યા. બે હાથોની મુઠીથી છાતીમાં પીડા કરી.(૨૪)

પછી બલભદ્રે શસ્ત્ર વિનાની સાથે શસ્ત્રવાળાએ યુદ્ધ કરવું નહિ એ શાસ્ત્ર નિયમ મુજબ પોતે પણ હલ અને મુશલનો ત્યાગ કરી બે હાથથી હાંસડી ઉપર પહાર કર્યો એમ નીચેના શ્લોકથી જણાવે છે.

**यादवेन्द्रोऽपि तं दोर्भ्यां त्यक्त्वा मुसललङ्गले ।**
**जन्त्रावभ्यर्दयत्क्रुद्धः सोऽपतद्रुधिरं वमन् ॥२५॥**

यतः पूर्वमपि स रामभक्त इति तथा करणम् । जत्रुः कण्ठाधःस्थितमस्थि। तस्मिनभग्ने म्रियत एवेति । अतो रुधिरं वमन् पतितः॥२५॥

तस्य पराक्रममुक्त्वा देहस्यापि महत्त्वमाह **चकम्प** इति ।

<u>શ્લોકાર્થ - ૨૫ :</u> *કોપેલા યાદવેન્દ્ર પણ હલ અને મુશલનો ત્યાગ કરી તેને બે હાથોથી હાંસડી ઉપર પહાર કર્યો. તે લોહી ઓંકતો પડયો.(૨૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે પહેલાં રામનો ભકત હતો. તેથી બલભદ્રે તે પ્રમાણે કર્યું. 'હાંસડી' એટલે કંઠની નીચેનું હાડકું તેના પર પહાર કર્યો. તે ભાંગે એટલે મરણ પામે તેથી તે લોહી ઓકતો પડયો. (૨૫)

નીચેના શ્લોકથી તેના દેહનું મોટુ કદ કહે છે.

**चकम्पे तेन पतता सटङ्कः सवनस्पतिः ।**
**पर्वतः कुरुशार्दूल वायुना नौरिवाम्भसि ॥२६॥**

सटङ्कः प्रसिद्धः पर्वतः वनस्पतिसहितः । सम्यक् परिज्ञानार्थमेतदुक्तम् । सर्वतश्चकम्पे टङ्कशब्देन उपरितनो भागः बलभीसदशः दम्रापरपर्यायः । तत्सहितः पर्वत एव भवति । स पर्वत इति पाठस्तु सुगमः विश्वासार्थं सम्बोधनम् । अधिकदोलनार्थं दृष्टान्तः । तत्रत्यानां भयोत्पादनार्थं वा । तेन तस्मिन् पतिते सर्वाः स्त्रियो राममालिङ्गतवत्य इति कामरसेन मध्ये न विघ्नः, किन्तु तत्पोषक एव जात इति फलति ॥२६॥

भक्तत्वादल्पत्वाच्च कदाचिदयुक्तो भवेदिति देवानां सम्मतिमाह **जयशब्द** इति ।

<u>શ્લોકાર્થ - ૨૬ :</u> *હે ઉત્તમ કુરૂ! જેમ વાયુથી જલમાં નૌકા કંપે તેમ પડતા તેના દેહથી ઢોળાવવાળા પ્રદેશ તથા વૃક્ષો સાથે પર્વત કંપ્યો. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પર્વત વૃક્ષો સાથે કંપ્યો. 'ઢોળાવ' શબ્દથી છાપરાના ઢાળ જેવો ઉપરનો પ્રદેશ. બીજો શબ્દ છત્ર છે. તે પર્વત એવો પાઠ સહેલાઈથી સમજાય. હે કુરૂ ! એ સંબોધન રાજાને વિશ્વાસ રહે તે માટે કહેલું છે. તે દ્વિવિદનો દેહ પડતાં બધી સ્ત્રીઓએ ભયથી બલભદ્રને આલિંગન કર્યું

તેથી કામરસ વિધ્નરૂપ ન થયો પણ યુદ્ધનું પોષણ કરનારો થયો. (૨૬)

દ્વિવિધ ભક્ત હોવાથી અને તુચ્છ વાંદરો હોવાથી તેનો વધ અયોગ્ય હોય એવી શંકા થાય તેથી બધા દેવોની સંમતિ હોવાનું નીચેના શ્લોકથી કહે છે.

**जयशब्दो नमःशब्दः साधु साध्विति चाम्बरे ।**
**सुरसिद्धमुनीन्द्राणामासीत्कुसुमवर्षिणाम् ॥२७॥**

उत्कृष्टानां जयशब्दः मध्यमानां नमःशब्द शिष्टः साधुशब्द इति त्रिविधानामपि सम्मतिरुक्ता । पूर्वं जयशब्दः आशीरूपः, पश्चान्मारणार्थं प्रार्थनारूपो नमःशब्दः, साधु साध्विति मारणानन्तरम् । दिवीत्यन्यथावचने ततः पात एव भवेदिति सूचितम् । सुरसिद्धमुनीन्द्राणामिति त्रिविधानामपि तथात्वम् । कुसुमवर्षिणामिति । कायिको व्यापारः एवं सर्वात्मना देवानामनुमोदनमुक्तम् ॥२७॥

भूमिष्ठानामप्याह एवं निहत्य द्विविदमिति।

<u>શ્લોકાર્થ - ૨૭ :</u> *પુષ્પોની વૃષ્ટિ કરનારા દેવો, સિદ્ધો, મુનીઓના 'જય' નમઃ અને સારૂં થયું, સારૂં થયું શબ્દો આકાશમાં થયા. (૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઉત્તમોએ જય શબ્દ, મધ્યમોએ નમઃ શબ્દ અને બાકીનાઓએ સારૂં થયું એમ ત્રણ પ્રકારની સંમતિ કહી. પહેલાં આશિર્વાદરૂપ જય શબ્દ છે. પછી હણવારૂપ પાર્થનારૂપ નમઃ શબ્દ અને હણ્યા પછી 'સારૂં થયું' શબ્દો થયા. 'આકાશમાં' શબ્દથી સૂચવે છે. દેવો, સિદ્ધો, મુનીઓ ત્રણ પ્રકારના સત્ય બોલનાર હતા. 'પુષ્પોની વૃષ્ટિ કરનારા' વિશેષણથી કહેલ છે. બધા દેવોનું અનુમોદન કહેલું છે. (૨૭)

નીચેના શ્લોકમાં ભૂમી ઉપરનાનું અનુમોદન કહે છે.

**एवं निहत्य द्विविदं जगद्व्यतिकरावहम् ।**
**संस्तूयमानो भगवान् जनैः स्वपुरमाविशत् ॥२८॥**

हनने हेतुर्जगतो व्यतिकरं नाशमावहतीति । अत एव जनैः संस्तूयमानः । एतावत्त्वोपपत्तिर्भगवानिति । पूर्वं तस्य प्रत्यापत्तिरनुक्तेति । मध्ये भगवतः कार्यं

पतितम् । अग्रेऽपि तथा पतिष्यतीत्याशङ्क्य तस्य द्वारकाप्रवेश उच्यते स्वपुरमाविशदिति ॥२८॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धेऽष्टादशोध्यायः ॥१८॥

श्लोकार्थ -२८ : *એવી રીતે જગતનો નાશ કરનારા દ્વિવિધને હણીને માણસોથી સ્તુતિ કરાતા ભગવાને પોતાના પુરમાં પ્રવેશ કર્યો.(૨૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે જગતનો નાશ કરતો હતો તેજ તેના નાશનું કારણ હતું. બલભદ્ર માણસોથી સ્તુતિ કરાતા થયા. તે 'ભગવાન શબ્દથી કહેલું છે. પહેલાં બલભદ્ર નંદના નેસડાથી પાછા આવ્યા કહેલું નહિ તેથી ભગવાનને વચમાં કામ આવી પડયું. તેથી બલભદ્રે દ્વારકામાં પ્રવેશ કર્યો એમ 'પોતાના પુરમાં પ્રવેશ કર્યો' શબ્દોથી કહેલું છે.(૨૮)

''દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૧૮ મો
સાત્વિક પ્રમેય પ્રકરણ
સંપૂર્ણ''



श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

## (दशम-उतरार्ध-सात्त्विक-प्रमेय-प्रकरणम् ।)

# एकोनविंशोऽध्याय : ।

अत्यलौकिकमाश्चर्यचरित्रमधुनोच्यते।
एकोनविंशे रामस्य सर्वलोकातिशयिनः।।१।।
एवं रामस्य कृष्णस्य त्रितयं त्रितयं द्वयोः ।
चरित्रमीरितं च स्यात् षड्गुणानां विभागकृत् ।।२।।
धर्मः सिद्धो भगवति कामः सिद्धस्तथापरे ।
अद्वितीयहरित्वं तु कृष्णे सिद्धं फलत्वतः।।३।।
जगद्दोषनिवृत्तिस्तु रामे सिद्धा हि साधने ।
अलौकिकं साधनस्थं रामे कृष्णे फलं तथा ।।४।।
अत्रावान्तरभेदानां धर्मिणः पृथगीरिताः।
विभागज्ञापनार्थाय यथैवं विनिरूप्यते।।५।।
यमुनायां पर्वते च कृतं पूर्वं निरूपितम्।
गङ्गायामपि यत्कार्यं तदत्र स्फुटमुच्यते ।।६।।
लक्ष्मणोद्वहने बद्धः साम्बो रामेण मोचितः ।
निगृहीता विपक्षाश्च तदत्र विनिरूप्यते ।।७।।

# દશમ સ્કંદ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ
# "સાત્વિક પ્રમેય પ્રકરણ"
# અધ્યાય ઓગણીસમો

કારિકાઓ :

કારિકા-૧ : હવે ઓગણીસમો અધ્યાયમાં સર્વ લોકથી ઉત્તમ બલભદ્રનું ઘણું અલૌકિક ચરિત્ર કહેવામાં આવશે.(૧)

કારિકા-૨ : એવી રીતે બલભદ્ર અને શ્રીકૃષ્ણના બંનેના છ ગુણોના વિભાગ કરનારાં ત્રણ ત્રણ ચરિત્રો કહેવાશે.(૨)

કારિકા-૩ : ભગવાનમાં ધર્મ સિદ્ધ થયો તેવી રીતે બલભદ્રમાં કામ સિધ્ધ થયો. બીજામાં ન હોય તેવું હરિપણું તો ફલરૂપ હોવાથી શ્રીકૃષ્ણમાં સિદ્ધ થયું.(૩)

કારિકા-૪ : જગતની પીડા દૂર કરવાનું તો સાધનરૂપ બલભદ્રમાં સિદ્ધ થયું. સાધનમાં રહેલું અલૌકિક બલભદ્રમાં અને તેનું ફલ શ્રીકૃષ્ણમાં સિદ્ધ થયાં.(૪)

કારિકા-૫ : યમુનામાં અને પર્વત ઉપર કરેલું બલભદ્રે કાર્ય પહેલાં જણાવ્યું. ગંગામાં પણ જે કાર્ય કર્યું તે અહીં સ્પષ્ટપણે કહેવામાં આવે છે.(૫)

કારિકા-૬ : લક્ષ્મણનું હરણ કરતાં બંધાયેલા સાંબને બલભદ્રે મુક્ત કરાવ્યો અને સામાવાળાનો પરાજય કર્યો. તે અહીં કહેવામાં આવે છે.(૬)

पूर्वाध्याये दुष्टनिवारणलक्षणं चरित्रमुक्त्वा शिष्टशिक्षणरूपं चरित्रमाह । तत्र साम्बाहृतलक्ष्मणा प्रसङ्गभूता निरूप्यते दुर्योधनसुतामिति ।

श्रीशुक उवाच - **दुर्योधनसुतां राजन्लक्ष्मणां समितिंजयः ।**
**स्वयंवरस्थामहरत्साम्बो जाम्बवतीसुत : ॥१॥**

राजन्निति राजकन्यायाः स्वयंवर एव धर्म इति ज्ञापयति । लक्षणैर्विशिष्टेति लक्ष्मणा । सर्वत्र भगवदीयाः स्वयंवरे गच्छन्ति, तत्र

सकामामकामां वा बलं विचार्याविचार्य वा हरन्ति । तथायमपि अविचार्यैव स्वयंवरस्थाने तूष्णीं स्थितामहरत् । समितिंजय इति तस्य धार्ष्ट्ये हेतुः । जाम्बवतीसुत इत्यविचारे ॥१॥

एवं हरणे निमित्ते जाते कौरवाणां भगवन्मार्गोल्लङ्घनजातं अपराधं निरूपयति कौरवाः कुपिता ऊचुरिति त्रिभिः।

ગયા અધ્યાયમાં દુષ્ટનું નિવારણ કરવારૂપ ચરિત્ર કહીને આ અધ્યાયમાં શિખામણ આપવારૂપ ચરિત્ર કહે છે. વિષયના પ્રસંગમાં આવેલી સાંબે હરણ કરેલી લક્ષ્મણનું નિરૂપણ નીચેના શ્લોકથી કરવામાં આવે છે.

શ્લોકાર્થ -૧ : *હે રાજન્! સ્વયંવરમાં રહેલી દુર્યોધનની પુત્રી લક્ષ્મણાનું યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરનાર જાંબવતીના પુત્ર સાંબે હરણ કર્યું.(૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : હે રાજન ! એ સંબોધન જણાવે છે કે રાજાની કન્યાનો ધર્મ સ્વયંવર છે. લક્ષણોથી ઉત્તમ હોવાથી 'લક્ષ્મણા' કહેવાની ભગવાનના સેવકો સ્વયંવરમાં બધા સ્થળે જાય છે. ત્યાં તેમને પરણવાની ઈચ્છા રાખનારી અગર ન રાખનારી કન્યાનું બલનો વિચાર કરીને અથવા વિચાર કર્યા વગર હરણ કરે છે. તે પ્રમાણે આને પણ સ્વયંવરના સ્થાનમાં શાંત રહેલી લક્ષ્મણાનું વિચાર કર્યા વગર હરણ કર્યું. 'યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરનાર' વિશેષણથી તેના સાહસનું કારણ કહેલું છે. 'જાંબવતીના પુત્ર' શબ્દથી વિચાર નહિ કરવાનું કારણ કહેલું છે.(૧)

એ પ્રમાણે લક્ષ્મણાનું હરણ થવાનું કારણ ઉત્પન્ન થતાં કૌરવોનો ભગવન્માર્ગના ઉલ્લંઘનથી થયેલો અપરાધ નીચેના શ્લોકથી કહે છે.

**कौरवाः कुपिता ऊचुर्दुर्विनीतोऽयमर्भकः ।**
**कदर्थीकृत्य नः कन्यामकामामहरद्बलात् ॥२॥**

पाण्डवा अपि कौरवाः, तथापि ते न तत्र तिष्ठन्ति । यद्यपि भीष्मादयःभगवद्भक्ताः, तथापि मर्यादास्थिता इति शास्त्रव्यतिरेकेण

भगवदीयानपि न मन्यन्ते । वरणानन्तरमेव कन्या तदीया भवतीति बलाद्धरणं सुम्भाव्य कुपिता जाताः । कौरवा महान्तः कुलकर्मभ्यां श्रेष्ठाः। ऊचुः स्वगोष्ठ्यामेव । दुर्विनीतोऽयमर्भक इति । महतो बालकस्य विनयोऽपेक्ष्यते, तदत्र नास्तीति बन्धनेऽपि न दोष इति । अथवा । कैश्चिदुक्तं दुर्विनीतोऽयमिति, कैश्चिदर्भक इति । दोषाभावार्थमनेन हतापि न दुष्यतीत्यपि सुचितम्। नहि बालकस्पृष्टा दुष्यति। ननु को दोषः, कुतो निवार्यत इति चेत्, तत्र दोषमाह कदर्थीकृत्येति । अस्मान् तिरस्कृत्य, क्षत्रियाणशं मानं हत्वा, नोऽस्माकं कन्या कुलीनानाम् । अनेन ऋक्षनप्ता न कुलीन इति सूचितम् । किश्च । कन्याप्यकामा । वरणं दूरे, इच्छापि तस्या नास्ति । नन्ववश्यं केनचिन्नेया, देयैव च कन्या, तत्राह बलादिति। क्षत्रियाभासेभ्य एव बलिष्ठैर्नीयते बलात् ॥२॥

तर्ह्येवं सति किं कर्तव्यम्, तत्राहुः बध्नीतेमं दुर्विनीतमिति।

<u>શ્લોકાર્થ -૨ :</u> *કોપેલા કૌરવોએ કહ્યું કે આ બાળક વિનયરહિત છે. તેણે આપણને તુચ્છકારીને નહિ ઈચ્છતી આપણી કન્યાનું બલથી હરણ કરેલું છે. (૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પાંડવો પણ કુરૂના વંશજો હતા. પરંતુ તેઓ હસ્તિનાપુરમાં રહેતા ન હતા. જો કે ભીષ્મ વિગેરે ભગવાનના ભકતો હતા છતાં પણ તેઓ મર્યાદામાં રહેલા હતા. તેથી શાસ્ત્ર વિના ભગવદીઓની પણ દરકાર કરતા નહિ. કન્યા વરણ કરે ત્યારે પછી જ તેની થાય તેથી બલથી હરણ થયાનું વિચારીને કોપ કર્યો. કૌરવો મોટા હતા. કુલ અને કર્મથી શ્રેષ્ઠ હતા. તેઓએ પોતાની મંડળીમાં કહ્યું કે 'આ બાળક વિનયરહિત છે' મોટાના બાળકમાં વિનય હોવો જરૂરી છે. તે આનામાં નથી. તેથી આને કેદમાં રાખવામાં દોષ નથી. અથવા કેટલાકે કહ્યું કે 'આ વિનય રહિત છે' અને બીજાઓએ કહયું કે તે બાળક છે.

તેથી આમ સૂચવેલું છે કે લક્ષ્મણાનું હરણ થયેલું હોવા છતાં તે ભ્રષ્ટ

થયેલી નથી. કારણ કે બાળકે સ્પર્શ કરેલી ભ્રષ્ટ થતી નથી.

સાંબનો શું દોષ ? તેને શા માટે રોકવો? એવી શંકા થાય તેથી 'આપણને તુચ્છકારીને' શબ્દોથી દોષ કહે છે. આપણને તુચ્છકારીને ક્ષત્રીઓના માનનો નાશ કરીને આપણી કુલવાન કન્યાનું હરણ કર્યું એથી એમ પણ સૂચવે છે કે રીંછની દીકરીનો દીકરો કુલીન નથી.

વળી કન્યા પણ તેને પરણવા ઈચ્છતી ન હતી. વરણ કરવાનું તો દૂર રહ્યું. પણ તે કન્યાની ઈચ્છા ન હતી. કોઈક અવશ્ય કન્યાને લઈ જવાનો અને કન્યા પણ કોઈકને આપવાની જ છે એવી શંકા થાય તેથી 'બલથી' શબ્દ યોજેલ છે. નમાલા ક્ષત્રીયો પાસેથી બલવાન ક્ષત્રીયો બલથી કન્યાને લઈ જાય છે. (૨)

ત્યારે આમ થતાં હવે કરવું શું? તે હવે કહે છે.

**बन्धीतेमं दुर्विनीतं किं करिष्यन्ति वृष्णयः।**
**येऽस्मत्प्रसादोपचितां दत्तां नो भुञ्जते महीम् ॥३॥**

दुर्विनय एव बन्धने हेतुः । नन्वेवं कृते यादवाः क्रोधं करिष्यन्तीति चेत्, तत्राहु किं करिष्यन्ति वृष्णय इति । कथं न करिष्यन्तित्याशङ्कायामाहुः येऽस्मत्प्रसादोपचितानिति वृष्णय इति । कथं न करिष्यन्तीत्याशङ्कायामाहुः चेऽस्मत्प्रसादोपचितामिति । उपजीव्यत्वात् अस्मासु क्रोधं न करिष्यन्ति। स्वयामगत्य युद्धादिकरणसम्भावनैव नास्तीत्याहुः येऽस्मत्प्रसादोपचिताम् । जीवनपर्याप्ता तु सेवायामपि प्राप्यते। कृष्णादिना च । अतः पुष्टा प्राप्तव्या। सा यादवानां स्वभाविकी न भवतीति परकीया ग्राह्या । तत्र परस्य दुर्बलत्वेऽपि न्यायसिद्धत्वात् बलिष्ठैः सेवया रक्ष्यते। तत्र पक्षपाते भूमिस्तस्य गच्छति । तथा यादवानामस्मत्प्रसादोपचिता भूमिर्भवति । किञ्च । मण्डलेश्वरराज्ञा तत्तद्भूमिस्तेभ्यस्तेभ्यो दीयते, यदाभिषिक्तो भवति। अतो वयं पूरुवंशोद्भवत्वात् राजानः । अतः सामान्यविशेषप्रकारेण अस्मद्दत्तामेवं भूमिर्भवति । किञ्च। मण्डलेश्वरराज्ञा तत्तद्भूमिस्तेभ्यो दीयते, यदाभिषिक्तो

भवति। अतो वयं पूरुवंशोद्भवत्वात् राजानः । अतः सामान्यविशेषप्रकारेण अस्मद्दत्तामेवं भूमिं भुञ्जते ॥३॥

ननु पुत्रे धृते भूमयपेक्षामपि त्यक्ष्यन्तीति चेत्, तत्राहुः निगृहीतं सुतं श्रुत्वेति।

શ્લોકાર્થ -૩ : આ વિનય રહિતને કેદ કરો. વૃષ્ણિઓ જેઓ આપણી કૃપાથી પ્રાપ્ત થયેલી આપણી ભૂમીને ભોગવે છે. તેઓ શું કરવાના છે?(૩)

ભાવાર્થ, સુબોધિનીજી: વિનય ન હોવો એ જ કેદ કરવાનું કારણ છે એમ કરવામાં આવશે તો યાદવો ક્રોધ કરશે એવી શંકા થાય તેથી 'વૃષ્ણિઓ શું કરવાના છે?' કેમ ક્રોધ નહિ કરે? એવી શંકામાં તેઓ આપણી પર નભનાર હોવાથી ક્રોધ નહિ કરે. તેઓ આવીને યુદ્ધ કરે તે સંભવ જ નથી એમ ઉત્તરાર્ધથી કહેલું છે. જીવન માટે જોઈતી જમીન તો સેવા કરવાથી ખેતી માટે પણ પ્રાપ્ત થાય. તેથી વધારે પ્રાપ્ત કરવી જોઈએ તે યાદવોને વંશપરંપરાથી મળી નથી. તેથી તેમને બીજાની લેવી રહી. તે બાબતે બીજો દુર્લભ હોય તો પણ ભૂમી તેને ન્યાયથી પ્રાપ્ત થયેલી હોવાથી વધારે બલવાનો પાસે નોકરી કરાવી તેનું રક્ષણ કરે છે. તે પ્રસંગે કોઈનો પક્ષપાત કરે તો તેની ભૂમી પક્ષપાતવાળાને જાય છે. તેથી યાદવોને આપણી કૃપાથી પ્રાપ્ત થયેલી ભૂમિ છે. વળી જ્યારે મંડલેશ્વરોના રાજાનો અભિષેક થાય છે ત્યારે જુદીજુદી ભૂમી જુદા જુદા પુરૂષોને આપવામાં આવે છે. તેથી આપણે પુરૂના વંશમાં ઉત્પન્ન થયેલા હોવાથી રાજાઓ છીએ તેથી ચોક્કસપણે યાદવો આપણે આપેલીજ ભૂમી ભોગવે છે.(૩)

પુત્રને કેદ કરવામાં આવશે ત્યારે ભૂમીની ગણનાનો પણ ત્યાગ કરશે એવી શંકા થાય તેથી નીચેનાં શ્લોક કહે છે.




**निगृहीतं सुतं श्रुत्वा यद्येष्यन्तीह वृष्णयः।**
**भग्नदर्पाः रामं यान्ति प्राणा इव सुसंयताः ॥४॥**

भग्नो दर्पो यैरिति स्तुतिः । येषामिति निन्दा । यदीति श्रुत्वापि

नायास्यन्त्येव, यथा कृपयास्माभिर्भूमिर्दीयते। तत्र पुत्रमपि प्रेषयिष्यन्तीति विश्वासात्, तदा प्रेषयिष्याम इति हृदयम् । अथ यदि अस्मास्वविश्वासं कृत्वा, स्वस्य वा बलोत्कर्षं मत्वा, आयास्यन्ति, तत्रापीह विषमदुर्गे, तदा पूर्वसिद्धोऽपि दर्पः अत्रोपक्षीणो भविष्यतीति शमं शान्तिमेव यान्ति । ते नूनमुपजीवका इति न निराकार्याः, किन्तु बहुकालं निरुद्धाः सन्तः गतदर्पाःप्रार्थनया गृहं गमिष्यन्तीति भावः । वशे वा स्थास्यन्ति । तत्र दृष्टान्तमाह प्राणा इवेति। यद्यप्यन्येषां प्राणाः स्वतन्त्रा भवन्ति, तथापि योगिनः संयता एवेति स्वात्मानं योगिस्थानीयं मन्यन्ते ॥४॥

एताद्दशं वाक्यं भीष्मादीनामपि चेत्, तदा सम्बद्धार्थमपि भवेदिति वक्तुन् गणयन्ति इतिति ।

*<u>શ્લોકાર્થ -૪ :</u> જો પુત્રને કેદ થયેલો સાંભળીને વૃષ્ણિઓ અહીં આવશે તો ગર્વ વિનાના થઈ અહીં આવશે તો ગર્વ વિનાના થઈ સારી રીતે વશ કરેલા પ્રાણોની પેઠે શાંત થશે.(૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેનાથી ગર્વનો નાશ થયેલો છે એમ નિંદા થાય છે. 'જો' શબ્દથી જણાવેલું છે કે જેમ કૃપાને લીધે આપણે તેમને ભૂમી આપેલી છે તેમ પુત્રને પણ મોકલીશું એવા વિશ્વાસને લીધે પુત્રને કેદ કરેલો છે એમ સાંભળીને આવશે પણ નહિ તો પછી આપણે પુત્રને મોકલીશું એવો ભાવાર્થ છે. પછી જો આપણા પર વિશ્વાસ નહિ રાખે તો અને બલપૂર્વક અહીં આવશે તો તેમનો મદનો નાશ થશે અને શાંતિ જ પામશે. તેઓ આપણા પર નભનારા હોવાથી નાશ કરવા યોગ્ય નથી. પણ ઘણા સમય સુધી કેદમાં રહીને ગર્વ શાંત થતાં પ્રાર્થના કરીને ઘેર જશે એવો ભાવ છે. 'સારી રીતે વશ કરેલા પ્રાણોની પેઠે' એમ દષ્ટાંત કહેલું છે. જો કે બીજાઓના પ્રાણો સ્વતંત્ર હોતા નથી. છતાં પણ યોગીઓના પ્રાણો તેમને વશ રહેલા હોય છે. એમ કૌરવો પોતે પોતાને યોગીઓ જેવા માને છે.(૪)

આવું વાક્ય જો ભીષ્મનું કહેલું હોત તો અર્થના સંબંધવાળું પણ હોય. તે

વાક્ય કહેનારાઓની નીચેના શ્લોકથી ગણના કરે છે.

**इति कर्णः शलो भूरिर्यज्ञकेतुः सुयोधनः।**
**साम्बमारेभिरे बद्धुं कुरुवृद्धानुमोदिताः ॥५॥**

**इतिशब्दः प्रकारवाची । एवंविधान्यन्यान्यपि वाक्यानि । दुष्टाश्चत्वारोऽत्रवक्तारः ये भारते, कर्णः, शलः शल्यः, भूरिश्रवसो भ्राता भूरिः, यज्ञकेतुश्च तेषामेव प्रधानभूतः । त्रय एते मध्ये दोषरूपा गणिताः । चतुर्णां प्रधानभूतावाद्यन्तयोर्गणितौ । दुःशासनोऽप्यत्रानुसन्धेयः । अग्रे 'षड्था'निति वचनात् । साम्बं बद्धुमारेभिरे । परितः समागत्य धृत्वा बन्धनीय इति। ननु जामातायं जात एव, तथा सति बन्धने कुले दूषणं भवेदित्याशङ्क्याह कुरुवृद्धानुमोदिता इति । अनेनैतत्कथानिरूपणस्य दशमे प्रयोजनमुक्तम् । यतो भक्ता अप्येते बहिर्मुखा जाताः । अतः सात्त्विका अपि निरोधयोग्या इति। अन्यथा निरोधो न युक्तःस्यात् ॥५॥**

ततोऽस्य साम्बस्य त्रिधा गतिः सम्भवति । कन्यया सह पलायनम्, तां त्यक्त्वा वा सम्मुखतया युद्धम्, दैन्यं वेति । तत्र पलायनदैन्ये अकृत्वा युद्धार्थमुद्युक्त इत्याह दृष्ट्वानुधावत इति ।

*<u>શ્લોકાર્થ -૫ :</u> એમ કહીને વૃધ્ધ કુરૂઓથી સંમતિ પામેલા કર્ણશલ, ભૂરિ, યજ્ઞકેતુ અને સુયોધને સાંબને કેદ કરવાનો પ્રયત્ન કર્યો.(૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'એમ' શબ્દ પ્રકાર દર્શવનારો છે. આવા વાક્યો બોલનારા ચાર દુષ્ટો હતા. જેઓ મહાભારતમાં કર્ણ, શલ્ય, ભૂરિશ્રવાનો ભાઈ ભૂરિ અને યજ્ઞકેતુ નામથી પ્રસિદ્ધ છે. આ ત્રણે જ દોષરૂપ ગણેલા છે. તેઓને આરંભ અને અંતમાં કહેલા છે. આગલા શ્લોકમાં છ રથીઓ કહેલા હોવાથી દુઃશાસનનું પણ અહીં અનુસંધાન કરવું. તેઓએ સાંબને ચારે તરફથી આવી કેદ કરવો' એવા વિચારથી ઉદ્યોગ પકડવાનો કર્યો.

આ સાંબ જમાઈ જ થઈ ગયો તેથી તેને પકડવાથી કુલને કલંક લાગે એવી

શંકા થાય તેથી 'વૃધ્ધ કુરૂઓની સમંતિથી' વિશેષણ યોજેલું છે. આવી દશમા સ્કંધમાં આ કથા કહેવાનું પ્રયોજન કહેવાયું કારણ કે કે આ કૌરવો ભકતો હોવા છતાં બર્હિમુખ થયેલા તેથી સાત્વિકો પણ નિરોધ કરવા યોગ્ય થયા એમ કહેવાયુ. તેઓ બર્હિમુખ થયા ન હોત તો નિરોધ કરવાનું યોગ્ય ન થાત. (૫)

આ પછી સાંબની (૧) કન્યા સાથે પલાયન કરવાની (૨) તેને પડતી મૂકી સામા થઈ યુધ્ધ કરવાની (૩) દીનતા દેખાડવાની એમ ત્રણ પ્રકારની ગતિ સંભવે છે. તે પૈકી પલાયન કરવાનું અને દિનતા દેખાડવાનું ન કરતાં તે યુદ્ધ કરવા તૈયાર થયો તે હવે કહે છે.

**दष्ट्वानुधावतः साम्बो धार्तराष्ट्रान्महारथः।**
**प्रगृह्य रुचिरं चापं तस्थौ सिंह इवैकलः ॥६॥**

स्वपृष्ठभागे स्वात्मानं धर्तुमनुधावतः षड्रथान् दृष्टवा साम्वः । तेऽपि पुनः पितुरेव पुत्रा धार्तराष्ट्राः स्वयं तु महारथः, न पितुर्न मातुरग्रे बन्द्ध इदानीं युध्यतीति। रुचिरं स्वाभिलषितं चापं परिगृह्य स्वान्तरङ्गसेवकेष्वपि पलायितेषु एकल एव तस्थौ । शङ्काभावाय सिंह इवेति । न हि सिंह सहायमपेक्षते ॥६॥

<u>શ્લોકાર્થ - ૬ :</u> *ધાર્તરાષ્ટ્રોને પોતાની પાછળ દોડતા જોઈને મહારથી સાંબ મનપ્રસંદ ધનુષ્ય પકડીને સિંહની માફક એકલો ઉભો રહ્યો. (૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતાની પાછળના પ્રદેશમાં પોતાને કેદ પકડવા દોડતા છ રથીઓને જોઈને સાંબ ઉભો રહ્યો. તેઓ પણ પિતાના પુત્રો હતા. સાંબ પોતે તો મહારથી હતો. પિતાની કે માતાની રૂબરૂ બંધાયેલ ન હતો તેથી હમણાં યુદ્ધ કરતો હતો. મનપ્રસંદ ધનુષ્ય પકડીને એકલોજ ઉભો રહ્યો. તેને ભય ન હતો તે જાણાવવા 'સિંહની પેઠે' એમ કહેલું છે. કારણ કે સિંહને કોઈની સહાયની જરૂર હોતી નથી. (૬)

**ते तं जिघृक्षवः क्रुद्धास्तिष्ठ तिष्ठेति भाषिणः ।**
**आसाद्य धन्विनो बाणैः कर्णाग्रण्यः समाकिरन् ॥७॥**

ततस्ते स्थितमपि स्वप्रौढिख्यापनार्थं ग्रहणेच्छया न मारणीय इति दूराद्बाणप्रयोगमकृत्वा, आसाद्य निकटे समागत्य, धन्विनो भूत्वा, कर्ण एवाग्रणीर्येषां ते धनुर्विद्यायामतिनिपुणाः पश्चाद्बाणैः समाकिरन् ॥७॥

ततो भीतस्य दैन्यमाशङ्क्य निराकरोति सोऽपि विद्ध इति ।

<u>શ્લોકાર્થ -૭ :</u> *કર્ણ જેમનો નાયક હતો તેવા તેને કેદ પકડવાની ઈચ્છાવાળા કોપાયેલાએ તે ધનુષ્ય ધારણ કરનારાઓ ઉભો રહે, ઉભો રહે એમ કહેતા તેની પાસે આવી બાણોની વૃષ્ટિ કરી.(૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કર્ણ જેમનો નાયક હતો તેવા તેને કેદ પકડવાની ઈચ્છાવાળા કોપાયેલાએ તે ધનુષ્ય ધારણ કરનારાઓ ઉભો રહે, ઉભો રહે એમ કહેતા તેની પાસે આવી બાણોની વૃષ્ટિ કરી.(૭)

તેથી ભય પામેલા સાંબે દીનતા દર્શાવી હશે એવી શંકા થાય તે નીચેના શ્લોકથી દૂર કરે છે.

**सोऽपि विद्धः कुरुश्रेष्ठ कुरुभिर्यदुनन्दनः।**
**नामृष्यत्तदचिन्त्यार्भः सिंह क्षुद्रमृगैरिव ॥८॥**

न केवलं परितो बाणप्रक्षेपः, किन्तु सोऽपि विद्धः। अपिशब्धादश्वाः सारथिश्च । निपुणास्त इति न कन्या विद्धा । स्ववंशस्य हीनतां श्रुत्वा श्रवणे विरक्तो भविष्यतीति अग्रे पौरुषं करिष्यतीति यदुनन्दनः। तत्तेषां वेधनं नामृष्यत् । यतः अचिन्त्यस्य भगवतः अर्भो बालकः, यस्य पिता अन्यैरपि न चिन्त्यः, स कथं स्वयं चिन्तां कुर्यात् ॥८॥ मौढ्यादप्येवं भवति, ज्ञानादपीति, तत्पक्षद्वयं निराकर्तुं दृष्टान्तमाह सिंहः क्षुद्रमृगैरिवेति। न हि श्रृगालादिपीडां सिंहो मन्यते॥८॥

ततस्तस्य पौरुषमाह विस्फूर्ज्येति ।

<u>શ્લોકાર્થ -૮ :</u> *હે ઉત્તમ કૌરવ ! કૌરવોથી વિંધાયેલા તે યદુનંદન ચિંતન ન થઈ શકે તેવા પુત્રે પણ જેમ સિંહ નમાલા જનાવરોએ કરેલી પીડાને*

ગણકારતો નથી તેમ તેની દરકાર કરી નહિ. (૮)

ભાવાર્થ, સુબોધિનીજી : માત્ર તેની આસપાસ બાણ ફેંક્યા એટલું જ નહિ પણ તેને પણ વિંધ્યો. પણ શબ્દથી તેના ઘોડા અને સારથિઓને વિંધ્યા એમ કહેલું છે. તેઓ નિપુણ હતા તેથી કન્યાને વિંધી નહિ. હે ઉત્તમ કૌરવ ! એવું સંબોધન કરેલું છે. તેઓ માત્ર કૌરવો જ હતાં. તેથી કૌરવોથી એમ કહેલું છે. સાંબ આગળ પર પુરૂષાતન કરશે તેથી 'યદુનંદન' કહેલ છે. 'તેની' એટલે તેને વિંધ્યો તેની તેને દરકાર કરી નહિ કારણ કે તે ચિંતન ન થઇ શકે એવો ભગવાનનો બાળક હતો. જેના પિતાનું બીજાઓથી ચિંતન થઇ શકતું નથી. તે પોતે ચિંતા કેમ કરે? 'જેમ સિંહ નમાલ જનાવરોએ કરેલી પીડાને ગણકારતો નથી' એવું દૃષ્ટાંત કહેલું છે. કારણ કે શીયાળો વિગેરેએ કરેલી પીડા સિંહ ગણકારતો નથી. (૮)

પછી નીચેના શ્લોકથી સાંબનું પુરૂષાતન કહે છે.

**विस्फूर्ज्य रुचिरं चापं सर्वान् विव्याध सायकैः।**
**कर्णादीन्षड्रथान्वीरस्तावद्भिर्युगपत्पृथक्॥९॥**

वरो हि क्षत्रियाणां शौर्यणोत्कृष्टो भवति । अतः स्वपरीक्षां प्रयच्छन्निव लघुहस्ततां प्रदर्शयति । सर्वान् कर्णादीन् षड्भिः षड्भिर्बाणैः एकैकं युगपदविध्यत्॥९॥

षड्बाणानां विनियोगमाह चतुर्भिश्चतुरो वाहानिति ।

શ્લોકાર્થ -૯: શૂરવીરે મન પ્રસંદ ધનુષ્યનો ટંકાર કરીને કર્ણ વિગેરે છ રથીઓને બધાને જુદા જુદા એક સાથે તેટલા બાણોથી વીંધ્યા. (૯)

ભાવાર્થ, સુબોધિનીજી : ક્ષત્રીયોમાં વર શૌર્યને લીધે ઉત્તમ થાય છે. તેમ હવે સાંબ પોતાની ચતુરાઈ બતાવે છે. કર્ણ વિગેરે બધાને દરેકને છ છ બાણોથી તેણે એક સાથે વીંધ્યા. (૯)

નીચેના શ્લોકથી છ બાણનો ઉપયોગ કહે છે.

**चतुर्भिश्चतुरो बाहानेकैकेन च सारथीन्।**
**रथिनश्च महेष्वासांस्तस्य तत्तेऽभ्यपूजयन्॥१०॥**

एतदपि कौशलम्, यथा सर्व एव विद्धा भवन्ति समागताः । अन्यथा तं तथा न स्मरेयुः । एकैकेन सर्वानेव सारथीन्, एकैकेनैव रथिनः कर्णादीन् । तर्हि अप्रयोजकास्ते भविष्यन्तीत्याशङ्क्याह **महेष्वासानिति** । अनवहिता भविष्यन्तीत्याशङ्क्याह **तस्य तत्तेऽभ्यपूजन्निति** । साम्बस्य तत्कर्म महारथिनोऽपि कर्णादयः अभ्यपूजयन् । साधु साध्विति प्रशंसां कृतवन्तः । एतदेव साम्बस्य बन्धने निमित्तं जातम् । तैः स्तुतः प्रतीकारं न कृतवान् । अन्यथा ब्रह्मास्त्रादिभिः युद्धं कुर्यात् ॥१०॥

एवं ते कपटं कृत्वा स्तोत्रेण मोहयित्वा युद्धं कृतवन्त इत्याह तं तु ते इति।

<u>શ્લોકાર્થ ૧૦ :</u> *ચારથી ચાર ઘોડાઓને અને એક એકથી સારથિને અને ધનુષ્યધારી રથિને વીંધ્યા . તેઓએ તેના તે કાર્યની પ્રશંસા કરી.(૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેમ કરવાથી બધા સમો આવેલા બધા વીંધાય. આ પણ ચતુરાઈ છે. તેમ કરવામાં ન આવે તો તેનું સ્મરણ ન કરે. એક એક બાણથી બધાએ સારથિઓને અને એક એક બાણથી કર્ણ વિગેરે રથિઓને વીંધ્યા.

તેથી તેઓ નમાલા હશે એવી શંકા થાય તેથી 'મોટા ધનુષ્યધારી' શબ્દ યોજેલ છે. ત્યારે તેઓ ધ્યાન વિનાના હશે એવી શંકા થાય તેથી 'તેઓએ તેના તે કાર્યની પ્રશંસા કરી'. એમ કહેલું છે. સાંબની તે કાર્યની કર્ણ વિ. મહારથીઓએ પ્રશંસા કરી 'વાહ વાહ' એમ પ્રશંસા કરી. આજ સાંબને કેદ પકડવાનું કારણ થયું. તેમનાથી પ્રશંસા પામેલાએ વિરોધ ન કર્યો. જો પ્રશંસા ન કરી હોત તો બ્રહ્માસ્ત્રથી પણ સાંબ યુદ્ધ કરત. (૧૦)

એવી રીતે તેઓએ કપટ કરી પ્રશંસાથી મોહ ઉત્પન્ન કરી યુદ્ધ કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**तं तु ते विरथं चक्रुश्चत्वारश्चतुरो हयान् ।**
**एकस्तु सारथिं जघ्न चिच्छेदान्यः शरासनम् ॥११॥**

तुशब्दः धर्मयुद्धं व्यावर्तयति । एकैकाश्ववधेन बहुभिरेव बाणादिभिः चत्वारो महारथाः तं विरथं चक्रुः । एकस्तु पञ्चमः सारथिं जघ्ने । अन्यः षष्ठः शरासनं धनुश्चिच्छेद । एकैकस्य आयुधानां प्रयोगाणां वा न साङ्ख्य ॥११॥

ततो यज्जातं तदाह तं बद्धवेति ।

શ્લોકાર્થ -૧૧: તેઓએ તેને રથ વિનાનો કર્યો. ચારે ચાર ઘોડાઓને હણ્યા. એકે તો સારથીને હણ્યો. બીજાએ તેનું ધનુષ્ય કાપી નાખ્યું.(૧૧)

ભાવાર્થ, સુબોધિનીજી : 'તુ' તો શબ્દ ધર્મયુદ્ધને બાધા કરે છે. ચાર મહારથીઓએ ઘણા બાણોથી એક એક ઘોડાને હણી તેને રથ વિનાનો કર્યો. પાંચમા એકે તો તેના સારથિને હણ્યો. બીજા છઠ્ઠાએ ધનુષ્ય કાપી નાખ્યું. એક એક રથીએ આયુધો તથા તેના પ્રયોગો કર્યા તેનો અંત ન હતો.(૧૧)

પછી જે થયું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**तं बध्वदा विरथीकृत्य कृच्छ्रेण कुरवो युधि ।**
**स्वकुमारं स्वकन्यां च स्वपुरं जयिनोऽविशन् ॥१२॥**

कृच्छ्रेण आदौ तं विरथीकृत्य, पश्चाल्लौकिकन्यायेन बद्धवा, यतः कुरवः, कुरुणा हि भूयान् धर्मः कृत इति, तद्वश्यानामपि मनोरथसिद्धिः । युधीति । बन्धनेऽपि लज्जाभाव उक्तः । युद्धे हि जयपराजययोरनियमात् । किञ्च । स्वकुमारं स्वकन्यां चेति । सुतरामेव बन्धने न विगानम् । दुर्योधनो हि बलस्य जामाता, तस्य चैषा कन्या, अत उभयोरपि स्वकीयत्वमेव । कुमारं स्वस्य कन्यामिति पाठे स्वकन्यासहितं कुमारमद्यापि विवाहरहितमिति बन्धने हेतुरुक्तः । मध्ये स्थापिते कश्चिन्नेष्यति, पालयय वा गमिष्यतीति स्वपुरं प्राविशन् । जयिन इति प्रवेशे सन्तोषो निरूपितः ॥१२॥

नारदो हि निरोधनिदानमिति सात्त्विकानां स्वासक्तिसिद्ध्यर्थं नारदः

समागत्य वृत्तमित्याह तच्छ्रुत्वेति ।

<u>શ્લોકાર્થ - ૧૨</u>: કૌરવોએ કપટથી તેને યુદ્ધમાં રથ વિનાનો કરી જય પ્રાપ્ત કરેલો. તેઓએ પોતાના કુમારને અને કન્યાને કેદ કરીને પોતાના શહેરમાં પ્રવેશ કર્યો.(૧૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : આરંભમાં તેને રથ વિનાનો કરી પછી લૌકિક ધોરણ પ્રમાણે કેદ કર્યો.કારણ કે તેઓ કૌરવો હતા. કુરૂએ ઘણો ધર્મ કર્યો હોવાથી તેના વંશમાં ઉત્પન્ન થયેલાઓનો મનોરથ પણ પૂર્ણ થયો. યુદ્ધમાં શબ્દથી કે પકડવા છતાં શરમ થઈ ન હતી. કારણ કે યુદ્ધમાં જય અથવા પરાજય થવાનો નિયમ હોતો નથી. 'વળી પોતાના કુમારને અને પોતાની કન્યાને' શબ્દોથી કેદ પકડવાની જરા કે નિંદા થઈ નથી. કારણ કે દુર્યોધન બલભદ્રનો જમાઈ હતો. આ તેની કન્યા હતી. તેથી બંને સાંબ અને કન્યા પોતાનાજ હતા. 'પોતાની કન્યા સાથે હજુ સુધી વિવાહ નહિ કરેલા કુમારને' એમ કેદ કરવાનું કારણ કહેલું છે. તેઓએ પોતાના શહેરમાં પ્રવેશ કર્યો. 'જય પ્રાપ્ત કરેલા' વિશેષણથી પ્રવેશ કરતાં સંતોષ થવાનું જણાવેલ છે. (૧૨)

નારદ નિરોધ કરાવનાર છે. તેથી સાત્વિકોની ભગવાનમાં આસક્તિ થાય તે માટે નારદે આવીને જે વૃતાંત બન્યો હતો તે કહ્યો એમ હવે કહે છે.

**तच्छ्रुत्वा नारदेनोक्तं राजन्सञ्जातमन्यवः ।**
**कुरून्प्रत्युद्यमं चक्रुरुग्रसेनप्रचोदिताः ॥१३॥**

भगवानक्लिष्टकर्मा पुत्रसाहाय्यं न करिष्यतीति उग्रसेनेनैव प्रचोदिताः यादवाः कुरून्प्रत्युद्यमं चक्रुः । सञ्जातमन्युत्वं युक्तमिति राजसम्बोधनम् । उषाहरणे विपक्षस्यैव दोषः, अत्र तु न तथेति तूष्णींभावो भगवतः ॥१३॥

तदा साधनशक्तिर्मुख्या बल इति, अत्रत्यं कार्यं भगवत एवेति, कुरुमूलभूतो भगवत इति, यदुवंश इव कुरुवंशेऽपि देवा एवावतीर्णा इति, देवानामन्योन्यविरोधो धर्मनाशकः पापपोषक इति, तान् नप्त्रोपाख्याने शपथकरणाद्य एव प्रथमं द्रुह्यति, स नष्टो भवतीति, बहुदोषदुष्टत्वात्, कलहस्य

तन्निवारणार्थं रामः प्रवृत्त इत्याह सान्त्वयित्वेति ।

<u>શ્લોકાર્થ -૧૩ :</u> *હે રાજન! નારદે કહ્યું. તે સાંભળીને ક્રોધ કરેલા અને ઉગ્રસેને આજ્ઞા કરેલા યાદવોએ કૌરવો સામે યુદ્ધ કરવા ઉદ્યમ કર્યો.(૧૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાન કલેશ વગર કર્મ કરનાર હોવાથી પુત્રને સહાય કરશે નહિ. તેથી ઉગ્રસેને જ આજ્ઞા કરેલા યાદવોએ કૌરવ સામે યુદ્ધ કરવા ઉદ્યમ કર્યો. ક્રોધ કરે તે યોગ્ય છે એમ જણાવવા રાજાનું ઉદ્‌બોધન કહેલું છે.ઉષાનું હરણ થયું તેમાં સામાવાળાનો દોષ હતો. અહીં તો તેવું ન હતું. તેથી ભગવાન શાંત રહ્યા.(૧૩)

તે પ્રસંગમાં મુખ્ય સાધન શક્તિ બલભદ્ર હોવાથી અને અહીંનું દ્વારકાનું કાર્ય ભગવાનનું હોવાથી કુરૂ ભગવાનનો સેવક હોવાથી, દેવોનો પરસ્પર વિગ્રહ ધર્મનો નાશ કરનારો અને પાપનું પોષણ કરનારો હોવાથી જે પહેલાં દ્રોહ કરશે તેનો જ નાશ થશે એમ ઉપાખ્યાનમાં પૌત્રે તે દેવોને શાપ આપેલ હોવાથી, વિગ્રહ અટકાવવા બલભદ્રે પ્રવૃત્તિ કરી એમ નીચેના શ્લોકથી કહે છે.

**सान्त्वयित्वा तु तान्रामः सन्नद्धान्वृष्णिपुङ्गवान्।**
**नैच्छत्कुरूणां वृष्णीनां कलिं कलिमलापहः ॥१४॥**

वृष्णिपुङ्गवानिति महत्त्वम् । सान्त्वनो हेतुः सन्नद्धानिति । तत्कार्यं स्वयं चेत्कुर्यात्, तदैव सान्त्विता भवन्तीति ज्ञापितम् । कार्यं साम्बस्य सभार्यस्यानयनम्, तत्प्रीत्यैव चेद्भवति, तदा कलहो व्यर्थ इति कुरूणां वृष्णीनां नैच्छत् । उभयेषां देवभावात् । रामश्च कलिमलापहः । देवविरोधे सत्त्वस्य सर्वथा तिरोभावात्तमः केन हन्येत । कारणसत्त्वेन सह विरोधाभावात् । अन्यथा तमसः तत्कायाणां च स्थितिर्न स्यात् । अन्यथा कलावुत्पत्स्यमानानामुद्धारो न भवतीति जन्मकारणनिर्धारो व्यर्थः स्यात् । तुशब्दः कुरुपक्षपातं व्यावर्तयति । तान् प्रसिद्धानिति हीनभावोऽपि नाश्रयणीय इति सूचितम् । तेन ऋजुमार्गेणासिद्धौ वक्रेणापि तत्करिष्यतीति सिद्धम् । ज्ञानशक्तिरत्र न पूर्णेति केचित् । लोकानुरोधी भगवानित्यपरे । नीतिमार्गानुसारिणी साधनशक्तिः,

पुष्टिमार्गानुसारिणी फलशक्तिरिति सिद्धान्तः ॥१४॥

सान्त्वनसिद्ध्यर्थं रामस्य गमनमाह जगामेति।

**जगाम हास्तिनपुरं रथेनादित्यवर्चसा।**
**ब्राह्मणैः कुलवृद्धैश्च वृतश्चन्द्र इव ग्रहैः ॥१५॥**

हस्तिनो नात्र सहभाव इति ऋजुभावेन गमनम्। आदित्यवर्चसेति तेषां प्रतिबोधनम्। नीतिमार्गोपयोगिन आह। ब्राह्मणैः कुलवृद्धैः, चकारादन्यैरपि शास्त्रिभिः। कुरूणामनभिप्रेतं साम्बविमोचनं भवतीति, तत्तापार्थं गच्छतीत्याङ्क्य, तेषां तापापनोदार्थं गच्छतीति वक्तुं दृष्टान्तमाह चन्द्र इव ग्रहैरिति। बृहस्पतिभृतिभिः ॥१५॥

नीतिपरैवेयं शक्तिरिति ज्ञापयितुं लोकदृष्ट्यापि द्विषतां पुरं न प्रविशेदिति बहिःस्थित एव स्वागमनं ज्ञापितवानित्याह गत्वेति।

<u>શ્લોકાર્થ -૧૪-૧૫ :</u> *કલિના મલને દૂર કરનાર બલભદ્ર તો કૌરવો અને વૃષ્ણિના યુદ્ધને ઈચ્છતા ન હતા. યુદ્ધ માટે તૈયાર થયેલા તે ઉત્તમ વૃષ્ણિઓને શાંત કરીને, ગ્રહોથી વીંટાયેલ ચંદ્રની પેઠે બ્રાહ્મણો અને કુલના વૃધ્ધોથી વીંટાયેલ તે સૂર્ય જેવા તેજસ્વી રથ વડે હસ્તિનાપુર ગયા.(૧૪-૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ઉત્તમ વૃષ્ણિઓ' શબ્દથી તેઓનું પરાક્રમ જણાવેલું છે. 'યુદ્ધ માટે તૈયાર થયેલા' વિશેષણથી તેઓને શાંત કરવાનું કારણ કહેલું છે. જો તે કાર્ય બલભદ્ર કરે તો જ તે શાંત થાય. પત્ની સાથે સાંબને દ્વારકામાં પાછો લાવવો તેજ કાર્ય હતું. તે જો પ્રિતિથી થાય તો યુદ્ધ કરવું વ્યર્થ હતું. એવા વિચારથી બલભદ્ર યુદ્ધ ઈચ્છતા ન હતા. કારણ કે બંનેવ દેવની સ્થિતિના હતા. વળી બલભદ્ર કલિના મલને દૂર કરનાર હતા. દેવોમાં યુદ્ધ થાય તો સત્વનો સંપૂર્ણ નાશ થતાં તમને કોણ હટાવે? કારણ કે જગતના કારણરૂપ સત્વ સાથે વિરોધ ન હતો. તમઃ અને તેનાં કાર્યોની સ્થિતિ રહે નહિ. બીજા પ્રકારે કલિયુગમાં ઉત્પન્ન થયેલાઓનો ઉદ્ધાર થાય નહિ એટલે જન્મના કારણનો નિશ્ચય વ્યર્થ થાય. 'તું તો' શબ્દથી બલભદ્રે કૌરવોનો

પક્ષપાત કર્યો ન હતો. 'તે' એટલે પ્રસિદ્ધ 'એ' શબ્દથી એમ સૂચવે છે કે હલકાઈની સ્થિતિ પણ ગ્રહણ કરવાની ન હતી.(૧૪-૧૫)

કેટલાક એમ કહે છે કે સરળ માર્ગેથી કાર્ય સિદ્ધ ન થાય તો અવળા માર્ગથી પણ બલભદ્ર તે કરશે. વળી જ્ઞાન શક્તિ પૂર્ણ ન હતી. સિદ્ધાંત એવો છે કે સાધન શક્તિ બલભદ્ર નીતિના માર્ગને અનુસરનારી છે. અને ફલ શક્તિ શ્રીકૃષ્ણ પુષ્ટિમાર્ગને અનુસરનારી છે. (૧૪)

બંને પક્ષમાં સુલેહ રહે એ માટે બલભદ્ર હસ્તિનાપુર ગયા. સરળતાથી ગયા. 'સૂર્ય જેવા તેજસ્વી' શબ્દથી બલભદ્રનું આગમન તેઓને જણાવ્યું. બ્રાહ્મણો અને કુલના વૃદ્ધો અને 'ચ' અને શબ્દથી બીજા શાસ્ત્રીઓ સાંબને છુટો કરવો એ કૌરવોનું ઈચ્છિત નહિ હોવાથી તેઓને દુઃખ આપવા જતા હશે. એવી શંકા થાય એટલે 'ગ્રહોથી વીંટાએલા ચંદ્રની પેઠે' એવું દૃષ્ટાંત આપી. તેઓનું દુઃખ દૂર કરવા જતા હતા.(૧૫)

આ સાધન શકિતમાંજ આસક્તિ છે એમ જણાવતા લોકોની દૃષ્ટિ પ્રમાણે શત્રુના નગરમાં પ્રવેશ કરવો જોઈએ નહિ. તેથી બલભદ્રે નગરની બહાર રહીને પોતે આવેલ હોવાના સમાચાર આવ્યા તે હવે કહે છે.

**गत्वा गजाह्वयं रामो बाह्योपवनमास्थितः।**
**उद्धवं प्रेषयामास धृतराष्ट्रबुभुत्सया ॥१६॥**

अत एव रामः । बाह्योपवनमिति नगरसीमाप्रवेश उक्तः । आस्थितिस्तत्र विमोचनम् । नीतिज्ञ उद्धवः । धृतराष्ट्रो गन्धर्वो दैत्यावेशसहितो देवांशः । स बुध्यतामिति बुभुत्सा । करणमाह सोऽभिवन्द्येति ॥१६॥

तस्य यथोचितं करणमाह सोऽभिवन्द्येति ।

*<u>શ્લોકાર્થ -૧૬ :</u> હસ્તિનાપુર જઈને બહારના ઉપવનમાં મુકામ કર્યો અને ધૃતરાષ્ટ્રને જણાવવાની ઈચ્છા વડે ઉદ્ધવજીને મોકલ્યા.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બલભદ્રે બહારના ઉપવનમાં મુકામ કર્યો. પણ

નગરમાં પ્રવેશ કર્યો નહિ. ઉદ્ધવ નિતી જાણનાર હતા. ધૃતરાષ્ટ્ર દૈત્યના આવેશવાળા દેવના અંશરૂપ ગંધર્વ હતા. તે બલભદ્રનું આગમન જાણે એવી ઈચ્છાથી ઉદ્ધવજીને મોકલ્યા. (૧૬)

તેને યોગ્ય કર્યું તે હવે નીચેના શ્લોકથી કહે છે.(૧૬)

**सोऽभिवन्द्याम्बिकापुत्रं भीष्मं द्रोणं बाह्लिकम्।**
**दुर्योधनं च विधिवद्राममागतमब्रवीत्॥१७॥**

अम्बिकापुत्रो धृतराष्ट्रः, बाह्लिकः शन्तनोर्भ्राता, चकारात्कृतपादिब्राह्मणान्। दुर्योधनो वरश्वशुर इति । चकारात्तत्पक्षपातिनः । एवमुभयविधा नमस्कृता बोधिताश्च । विधिवदित्यन्तेन तुल्यत्वाय । कथामागमनमिति प्रश्नसमय राममागतमब्रवीत् ॥१७॥

<u>શ્લોકાર્થ -૧૭ :</u> *તેણે અંબિકાના પુત્રને, ભીષ્મને, દ્રોણને અને બાહિલકને અને દુર્યોધનને વિવિધ પ્રમાણે પ્રણામ કરીને બલભદ્ર આવ્યા એમ કહ્યું.(૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અંબિકાનો પુત્ર એટલે ધૃતરાષ્ટ્ર. બહિલક એ શંતનુનો ભાઈ. 'ચ અને' શબ્દથી કૃપ વિગેરે બ્રાહ્મણો કહેલા છે. દુર્યોધન વરનો સસરો હોવાથી તેને પ્રણામ કર્યા. 'વિધિ પ્રમાણે' નમસ્કાર કર્યા અને સમાચાર આપ્યા. કેમ આવ્યા છો? એવો પ્રશ્ન થયો. તે વખતે બલભદ્ર આવ્યા છે એમ તેણે કહ્યું.(૧૭)

**तेऽतिप्रीतास्तमाकर्ण्य प्राप्तं रामं सुहृत्तमम्।**
**तमर्चयित्वाभिययुः सर्वे मङ्गलपाणयः ॥१८॥**

ते तां वार्तां श्रुत्वैव प्रीताः । स हि सुहृत्तमः दुर्योधश्चश्वशुरः गुरुश्च । यादवपक्षपाते परमन्यथा भविष्यति । तमुद्धवमर्चयित्वा आभिमुख्येन ययुर्यथाशास्त्रम् । मङ्गलपाणयः ॥१८॥

सङ्गतावपि सौहार्ददार्ढ्यमाह तं संगम्येति ।

<u>શ્લોકાર્થ -૧૮ :</u> તે પોતાના ઉત્તમ સ્નેહી બલભદ્રને આવેલા સાંભળીને તેઓ ઘણા પ્રસન્ન થયા. અને ઉધ્ધવની પૂજા કરી. બધા હાથમાં મંગળ પદાર્થો લઈને બલભદ્રની સામે ગયા.(૧૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેઓ તે વાર્તા સાંભળીને જ પ્રસન્ન થયા. તે દુર્યોધનના સસરા અને ગદાયુદ્ધના ગુરૂ ઉત્તમ સ્નેહી હતા. પરંતુ તેઓ યાદવોનો પક્ષપાત કરશે ત્યારે ઉલ્ટુ થશે. તેની એટલે ઉદ્ધવની પૂજા કરી અને શાસ્ત્રમાં જણાવ્યા મુજબ હાથમાં મંગળ પદાર્થો લઈને બલભદ્ર સામે ગયા. બલભદ્રને મળતાં તેઓએ સ્નેહ દઢ કર્યો તે કહે છે.(૧૮)

**तं संगम्य यथान्यायं गामर्घ्यं च न्यवेदयन् ।**
**तेषां ये तत्प्रभावज्ञाः प्रणेमुः शिरसा बलम्॥१९॥**

प्रह्वादिप्रकारभेदैर्यथान्यायम् । अतिथिवन्मधुपर्कादिना पूजितवन्त इति ज्ञापयितुमाह गामर्घ्यं चेति । तेषां पूजकानां मध्ये ये तत्प्रभावाभिज्ञाः, माहात्म्यविदः ते ज्येष्ठा अपि लौकिकी दृष्टिं दूरीकृत्य प्रणेमुः । अनेन सर्वे लौकिकाः, केचनैव तत्प्रभावाभिज्ञा इति निरूपितम् । अभिज्ञा अपि बलं बलाधिक्येनैव, नत्वलौकिकानुभावेन । अन्यथा ते विषमान् बोधयेयुः॥१९॥

एवं कायिकव्यवहारमुक्त्वा वाचनिकमाह बन्धून्कुशलिन इति ।

<u>શ્લોકાર્થ -૧૯ :</u> તેમને મળીને તેઓએ પદ્ધતિ પ્રમાણે બળદ અને અર્ધ્ય આપ્યાં. તેઓમાંના જેઓ તેઓનો પ્રભાવ જાણતા હતા તેઓએ મસ્તકથી બલભદ્રને પ્રણામ કર્યા.(૧૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પધ્ધતિ પ્રમાણે એટલે નમન વિગેરેના પ્રકારથી મધુપર્ક વિગેરેથી પૂજા કરી. બળદ અને અર્ધ્ય આપ્યાં એમ કહેલું છે. તે પૂજા કરનારાઓમાં જે તમેના પ્રભાવને જાણતા હતા. તેઓએ મોટા હોવા છતાં લૌકિક દષ્ટિને દૂર કરીને તેમના પ્રણામ કર્યા. બલભદ્રમાં બલ ઘણું હોવાથી તેમનો પ્રભાવ જાણતા હતા. પરંતુ તેમનો અલૌકિક પ્રભાવ જાણતા ન હતા. નહિ તો તેઓ વિરોધ કરનારાઓનો બોધ કરત.(૧૯)

એવી રીતે કાયાથી કરેલ વ્યવહાર કરીને નીચેના શ્લોકથી વાણીથી કરેલો વ્યવહાર કહે છે.

**बन्धून्कुशलिनः श्रुत्वा पृष्ट्वा शिवमानमयम्।**
**परस्परमथो रामो बभाषेडविक्लवं वचः॥२०॥**

शिवं कल्याणं सुखरूपम्, अनामयं दुःखाभावरूपम्, बन्धून् धर्मिणः परस्परं कुशलिनः श्रुत्वा । एतदपि परस्परं पृष्ट्वा । अथो भिन्नप्रक्रमेण रामोविक्लवं अदीनम्, अन्यथा यादवानां दीनता स्यात्, भक्ताश्च ते ॥२०॥

सर्वदेवाधिपत्यं भगवतोग्रसेनाय दत्तमिति तदाज्ञा सर्वैरेव दैवैः कर्तव्या, अतो यादवान् परित्यज्य अग्रसेनाज्ञापनमाह उग्रसेन इति ।

*<u>શ્લોકાર્થ -૨૦ :</u> પરસ્પર બંધુઓ કુશલ છે. એમ સાંભળીને અને તેમને કલ્યાણ અને દુઃખ ન હોવાનું પુંછીને પછી બલભદ્રે પરાક્રમવાળું વચન કહ્યું.(૨૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બંધુઓ એટલે ગુણવાળાઓ પરસ્પર કુશલ હોવાનું સાંભળીને. સુખરૂપ કલ્યાણ અને દુઃખ ન હોવાનું પરસ્પર પુંછીને પછી જુદા આરંભથી બલભદ્રે પરાક્રમવાળું વચન કહ્યું. કારણ કે તેમ ન કરે તો યાદવોની લાચારી ગણાય અને યાદવો ભક્ત હતા. (૨૦)

ભગવાને બધા દેવોનું અધિપતિપણું ઉગ્રસેનને આપેલું. તેથી તેમની આજ્ઞા બધા દેવોએ ઉઠાવવી જોઈએ. તેથી યાદવોને મૂકી દઈ બલભદ્ર ઉગ્રસેનને આજ્ઞા કરે છે તે નીચેના શ્લોકથી કહે છે.

**उग्रसेनः क्षितीशेशो यद्व आज्ञापयत्प्रभुः ।**
**तदव्यग्रधियः श्रुत्वा कुरुध्वं मा विलम्बितम्॥२१॥**

तस्याज्ञा भिन्नै राजभिः कथं कर्तव्येत्याशङ्क्याह । क्षितीशानां सर्वेषामेव राज्ञामीश इति । यद्वो युष्मान् प्रति आज्ञापयत् । आज्ञापनावाक्यमग्रे वक्तव्यम्, साम्बः सभार्यः प्रस्थापनीय इति । तद्वाक्यात् पूर्वमेव

अपराधक्षमावाक्य एव क्रुद्धाः परुषभाषिणो जाता इति तदकथनम् । तदग्रे विवक्षितं कर्तव्यमिति हितोपदेशो रामस्य। मा विलम्बितमिति द्वितीयम् । अन्यथेश्वरः राज्ञां विलम्बं न सहत इति पश्चात् कृतमपि व्यर्थं स्यादिति। ईश्वरवचनोल्लङ्घने अनिष्टं शीघ्रमिति ज्ञापितम् । ईश्वरत्वमाह प्रभुरिति ॥२१॥

कदाचित्कृतापराधस्य दण्डं करिष्यतीत्याशङ्क्यामाह यद्यूयमिति।

*શ્લોકાર્થ -૨૧ : રાજાઓના નિયંતા પ્રભુ ઉગ્રસેન તમને આજ્ઞા કરે છે. તે સાવધાન ચિત્તવાળા થઈને સાંભળીને તે પ્રમાણે કરો..વિલંબ ન કરો.(૨૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેમની આજ્ઞા પ્રમાણે બીજા બધા શા માટે વર્તન કરે? એવી શંકા થાય તેથી બધા રાજાઓના તેઓ નિયંતા છે. તેમને તમને આજ્ઞા કરી છે કે પત્ની સહીત સાંબને દ્વારકા મોકલો. તે વચન બલભદ્ર કહે તો ઉગ્રસેન ક્ષમા કરે છે એવું વાક્ય બોલતાં કૌરવો ક્રોધ કરી કડવાં વચનો કહ્યાં. વિલંબ ન કરો. એવો બીજો ઉપદેશ છે. જો તે પ્રમાણે ન કરે તો રાજાના નિયંતા વિલંબ સહન કરતા નથી અને નિયંતાની આજ્ઞાનું ઉલ્લંઘન થતાં અનિષ્ટ પ્રાપ્ત થાય છે. 'પ્રભુ' શબ્દથી ઈશ્વરપણું કહેલું છે.

અપરાધ કરેલાને કદાચ સજા કરશે એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**यद्यूयं बहवस्त्वेकं जित्वाऽधर्मेण धार्मिकम्।**
**अबध्नीताथ तन्मृष्ये बन्धूनामैक्यकाम्यया॥२२॥**

यद्यपि भवन्तो दण्डार्हाः, तथापि बान्धवानामन्योन्यं कलहो भविष्यतिति तदपराधं मृष्ये । ईश्वरेणापि क्रियमाणे दण्डे बन्धुभिरेव कारतिमिति कदाचिद्वैमनस्यं स्यात्, तन्नाभिप्रेतम्, किन्तु ऐक्यमेवाभिप्रेतम्, शास्त्रनिषिद्धं ह्येकेन सह बहूनां युद्धम् । तथाकरणे च दण्डो राज्ञावश्यं कर्तव्य। ततस्तमपराधमनुवदति। यूयं बहवः । तुशब्देनान्यथाकरणं निवार्यते । महास्त्रप्रयोगः पलायनं चाधर्म इति । अधर्मेण एककाले बहवो युद्धाभिज्ञा बालकं स्त्रीरक्षायां व्यग्रं खण्डशः साधननाशेन जितवन्त इति। बन्धनं चापरो दोषः

॥२२॥

एतावच्छुत्वा रुष्टा जाता इत्याह **वीर्येति।**

*શ્લોકાર્થ -૨૨ : જે તમો ઘણાઓએ તે અધર્મથી એક ધર્મવાળાને જીતી કેદ કર્યો તે હું બધુંમાં સંપ રહે તેથી ઇચ્છાથી ક્ષમા કરૂં છું.(૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજીઃ જો કે તમે સજાને પાત્ર છો. છતાં પણ સજા કરવાથી બંધુઓમાં કંકાસ થાય તેથી તે હું અપરાધ ક્ષમા કરૂં છું. નિયંતાએ સજા કરી હોય ત્યારે પણ બંધુઓએ કરાવી એવા વિચારથી કાદાચ વૈર થાય તે ઇચ્છવા યોગ્ય છે. શાસ્ત્રમાં ઘણાએ એકની સાથે યુદ્ધ કરવાની મના કરેલી છે. અને તેમ કરે તો રાજાએ અવશ્ય સજા કરવી જોઇએ. તેવી તે અપરાધ ગણાવે છે.

(૧) તમો ઘણા હતા. તો શબ્દથી ભારે અસ્ત્રોનો પ્રયોગ અથવા પલાયન કરવું એ અધર્મ હોવાથી સાંબે કાંઇ ખોટું કરેલું નહિ. તમે બધાએ ભેગા થઇ સ્ત્રીનું રક્ષણ કરનાર બાળકને તેના સાધનોનો નાશ કરી જીત્યો. એવો અપરાધ કર્યો અને કેદ કર્યો. એ બીજો અપરાધ કર્યો.(૨૨)

આટલું સાંભળીને કૌરવો ગુસ્સે થયા તે હવે કહે છે.



**वीर्यशौर्यबलोन्नद्धमात्मशक्तिसमं वचः।**
**कुरवो बलदेवस्य निशम्योचुः प्रकोपिताः ॥२३॥**

वीर्यं क्रियाशक्तिः, शौर्यं स्वभावः, बलं देहस्य, त्रिभिरून्नद्धं वचः फलपर्यवसायीति । उग्रसेनो युष्मानाज्ञापयदिति वीर्येणोन्नद्धम् । क्षितिशेश इति शौर्येण । मा विलाम्बितमिति बलेन। यद्यूयमिति आत्मशक्तिसमम्। कुरव इति अभिमानार्थम् । तद्धर्म एव युक्तः, न तु तदीयाः । राजानमप्रयोजकं जानन्त्येव । बलस्य परं तादृशं वचनम् । यदि स्वयं वदेत्, ममाज्ञयैव एतत्कर्तव्यमिति, तदा क्रोधो न भवेत् । वस्तुत ईश्वरत्वात् अस्माकं तेषामपि यद्यादवेष्वेवैश्वर्यं स्थापयित्वा अस्मास्वीशितव्यत्वं स्थापयति, तत्र हेतुर्न कुलीनत्वादिः, तथा सत्यस्मास्वेचितं स्यात् । साधारणलीलेयं न भवतीति न स्वेच्छया यथासुखं करणम्, भक्तार्थं हि भगवानवतीर्णः, सा च भक्तिः

कारणानुरोधादुद्गता कौरवेष्वेव पुष्टा भवितुमर्हति, नाकौरवेषु । ईश्वरत्वाद्भक्तिमपि तेभ्य एव प्रयच्छतीति चेत् । न । तथा सति वैषम्यं स्यात् । अतः सिद्धामेव भक्तिमाश्रित्य भगवान् वदतीति कारणाधीनत्वं च भक्तेर्ज्ञात्वा स्वोत्कर्षं स्थापयितुं किञ्चिदुक्तवन्त इत्यर्थः ॥२३॥

स्वोत्कर्षख्यापकानि पञ्चवाक्यान्याह अहो महच्चित्रमिति ।

<u>શ્લોકાર્થ - ૨૩ :</u> *બલભદ્રનું વીર્ય, શૌર્ય અને બલને લીધે જુસ્સાવાળું પોતાની શક્તિને યોગ્ય વચન સાંભળીને કૌરવોએ નીચે પ્રમાણે કહ્યું. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વીર્ય, ક્રિયાશકિત, શૌર્ય. સ્વભાવ-બલ દેહનું એ ત્રણેને લીધે જુસ્સાવાળું વચન જ ફલ આપનારૂં હોય છે. 'રાજાઓના નિયંતા' એ શૌર્યને લીધે અને 'વિલબંધ ન કરો' એ બલને લીધે જુસ્સાવાળું છે. કૌરવોનું અભિમાન જણાવવા 'કૌરવોએ' શબ્દ યોજેલ છે. તે કુરૂ તો ધર્મ જ શોભાવાળો હતો. પરંતુ તેના સંતાનો તેવા ન હતા. તેઓ રાજાને નકામો જાણતા. પરંતુ બલભદ્રનું તેવું વચન જો બલભદ્રે 'પાતે કહ્યું હોત કે મારી આજ્ઞાથી તમારે આ કરવું' તો તેઓને ક્રોધ ન થાત કારણ કે બલભદ્ર વસ્તુતઃ નિયંતા હતા. તેઓએ વિચાર્યું કે 'અમે અને તેઓ યાદવો પણ ભકત હોઈ સરખા હોવા છતાં બલભદ્ર યાદવોમાં જ ઐશ્વર્યનું સ્થાપન કરી અમારામાં સેવકપણું સ્થાપન કરે છે. આ સાધારણ લીલા નથી. તેથી પોતાની ઈચ્છાથી ગમે તેમ કરાય નહિ. કારણ કે ભગવાને ભકતોને માટે અવતાર લીધો છે અને કારણની અનુકુલતાથી ઉત્પન્ન થયેલી તે ભક્તિ કૌરવોમાં દઢ થવી યોગ્ય જ છે. યાદવોમાં દઢ થવી યોગ્ય નથી. 'ઈશ્વર હોવાથી ભક્તિ પણ તે યાદવોને જ આપે છે. તેમ નથી. તેમ હોય તો ઈશ્વરનો પક્ષપાત થાય. તેથી પ્રાપ્ત થયેલી ભક્તિનો જ આધાર લઈ ભગવાન કહે છે એમ અને ભક્તિ તેના કારણને આધિન છે એમ જાણીને કૌરવો પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા બોલ્યા તેવો અર્થ છે. કારણ કે બલભદ્રના વચનોથી અથવા અર્ન્તયામી હોવાથી તેઓને કોપાવ્યાં. (૨૩)

કૌરવો પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા પાંચ શ્લોકથી કહે છે.

**कुरव ऊचु - अहो महच्चित्रमिदं कालगत्या दुरत्यया ।**
**आरुरुक्षत्युपानद्वै शिरो मुकुटसेवितम् ॥२४॥**

देहेन्द्रियप्राणान्तःकरणात्मधर्मैः उत्कर्ष क्रमान्निरूप्यते । तत्र देहोत्कर्षे वस्तुतो विचार्यमाणे यादवा धर्मरहिताः स्वेच्छाचाराः चर्मपुटप्रायाः, कौरवास्तु देवाधिष्ठिताः मुकुटाश्रयशिरस्थानीयाः । अयमर्थः पारमार्थिकः । एवं सति कौरवेभ्योऽपि यादवोत्कर्षे वस्तुसामर्थ्याभावात् कालवशादेव तथा भवतीति, कालश्चेश्वरो नियन्तुमशक्य इति, पूर्वं कदाप्येवं न जातमिति, महच्चित्रं भवति । तत्र हेतुः दुरत्यया कालगत्येति । ईश्वरवाक्यात् दुरत्ययत्वम्, अन्यथा असम्बद्धवाक्यतायां न किञ्चिद्दूषणं स्यात् । वै निश्चयेन । उपानच्छिरः आरुरुक्षतीति। मुकुटैर्वस्त्रादिभिर्व्यासादिभिश्च सेवितम्।।२४।।

ऐन्द्रियकव्यवहारे विवाहशयनादौ हीनत्वमाह एते यौनेन संबद्धा इति।

શ્લોકાર્થ -૨૪ : અહો ! આ ઘણું આશ્ર્યકારક છે. ઉલ્લંઘન ન થઈ શકે તેવી કાલની ગતિને લીધે ખાસડું મુકુટથી સેવાયેલા માથા ઉપર ચઢવા ઈચ્છે છે. (૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : અહીં પાંચ શ્લોકથી અનુક્રમે દેહ, ઈંદ્રિય, પ્રાણ, અન્તઃકરણ અને આત્માના ગુણોથી કૌરવોની શ્રેષ્ઠતા કહેવામાં આવે છે. તેથી દેહથી થતી શ્રેષ્ઠતાનો વાસ્તવિક રીતે વિચાર કરતાં યાદવો ધર્મ વિનાના, સ્વછંદ રીતે વર્તનારા આધારરૂપ માથાં જેવા છે. આ અર્થ સત્ય છે. આમ હોવાથી કૌરવો કરતાં પણ યાદવોની શ્રેષ્ઠતા કહે છે. વસ્તુતઃ યાદવોમાં તેવું સામર્થ્ય નહિ હોવાથી કાલને લીધે તેમ થાય છે અને કાલ ઈશ્વર હોઈ વશ કરી શકાય એમ નહિ હોવાથી, પહેલાં કોઈ પણ સમયે એવું થયેલ નહિ હોવાથી આ ઘણું આશ્ચર્યકારક છે. 'ઉલ્લંઘન ન થઈ શકે તેવી કાલની ગતિને લીધે' શબ્દોથી તેમ થવાનું કારણ જણાવેલ છે. ઈશ્વરના વચનને લીધે ઉલ્લંઘન ન થઈ શકે તેવું છે. ઈશ્વરનું વચન ન હોય તો સંબંધ વગરના વચનમાં કોઈ દોષ ન થાય. 'વૈ' નિશ્ચય. ખાસડું વ્યાસ વિગેરેથી સેવાયેલા માથા ઉપર ચઢવા ઈચ્છે છે. (૨૪)

ઈંદ્રિયથી થતા વ્યહવાર સંબંધમાં વિવાહ, શયન વિગેરેમાં યાદવોની હલકાઈ નીચેના શ્લોકથી કહે છે.

**एते यौनेन सम्बद्धाः सहशय्यासनाशनाः।**

**वृष्णयस्तुल्यतां नीता अस्मद्दत्तनृपासनाः ॥२५॥**

यूनो भावो विवाहो यौनम्, तेन संबद्धाः । पूर्वमेकोत्पन्ना अपि व्यवहारे हीना इति त्यक्त्वा अपि पुनः यौनेन संबद्धा इत्यर्थः । पृथादयः स्त्रियः तेभ्य समानीता इति। ननु तथापि 'स्त्रीरत्नं दुष्कुलादपी'ति न्यायेन न समानयनमात्रेण तुल्यता भवतीति चेत्, तत्राह **सहशय्यासनाशना** इति। शयनमासनं भोजनं चेत् सह, येन सह तत्तुल्य एव भवतीति स्थितिः । अत एव वृष्णयस्तुल्यतां नीताः । अनेन अज्ञानान्निषिद्धाचरणे प्रायश्चित्तं कर्तव्यमिति पक्षो निवारितः । एवं कुलधर्मविचारेण स्वस्योत्कर्षमुक्त्वा ऐश्वर्यविचारेणाप्युत्कर्षमाह **अस्मद्दत्तनृपासना** इति । पूर्वं हि ययातिना पूरव एव राज्यं दत्तम्, अन्ये ज्येष्ठा अपि तदधीना :॥२५॥

एवं साधनानि स्वाधीनान्युक्त्वा तेषां भोगोऽप्यस्मदधीन एवेत्याह **चामरव्यजने** इति ।

<u>શ્લોકાર્થ -૨૫ :</u> *વિવાહથી સંબંધમાં આવેલા સાથે શય્યા આસન અને ભોજનથી આપણી સમાન બનાવેલ આ વૃષ્ણિઓએ આપણે આપેલું રાજ્યાસન પ્રાપ્ત કરેલું છે.(૨૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> "યૌનમ" એટલે જુવાનીનો પ્રેમ. એટલે વિવાહ યાદવો તેનાથી આપણા સંબંધમાં આવેલા પહેલાં એક યયાતિમાંથી ઉત્પન્ન થયેલા હોવા છતાં વ્યહવારમાં આપણાથી હલકા હોવાથી આપણે તેને ત્યજીને પણ ફરીથી વિવાહથી સંબંધમાં લીધેલા છે એવો અર્થ છે. કારણ કે કુંતિ વિગેરે સ્ત્રીઓ તેમનામાંથી લાવેલા છે. (૨૫)

એવી રીતે સાધનો પોતાને આધિન છે એમ કહીને યાદવોનો ભોગ પણ અમને જ આધિન છે તે હવે કહે છે.

**चामरव्यजने शङ्खमातपत्रं च पाण्डुरम्।**

**किरीटमासनं शय्यां भुञ्जंन्त्यस्मदुपेक्षया ॥२६॥**

चामरव्यजने परितः । शङ्खोऽग्रे । आतपत्रं पश्चात्, तत्रापि पाण्डुरं श्वेतम् । किरीटमुपरि । आसनमधः । शय्या निद्रावस्थायाम् । एतानि सप्तमहाराजचिह्नानि अन्येषामयुक्तानि राजभिरवश्यं अन्यत्र दष्टानि निषेद्धव्यानि । तथापि तुल्यतां नीता इति राजभिरस्माभिरूपेक्षितानि भुञ्जते । भोगः प्राणधर्म इति तदुत्कर्षो निरूपितः ॥२६॥

आज्ञापनादिरन्तःकरणधर्म इति तदसहमानाः तन्निषेधपूर्वकं तदपकर्षमाहुः **अलं यदूनामिति** ।

*<u>શ્લોકાર્થ -૨૬ :</u> આપણી બેદરકારીને લીધે તેઓ ચામર, પંખો, શંખ અને શ્વેતછત્ર, મુકુટ, આસન અને શય્યાનો ભોગ કરે છે.(૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> (૧)ચામર (૨) પંખો (૩)શંખ (૪)છત્ર અને તે પણ શ્વેત પાછળ (૫) મુકુટ માથા પર (૬) આસન નીચે (૭) શય્યા. નિદ્રા માટે આ સાત મહારાજાના ચિન્હો બીજાઓએ રાખવા યોગ્ય નથી. બીજાનામાં જોવામાં આવેલા હોય તો યાદવોને અમે સમાન બનાવ્યા. તેથી અમ રાજાઓએ બેદરકારી રાખી હોવાથી તેઓ ભોગ કરે છે. ભોગ પ્રાણોનો ગુણ હોવાથી તેનાથી શ્રેષ્ઠતા જણાવી. (૨૬)

આજ્ઞા કરવી એ અન્તઃકરણનો ગુણ હોવાથી તે સહન નહિ કરતાં તેનો ઈન્કાર કરીને તેમાં યાદવોની હલકાઈ નીચેના શ્લોકથી કહે છે.

**अलं यदूनां नरदेवलाञ्छनैर्दातुः प्रतीपैः फणिनामिवामृतम्।**
**ये नः प्रसादोपचिता हि यादवा आज्ञापयन्त्यद्य गतत्रपा बत ॥२७॥**

नरदेवलाञ्छानानि पूर्वोक्तानि उपेक्षाविषयाणि । अलमिति निषेधार्थे । नरदेवलाञ्छनैरलम् । अतःपरं पूर्यताम् । अग्रे न स्थापनीयमित्यर्थः । दत्तापहारे हेतुः दातुः प्रतीपैरिति । अज्ञानाद्दत्तं स्वानिष्टसम्पादकत्वे निवारणीयमित्यत्र दृष्टान्तमाह फणिनामिवामृतमिति । 'सर्पस्य हि पयःपोषः पोषकस्याप्यनर्थकृ'दिति । स हि मत्ततां सम्पादयति, पश्चादन्धः सन् पोषकमपि भक्षयति । तदस्मासु जातमित्याह । ये यादवाः नः प्रसादोपचिताः, अद्य

गतत्रपाः सन्तः, अस्मानेवाज्ञापयन्तीति । बतेति खेदे ॥२७॥

वस्तुविचारेणात्मधर्ममाश्रित्याहुः कथमिन्द्रोऽपीति ।

<u>શ્લોકાર્થ - ૨૭ :</u> *સર્પને આપેલા અમૃતની પેઠે આપનારને નુકશાનકારક રાજ્ય ચિન્હો યાદવો પાસે હવે રાખવાં નથી કારણ કે જે યાદવો આપણી કૃપાથી સમૃદ્ધ થયા તેઓ અરેરે! આજે લજ્જા વગરના થઈ આપણને આજ્ઞા કરે છે. (૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પહેલાં કહેલાં રાજચિન્હો આપણે બેદરકાર રહી આપેલાં તે હવે રહેવા દેવા નથી એમ મના કરવાના અર્થમાં શબ્દ યોજેલ છે. તે ચિન્હો રહેવા દેવાનું બહુ થયું. હવે પુરૂં થાઓ. ભવિષ્યમાં રાખવો નથી એવો અર્થ છે.

'આપણને નુકશાનકારક' વિશેષણથી કહેલું છે. 'સર્પને આપેલા અમૃતની પેઠે' શબ્દોથી કહેલું છે. કારણ કે સર્પને દુધથી પોષણ કરવું એ પોષણ કરનારને નુકશાનકારક જ છે. કારણ કે તે સર્વ પ્રકોપ ઉત્પન્ન કરે છે. પછી તે સર્વ આંધળો થઈ પોષણ કરનારને પણ કરડે છે. તેથી જ યાદવો આપણી કૃપાથી સમૃદ્ધ થયા તેઓ આજે લજ્જા વિનાના થઈ આપણને આજ્ઞા કરે છે. શબ્દથી અરેરે! શબ્દ ખેદ સૂચવે છે. (૨૭)

વસ્તુના વિચાર પ્રમાણે આત્માના ધર્મનો આધાર લઈ નીચેનો શ્લોક કહે છે.

**कथमिन्द्रोऽपि कुरुभिर्भीष्मद्रोणार्जुनादिभिः।**
**अदत्तमवरुन्धीत सिंहग्रस्तमिवोरण : ॥२८॥**

भीष्मो हि कालकामपरशुरामादीनां जेता । ततोऽप्यधिको द्रोणः विद्यया तुल्योऽपि ब्राह्मण्यादधिकः । ततोऽप्यर्जुनः तच्छिष्योऽपि महादेवादिप्रसादैरुपचितः । एते त्रय आधिभौतिकादिरूपाः आदिभूता येषां तैः अदत्तं इन्द्रोऽपि कथमवरुन्धीत । इन्द्रो वस्तुतः सर्वाधिपतिः, तथाप्येते अधिकृताः, न हि देहादिषु प्रतिकूलेषु ईश्वरोऽपि भोगं प्राप्तमर्हति । ननु स्वभागः,

तेषां का दानापेक्षेत्याशङ्क्य दृष्टान्तमाह **सिंहग्रस्तमिवोरण** इति । यद्यप्युरणस्याल्पमेषस्य पुत्रो भार्या वा भागो भवति, तथापि सिंहग्रस्तः तत्कृपयैव प्राप्यते, तथैव साम्बः पुत्रो भार्या वा भागो भवति, तथापि सिंहग्रस्तः तत्कृपयैव प्राप्यते, तथैव साम्बः सभार्योऽस्मदवरुद्ध इत्यर्थः ॥२८॥

एवं पञ्चवयवमहङ्कारवाक्यं श्रावयित्वा निर्गता इत्याह **जन्मेति** ॥१८॥

*<u>શ્લોકાર્થ -૨૮ :</u> જેમ સિંહે ગળેલું હોય તે સિંહના આવ્યા વગર નાનું ઘેટું પ્રાપ્ત કરી શકે નહિ તેમ ભીષ્મ, દ્રોણ, અર્જુન વિગેરે કૌરવોએ આપેલું ન હોય તે ઈંદ્ર પણ કેમ પ્રાપ્ત કરી શકે? (૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે ભીષ્મ કાલ, કર્મ, પરશુરામ ઉપર જય મેળવનાર હતા. તેનાથી પણ દ્રોણ અધિક હતા. વિદ્યા અને બ્રાહ્મણપણાથી અધિક હતા. તેનાથી પણ અર્જુન શિષ્ય હોઈ અધિક હતો. આ ત્રણ મુખ્ય થયેલા હતા. જેઓને તે કૌરવોએ આપેલું ન હોય તે ઈંદ્ર પણ કેમ પ્રાપ્ત કરી શકે? વાસ્તવિક રીતે ઈંદ્ર સર્વનો અધિપતિ છે. છતાં પણ આમને વિરૂધ્ધ હોય ત્યારે ઈશ્વર પણ ભોગ પ્રાપ્ત કરાવતા નથી.

આ યાદવોનો પોતાનો ભાગ છે તેઓને કૌરવોએ આપવાની શી જરૂર? એવી શંકા થાય તેથી જેમ સિંહે ગળેલું તે સિંહે આપ્યા વગર નાનું ઘેટુ પ્રાપ્ત કરી શકે નહિ' એવું દષ્ટાંત કહે છે. જો કે નાના ઘેટાનો પુત્ર અથવા સ્ત્રી તેનો ભાગ થાય છે. પણ સિંહે ગળેલો તે ભાગ તેની કૃપાથી જ તે ઘેટાને પ્રાપ્ત થાય છો. તેમજ સ્ત્રી સહિત સાંબ આપણાથી કેદ પકડાયેલો છે. એવો અર્થ છે.(૨૮)

આ પ્રમાણે પાંચ શ્લોકથી અહંકારવાળું વચન સંભળાવીને તેઓ ગયા તેમ નીચેના શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच - जन्मबन्धुश्रियोन्नद्धमदास्ते भरतवर्षभ ।**
**आश्राव्य रामं दुर्वाक्यमसभ्याः पुरमाविशन्॥२९॥**

वाचनिकायिकातिक्रमे निरूपिते मानसिकोऽपि निरूपितप्रायः । एवमतिक्रमे हेतुः जन्मबन्धुश्रियोन्नद्धमदा इति । जन्म सत्कुले, बन्धुः बान्धवः, बान्धवः, श्रीः लक्ष्मीश्च । जन्मनि बन्धुकृता या श्रीः औत्पत्तिकलक्ष्मीः, तया

वा उन्नद्धः मदो येषाम् । भरतर्षभेति सम्बोधनं राज्ञो मायामोहाभावाय । 'दौष्यन्तिरत्यगान्माया'मिति वाक्यात् । अन्यथा क्षत्रियः स्वकीयापकर्षं न सहत इति । इयं कथा श्रवणविघातिका स्यात् । इदं वाक्यं रामं प्रत्येव स्पष्टम् । नत्वन्तःकरणेनापि स्वकीयेषु । तदाह दुर्वाक्यं राममाश्राव्य पुरमाविशन्निति । ननु गृहे समागते नैवं वक्तुमुचितमित्याशङ्क्याह असभ्या इति । सतामेवैषा कथा । श्रीमदेनैव तेषामसत्त्वम्, अन्यथा अग्रे ऋजुत्वं न स्यात् ॥२९॥

ततो यज्जातं तदाह दृष्ट्वा कुरुणामिति ।

*<u>શ્લોકાર્થ -૨૯ :</u> હે ઉત્તમ ભારત ! જન્મને લીધે બંધુઓની કૃપાથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીથી વધી ગયેલા મદવાળા તે અસભ્યો બલભદ્રને દુષ્ટ વચન સંભળાવી શહેરમાં ગયા. (૨૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વાચાથી અને કાયાથી કરેલ તિરસ્કાર જણાવતાં મનથી પણ તિરસ્કાર જણાવવા જેવો થયો. 'જન્મને લીધે બંધુઓની કૃપાથી પ્રાપ્ત થયેલ લક્ષ્મીથી વધી ગયેલા મદવાળા' વિશેષણથી કહેલું છે. સારા કુલમાં જન્મ, બાંધવ અને લક્ષ્મી. તેનાથી વધી ગયેલો હતો. મદ જેનો તેવો તે હતા.

દુષ્યંતના પુત્રે માયા ઉપર જય મેળવ્યો એટલે 'હે ઉત્તમ ભારત' એવું સંબોધન છે. તેનાથી પરિક્ષિતને માયાથી મોહ ન હતો જણાવેલ છે. તેમ ન હોય તો આ કથા શ્રવણનો અંત લાવનારી થાય. આ વાક્ય બલભદ્રને જ કહ્યું એ સ્પષ્ટ જ છે. પરંતુ અન્તઃકરણથી આ 'વાક્ય પોતાના કૌરવો પ્રતિ કહેલું નથી. તે અર્થ 'બલભદ્રને દુષ્ટ વચન સંભળાવીને શહેરમાં ગયા' શબ્દોથી કહેલ છે. 'કોઈ ઘેર આવે ત્યારે આવું કહેવું યોગ્ય નથી' એવી શંકા થાય તેથી 'અસભ્યો' શબ્દ યોજેલ છે. આ ઘેર આવે ત્યારે આવું ન કહેવું તે કથા સત્ત પુરૂષોની છે. લક્ષ્મીના મદથી તેઓ દુષ્ટ થયા હતા. એમ ન હોત તો તેઓમાં સરલપણું ન થાત.(૨૯)

પછી જે થયું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**दृष्ट्वा कुरूणां दौःशील्यं श्रुत्वाऽवाच्यानि चाच्युतः।**
**अवोचत्कोपसंरब्धो दुष्प्रेक्ष्यः प्रहसन्प्रभुः ॥३०॥**

अवगणनां कृत्वा गमनं दौःशील्यम् बान्धवातिक्रमो महदतिक्रमश्च न भवेदिति । अवाच्यान्यपि श्रुतवान् । अवाक्यानि तादृशवाक्यानि वा । उच्युत इति भयाभावाय । स्वयमपि तानि वाक्यानि दूषयितुं अवोचत् । अन्यथा देहेन निराकरणेऽपि वाक्येन (न) निराकृताः स्युः । कोपसंरब्ध इति । भगवत्कृतं न मन्यन्त इति । अन्तर्गुप्ते क्रोधे अपकार एव, झटिति कृते क्लिष्टता स्यादिति क्रोधस्य बहिराविष्कारमाह दुष्प्रेक्ष्य इति । प्रहसन्निति दुःखाभावाय । यतः प्रभुः ॥३०॥

पञ्चवाक्यानामर्थं स्थानत्रयेण नवभिर्निराकृत्य नवभिः कर्तव्यं प्रतिज्ञाय दशमेनाध्यवस्यति नूनमिति दशभिः श्लोकैः ।

<u>શ્લોકાર્થ -૩૦ :</u> *કૌરવોની દુષ્ટ વર્તણુક જોઈને અને ન કહેવા યોગ્ય વચનો સાંભળીને ક્રોધથી જુસ્સામાં આવેલા, જોઈ ન શકાય તેવા પ્રભુ અચ્યુતે હસતાં હસતાં નીચે પ્રમાણે કહ્યું. (૩૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બલભદ્રની અવગણના કરીને ગયા તે દુષ્ટ વર્તણુક હતી. કારણ કે જો તેમ ન કર્યું હોત તો સંગાનો તિરસ્કાર અને મોટાનો તિરસ્કાર ન થાત. બલભદ્રને એવાં તિરસ્કાર વચનો સંભળાવ્યાં. તેમને ભય ન હતો. એમ જણાવવા ખોટા કરવવા બોલ્યા. તેમ ન કરે તો દેહથી વિરોધ કર્યા છતાં વચનથી વિરોધ ન થાય-ગણાય. ભગવાનને ઉગ્રસેનને ચક્રવર્તિપણું આપ્યું તે તેઓ ગણકારતા ન હતા. તેથી બલભદ્ર ક્રોધથી જુસ્સામાં આવ્યા. ક્રોધ જો અંદર છુપો રાખે તો કૌરવો સાથે વેર રાખ્યું ગણાય અને કાર્ય તરત કરવામાં આવે તો ક્લેશવાળું થાય તેથી 'જોઈ ન શકાય તેવા' વિશેષણથી ક્રોધ બહાર દર્શાવેલ છે. તેમને દુઃખ થયું ન હતું એમ જણાવવા 'હસતા' શબ્દ યોજેલ છે. દુઃખ ન થવાનું કારણ કે તે પ્રભુ હતા. (૩૦)

કૌરવોના પાંચ વાક્યોના અર્થને નીચેના નવ શ્લોકથી ખોટો ઠરાવી દશમા શ્લોકથી જે કરવાનું છે તે જણાવી નિર્ણય કરે છે.




**नूनं नानामदोन्नद्धाः शान्तिं नेच्छन्त्यसाधवः ।**
**तेषां हि प्रशमो दण्डः पशूनां लकुटो यथा ॥३१॥**

'विद्यामदो धनमद' इत्यादिवाक्यैर्मदा निरूपिता:। तद्युक्ता नीतिवाक्यानि न मन्यन्ते । अतस्तेषां प्रतीकार: क्रियैव, न वाक्यानि । अतो यदेतैर्निराकृतमनङ्गीकरणवाक्यै: तद्युक्तमेव । अत: शमार्थं प्रयुक्ता विफला जाता इति क्रिययैव दण्डरूपया शम: कर्तव्य:, तदाह तेषां हि प्रशमो दण्ड इति। एतत्स्वोपक्रमानुसारेणोपक्रमविचारेणोक्तम् । उपसंहारे त्वन्यथा वक्तव्यम् । शममात्रमुपक्रम:, मारणमुपसंहार:, ततो विरोध: । मारणोद्यम एव शमो भवतीति । ननु क्रियया दण्डे सुतरामेव प्रकोप: स्यादित्याशङ्क्य दृष्टान्माह पशूनां लकुटो यथेति । स हि दण्डो लोकप्रसिद्ध: । स यथा दृष्ट एव पशूनां भयजनको भवति, उद्यतो वा, तथा सर्वस्वनाश: उद्यतो ज्ञातो वा पशुतुल्यानां भयजनक: ॥३१॥

नन्वेवं सति यादवा: किमिति निवारिता इत्याशङ्क्य तथा सति वैषम्यं स्यात्, न दण्ड:, नहि शत्रुजयादिर्दण्डो भवति, अतो हितकारिण एव वयमिति पूर्वोपक्रान्तां स्वक्रियामाह अहो इति ।

*<u>શ્લોકાર્થ -૩૧ :</u> ખરેખર ! જાત જાતના મદથી ઉદ્ધત થયેલા દુષ્ટો શાંતિ ઈચ્છતા નથી. જેમ પશુઓને ધોકો શાંતિ કરાવે છે તેમ તેઓને સજા જ શાંતિ કરાવે છે. (૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વિદ્યાનો મદ, ધનનો મદ, વિગેરેથી મદોના ભેદ કહેલા છે. મદવાળા નિતિના વાક્યોની દરકાર કરતા નથી. તેથી તેઓનો ઉપાય સજા છે. વચનો નથી. આથી મારાં ઉપદેશના વચનનો તેઓએ વિરોધ કર્યો તે યોગ્ય જ છે. તેથી શાંતિ કરાવવા યોજેલાં વચનો નિષ્ફલ ગયાં. હવે સજારૂપ ક્રિયાથી શાંતિ કરાવે છે.' શબ્દોથી કહેલાં છે. આરંભમાં શાંતિજ હતી. અંતમાં સજા કરવાનું થયું. કારણ કે સજાનો ઉદ્યમ થતાં શાંતિ થાય છે.

ક્રિયાથી સજા કરવામાં આવતાં કૌરવોમાં ઘણો પ્રકોપ થશે એવી શંકા થાય તેથી ' જેમ પશુઓને ધોકો શાંતિ કરાવે છે' એવું દષ્ટાંત કહેલું છે. કારણ કે સજા લોકમાં પ્રસિદ્ધ છે. તે ધોકો જોવામાં આવતાં જ પશુઓને ભય પેદા કરાવે છે તેમ પોતાના સર્વસ્વનો નાશ કરવામાં આવે તો પશુ સમાન પુરૂષોને

તે ભય ઉત્પન્ન કરાવે છે. (૩૧)

એમ હોય તો યાદવોને યુદ્ધ કરતાં કેમ અટકાવ્યાં? એવી શંકા થાય તેથી યુદ્ધ થતાં વૈર થાય, સજા ન થાય કારણ કે શત્રુને જીતવો એ સજા નતી. તેથી હું હિત કરનારો છું એવા વિચારથી નીચેના શ્લોકથી આરંભી પોતાની ક્રિયા કહે છે.

**अहो यदून्सुसंरब्धान्कृष्णं च कुपितं शनैः।**
**सान्त्वयित्वाहमेतेषां शममिच्छन्निहागतः ॥३२॥**

शान्तिकर्तरि प्रकोपश्चार्यम् । यदवः सर्वे सुसंरब्धाः मारणोन्मुखाः समर्थाश्च । नन्वदृष्टवशादुर्वरिताः, किं तव पौरुषमिति चेत्, तत्राह कृष्णं च कुपितमिति । भगवद्विचारमात्रेणैव सर्वं सिध्यति, किं पुनः कुपिते । कृष्ण इति भक्ताधीनः, कालात्मा वा । तेनादृष्टादयस्तदनुगुणा एवेति तेषां सर्वमेव प्रतिकूलम् । तान् सर्वान् शनैः सान्त्वयित्व न तु बलात्, च स्वसामर्थ्यप्रकाशनेन, तथाकरणे हेतुः अहमिति । अहङ्कारादेते बन्धनं कृतवन्त इति तदधिष्ठाता चाहमिति तेषां शशान्तिमेव वाञ्छन्निहागतः ॥३२॥

सा च शान्तिर्वाक्यैर्न जातेति क्रियार्थमाह त इम इति ।

<u>શ્લોકાર્થ -૩૨ :</u> *અહો ! સારી રીતે યુદ્ધ માટે તૈયાર થયેલા યાદવોને અને કોપેલા શ્રીકૃષ્ણને ધીરેધીરે શાંત કરી આમની શાંતિ ઈચ્છતો હું આવ્યો છું.(૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શાંતિ કરનાર ઉપર કૌરવોએ કોપ કર્યો એ આશ્ચર્ય છે. યાદવો બધા સારી રીતે તૈયાર થયેલા અને હણવાની શક્તિવાળા હતા. અદષ્ટને લીધે કૌરવો બચી ગયા. તેમાં તમારૂં શું પુરૂષાતન ? એમાં 'કોપલા શ્રીકૃષ્ણને'એમ કહે છે. ભગવાનના માત્ર વિચારથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. તો પછી તે કોપીલા હોય તો પછી પૂછ્વું જ શું? 'શ્રીકૃષ્ણ' શબ્દથી ભકતોને આધિન અથવા કાલરૂપ પણ કહેલા છે. અદષ્ટ તેમને અનુકુલ હોવાથી તે કૌરવોને બધુએ વિરૂદ્ધ છે. તે બધાને મેં ધીરેધીરે શાંત કર્યા. પરંતુ બલથી શાંત કર્યા નથી. તેનું પ્રયોજન 'હું' શબ્દથી કરેલ છે. કારણ કે કૌરવોએ અહંકારને લીધે સાંબને કેદ પકડેલો અને હું તે અહંકારનો અધિષ્ઠાતા છું.

તેથી તેઓની શાંતિ ઈચ્છતો હું અહીં આવ્યો. (૩૨)

શાંતિ વચનોથી થઈ નહિ તેથી નીચેના શ્લોકથી પોતની ક્રિયાનું પરિણામ કહે છે.

**त इमे मन्दमतयः कलहाभिरताः खलाः।**
**तं मामवज्ञाय मुहुर्दुर्भाष्यान्मानिनोऽब्रुवन् ॥३३॥**

यतो मन्दमतयः । तर्हि युद्धोद्यमे लौकिके शान्ता भविष्यन्तीत्याशङ्क्याह कलहाभिरता इति । परस्परकलह एव अभितो रतिर्येषाम् । कलहे तु युद्धे मरणमेव, शान्तिर्नेति । नंन्वन्तर्यामितया प्रेरणीया इति चेत्, तत्राह खला इति । मूलेच्छया तानन्तर्यामी तथैव प्रेग्यतीति । तथापि त्वया शमार्थमुद्यमः कृत इति तदेव कर्तव्यमिति चेत्, तत्राह तन्मामवज्ञायेति । तादृशशमकर्तारं माम् । तत्तत्र वा । अङ्गीकारे हि वाक्यैः हिताचरणादिभिश्च प्रबोधो भवति, नान्यथा । ते त्ववज्ञामेव कुर्वन्ति । मुहुरिति पुनः परीक्षा निषिद्धा । अवज्ञया मानसो दोष उक्तः । दुर्भाष्यान् दुष्टवाक्यानि चाब्रुवन् । अयं वाचनिको दोषः मानेन इत्यग्रेऽप्यसमाधानम् ॥३३॥

ननु युक्तमेतेषां वाक्यम्, उग्रसेनवाक्यत्वेन त्वयापि किमित्युच्यत इत्याशङ्क्याग्रसेनस्य सर्वराजाधिपत्यं साधयति नोग्रसेनः किल विभुरिति।

<u>શ્લોકાર્થ -૩૩ :</u> *તે આ મંદમતિવાળા કજીઆમાં આનંદ માનનારા અભિમાની ઠગોએ મારી અવજ્ઞા કરીને મને દુષ્ટ વચાને વારંવાર કહ્યાં. (૩૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કૌરવો મંદમતિવાળા હતા ત્યારે લૌકિક યુદ્ધનો ઉદ્યમ થતાં શાંત થશે એવી શંકા થાય તેથી 'કજીઆમાં આનંદ માનનારા' વિશેષણ યોજેલું છે. કજીઆમાંજ આનંદ છે. જેઓને તેવા તે છે. કારણ કે કજીયામાં યુદ્ધ થતાં મણ થાય છે. શાંતિ થતી નથી. અન્તયામીપણાથી તેમને પ્રેરણા કરવી જોઈએ એવી શંકા થાય. તેથી 'ઠગોએ' શબ્દ યોજેલ છે. મૂલ સ્વરૂપની ઈચ્છાથી અંતર્યામી તેઓને કજીયા કરવાની પ્રેરણા કરે છે એવો અર્થ છે. છતાં તમે શાંતિમાટે ઉદ્યમ કર્યો તેથી તમારે તેજ કરવા યોગ્ય જ છે. 'તેવાન' એટલે તેવું કર્મ કરનાર મારી અવગણના કરી તેઓને સમજાવી શકાય

નહિ તેઓતો મારી અવજ્ઞા જ કરે છે. 'વારંવાર' શબ્દોથી કહેલું છે. અવજ્ઞાથી મનનો દોષ કહયો. અભિમાન હોવાથી અવજ્ઞાથી મનનો દોષ કહ્યો. અભિમાન હોવાથી ભવિષ્યમાં પણ સમાધાન થવાનું નથી. (૩૩)

આમનું વચન યોગ્ય હતું. નીચેના શ્લોકથી ઉગ્રસેન સર્વ રાજાઓનો આધિપતિ હોવાનું સિદ્ધ કરે છે.



**नोग्रसेनः किल विभुर्भोजवृष्ण्यन्धकेश्वरः।**
**शक्रादयो लोकपाला यस्यादेशानुवर्तिनः ॥३४॥**

स्वतो वचनाभावायाह किलेति । नाम्नैव तस्येश्वरत्वं पूर्वसिद्धं सूचितम् । तत्रापि विभुः लौकिकन्यायेनापि समर्थः। अन्यथा तत्पुत्रः कंसो राजा न भवेत्। किञ्च । साम्प्रतं भोजवृष्ण्यन्धकानामीश्वरः । त्रिविधानामपि यादवानां प्रभुः । अलौकिकं सामर्थ्यमाह शक्रादयो लोकपाला इति । भगवतः इच्छया आज्ञाया वा । 'मयि भृत्य उपासीन' इत्यत्रैव तद्विवृतम् । यस्योग्रसेनस्य आदेशमाज्ञां अनुवर्तन्त इति । अन्यथा यथाभिलषितवृष्ट्यादि न भवेत् ॥३४॥

<u>શ્લોકાર્થ -૩૪</u> : ઈંદ્ર વિગેરે લોકપાલો જેની આજ્ઞા પ્રમાણે વર્તે છે. તે ભોજ, વૃષ્ણિ અને અંધકના અધિપતિ ઉગ્રસેન ખરેખર સમર્થ નથી. (૩૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : 'किल' ખરેખર શબ્દ યોજેલ છે. પોતે કહેલું વચન નથી એમ ઉગ્રસેન કહે છે. તે વિભુઃ લૌકિક ધોરણ મુજબ શક્તિવાળો છે. તેવો ન હોત તો તેનો પુત્ર કંસ રાજા ન થાત. વળી હમણાં તે ભોજ વૃષ્ણિ અને અંધકોનો ઈશ્વર છે. ત્રણે પ્રકારના યાદવોનો પ્રભુ છે. ભગવાનની ઈચ્છાથી આજ્ઞાથી લોકપાલો તેમની આજ્ઞા પ્રમાણે વર્તે છે. 'હું સેવક સમીપમાં રહેતાં (૧૦-૪૨-૧૪) માં આનું વિવરણ કરેલું છે. ઉગ્રસેનની આમા પ્રમાણષ લોકપાલો વર્તે છે. એવો અર્થ છે. નહિ તો વૃષ્ટિ વિગેરે ન થાય. (૩૪)

**सुधर्माक्रम्यते येन पारिजातोऽमराङ्घ्रिपः।**
**आनीय भुज्यते सोऽसौ न किलाध्यासनार्हणः॥३५॥**

किञ्च । येन सुधर्मा आक्रम्यते, इन्द्रादयोऽपि नमस्कृत्य तां सभामारोहन्ति, तादृशीमाक्रामति । अमराङ्घ्रिपश्च पारिजातः आक्रम्यते । तन्मर्यादादूरीकरणात्त-स्याप्याक्रमणम् । इन्द्रादीनामननुमतौ कथमेतद्वयं स्यात् । भगवत्सामर्थ्यमेत-दिति नाशङ्कनीयम् । भगवतैवोग्रसेने ऐश्वर्यकला स्थापितेति नरत्ववत्तदधीनत्वमप्यङ्गीकृतमिति, 'अङ्गीकृता ग्लानिर्नदोषाय' । अनधिकारिण एतेऽस्माभिस्तुल्यतां नीताः, राज्यं च दत्तमिति यदुक्तम्, तन्निराकरोति आनीय भुज्यते सोऽसौ न किलाध्यासनार्हण इति । न हि सर्वे राजानो भवन्ति । यद्येको राज्यार्हो न भवेत्, तदैव तद्वचनं सार्थकं स्यात् । तत्र भाग्यं क्रियाशक्तिश्च प्रयोजिके । तत्रापि क्रियाशक्तिः प्रयोजिका । यदिन्द्रं निर्जित्य पारिजातः आनीय भुज्यते । ननु सा शक्तिः साम्प्रतं कुण्ठिता भविष्यतीति चेत्, तत्राह सोऽसाविति । स एव भगवानिदानी ममाग्रे तिष्ठति, मैवं किलेत्युपलम्भार्थं प्रसिद्धिः ॥३५॥

भाग्योत्कर्षमाह यस्य पादयुगमिति ।

*<u>શ્લોકાર્થ -૩૫ :</u> સુધર્માંમાં જે ફર્યા કરે છે તે દેવોના વૃક્ષ પારિજાતને લાવીને તેનો ભોગ કરે છે તે આ ખરેખર રાજ્યાસનોને યોગ્ય નથી.(૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વળી જે સુધર્માંમાં ફર્યા કરે છે. ઈંદ્ર પણ તે સભામાં બેસે છે. તેવી સભામાં ફર્યા કરે છે અને દેવોના વૃક્ષ પારિજાતને જીતીને લીધું છે. તેની મર્યાદાનો નાશ કર્યો તેથી તેને પણ જીત્યું. આ ભગવાનની શક્તિ હતી. એવી શંકા ન કરવી કારણ કે ભગવાને જ ઉગ્રસેનમાં ઐશ્વર્યની કલા મૂકેલી સ્વીકારેલું. અંગિકાર કરેલી ગ્લાનીથી દોષ થતો નથી. આ અધિકાર વિનાઓને અમે અમારી સમાન બનાવ્યા અને રાજ્ય આપ્યું એમ જે કૌરવોએ કહેલું તે ઉત્તરાર્ધથી ખોટુ ઠરાવે છે. કારણ કે બદા રાજા થતા નથી. જો એક યાદવ રાજ્ય કરવાને યોગ્ય ન હોય તો જ તેઓનું વચન સત્ય થાય. તે રાજ્ય કરવામાં ભાગ્ય અને ક્રિયાશક્તિ કારણરૂપ છે. તેમાં પણ ક્રિયાશક્તિ કારણરૂપ છે. જેથી ઈંદ્રને જીતીને પારિજાત લાવીને તેનો ભોગ કરે છે. તે શકિત હવે છાંખી થઇ શકે એવી શંકામાં 'તે' 'આ' શબ્દો યોજેલ

છે. ભગવાન હમણાં મારી સમીપ રહેલા છે. તેથી શક્તિ છાંખી ન થાય. ખરેખર ! શબ્દથી ઠપકો દેવા માટે છે. નીચેના શ્લોકમાં યાદવોના ભાગ્યની શ્રેષ્ઠતા કહે છે.



**यस्य पादयुगं साक्षाच्छ्रीरूपास्तेऽखिलेश्वरी।**
**स नार्हति किल श्रीशो नरदेवपरिच्छदान् ॥३६॥**

सर्वेषां भाग्यं लक्ष्म्यधीनम् । अतः सा सर्वेश्वरी । सापि नीचतया भगवच्चरणारविन्दं सेवते । साक्षादित्याधिदैविकी, न तु दिव्यस्त्रीरूपा, नापि राज्यलक्ष्मीरूपा । यदाहुः 'चामरव्यजने शङ्ख'मिति, तद्दूषणार्थं हेतुमुक्त्वा, तदनूद्य दूषयति स नार्हति किल श्रीश इति । चामरव्यजनादयो नरदेवपरिच्छदाः । अनर्हत्वे हि तदुपेक्षया भोगो भवति । अन्यथा इन्द्रादीनामपि तथात्वं स्यात् ॥३६॥

यदप्युक्तं 'अलं यदूना'मिति, तत्तदा स्यात्, यदि स्वतः सिंहासनं न स्यादिति वक्तुं तस्य सिंहासनोपपत्तिमाह यस्याङ्घ्रिपङ्कजरज इति ।

<u>શ્લોકાર્થ -૩૬ :</u> *સર્વને વશ કરનારી સાક્ષાત્ લક્ષ્મી જેમનાં બે ચરણોની સેવા કરે છે. તે લક્ષ્મીની ઈશ ખરેખર ! રાજાના ચિન્હો ધારણ કરવા યોગ્ય નથી. (૩૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સર્વનું ભાગ્ય લક્ષ્મીને આધીન છે. તેથી તે સર્વને વશ કરનારી છે. તે લક્ષ્મી પણ પોતે અધમ હોય તેવી રીતે ભગવાનના ચરણાવિંદની સેવા કરે છે. 'સાક્ષાત્' શબ્દથી આધિદૈવિક લક્ષ્મી જણાવેલી છે. પણ દિવ્ય સ્વરૂપવાળી જણાવેલી નથી. ચામર, પંખો, શંખ એવું શ્લોક ૨૬માં જે કહ્યું તેને ખોટું ઠરાવવાનું કારણ કહીને તેને ખોટું ઠરાવે છે. આ બધા રાજાના ચિન્હો છે. તેને ઉગ્રસેન લાયક ન હોય તો, કૌરવોની બેદરકારીથી ઉપભોગ કરતો હોય તો ઈંદ્ર વિગેરેનું પણ તેમજ હોય. (૩૬)

રાજ્ય ચિન્હો હવે યાદવો પાસે રાખવાં નથી. જો તેઓ સિંહાસનને યોગ્ય ન હોય તો સત્ય થાય. તેથી તે સિંહાસનને યોગ્ય છે એમ કહે છે.

**यस्याङ्घ्रिपङ्कजरजोऽखिललोकपालै-**
**मौल्युत्तमैर्धृतमुपासिततीर्थतीर्थम्।**
**ब्रह्मा भवोऽहमपि यस्य कलाः कलायाः**
**श्रीश्चोद्वहेम चिरमस्य नृपासनं क्व॥३७॥**

अष्टौ लोकपालाः परितः, उपरि ब्रह्मा, अधः शेषोऽहम् । एतेषां दशानामाशापालकानां मध्ये प्रभुणा भाव्यम् । स एव मुख्यो राजशब्दार्थः । प्रभुत्वं च दिक्पालकानां सर्वथा हीनभावावलम्बने भवति । एतत्तु सर्वैरवे दृष्टमिति सिद्धवन्निरूप्यते । यस्य चरणकमलरजः अखिललोकपालैः सर्वैरवे पूर्वोक्तैः । एतत्तु सर्वैक्तैः । **मौल्युत्तमैरिति** करणम् । तेषामपि भगवदीयत्वसिद्ध्यर्थं लौकिकन्यायेन स्वामिसेवायां वा एश्वर्योत्कर्षमुक्त्वा धर्मोत्कर्षमाह । उपासिता तीर्थानामपि तीर्थभूता गङ्गा यस्य । कीर्तिमाह **ब्रह्मा भवोऽहमपि यस्य कलाः कलाया इति** । भगवतः कला जगदुत्पत्तिस्थितिविनाशकर्त्री काचित् । तस्यास्त्रयोंऽशाः सत्त्वादयः । तत्र रजो ब्रह्मा । तमो भवः। अहं सत्त्वम्, भूधरत्वात् । श्रियमाह श्रीश्चेति ॥३७॥

एवमभिप्रेतार्थं निरूप्य साक्षात्तदुक्तमर्थं खण्डयति भुञ्जति कुरुभिर्दत्तमिति।

*<u>શ્લોકાર્થ -૩૭ :</u> જેમના સંબંધવાળી તીર્થોનાં તીર્થરૂપની ચરણકમળની રજ સર્વ લોકપાલો ઉત્તમ મસ્તકોથી ધારણ કરે છે. જેમની કલાની કલારૂપ બ્રહ્મા, શંકર અને હું પણ તેમજ લક્ષ્મી તે રજને લાંબા સમયથી ધારણ કરીએ છીએ તેવા આમને રાજ્યાસન ક્યાંથી ? (૩૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ લોકપાલો આસપાસ, બ્રહ્મા ઉપર અને હું શેષ નીચે. આ દશ દિકપાલો વચ્ચે પ્રભુ હોવા જોઈએ. તેજ 'રાજા' શબ્દોનો અર્થ છે. દિક્પાલો જયારે અધમપણાની સ્થિતી ધારણ કરે ત્યારે પ્રભુપણું થાય. આ સ્થિતિ તો બધાએ જોએલી હોવાથી સિદ્ધ થયેલી હોય તેવી કહેવામાં આવે છે. 'ઉત્તમ મસ્તકોથી' શબ્દથી ધારણ કરવાનું સાધન કહેલું છે. તેઓનું પણ ભગવદપણું સિદ્ધ થાય તે માટે સ્વામીની સેવામાં તેમ કરવામાં આવે તે

માટે તેઓ ધારણ કરે છે.

ઐશ્વર્યની શ્રેષ્ઠતા કરી. ધર્મની શ્રેષ્ઠતા કહે છે. જેના સંબંધવાળી તીર્થોના પણ તીર્થરૂપ ગંગાની ઉપાસના થાય છે. ''બ્રહ્મા, શંકર અને હું પણ જેમની કલાની કલારૂપ છીએ'' શબ્દોથી કિર્તિ કહેલી છે. ભગવાનની કોઈક કલા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારી છે. સત્વ, રજ અને તમ એ તેના ત્રણ અંશો છે. તે પૈકી બ્રહ્મા રાજસ, શંકર તામસ્ અને હું પૃથ્વીને ધારણ કરનારો હોઈ સત્વ અંશ છું. વળી 'લક્ષ્મી' શબ્દથી શ્રીનું નિરૂપણ કહેલું છે. અમે બધાએ જેમના ચરણકમળની રજ મસ્તક ઉપર પધરાવીએ છીએ. તેમને રાજ્યાસન ક્યાંથી હોય? એવું વચન છે. (૩૭)

એ પ્રમાણે ઈચ્છેલો વિષય કહીને તેમને કરેલા અર્થનું ખંડન નીચેના શ્લોકથી કહે છે.



**भुञ्जते कुरुभिर्दत्तं भूखण्डं वृष्णयः किल ।**
**उपानहः किल वयं स्वयं तु कुरवः शिरः ।।३८।।**

यद्दत्तं भूखण्डमात्रमेव भवति । तत्रापि स्वरूपतोऽपि हीनत्वम् । उपानहः किलवयमिति । उत्कर्षस्य निरूपितत्वाद्बाधितार्थत्वं स्पष्टमेव ।।३८।।

तर्ह्येवं सति किं कर्तव्यमिति चेत्, तत्राह अहो ऐश्वर्यमत्तानामिति ।

<u>શ્લોકાર્થ -૩૮ :</u> *ખરેખર! કૌરવોએ આપેલો ભૂમીનો ટુકડો વૃષ્ણિઓ ભોગવે છે. અમે ખરેખર ખાસડું છે. કૌરવો પોતે તો માથું છે.(૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કૌરવોએ આપેલો ભૂમીનો ટુકડો જ છે. તે હલકો છે અમે ખરેખર ! ખાસડું છે. યાદવોની શ્રેષ્ઠતા કહી તેથી આ ખોટું છે. એ સ્પષ્ટ જ છે.

તો હવે શું કરવું? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**अहो ऐश्वर्यमत्तानां मत्तानामिव मानिनाम् ।**
**असम्बद्धा गिरो रूक्षाः कः सहतानुशासिता ।।३९।।**

तेषां वाक्यं न सोढव्यम् । ततो यत्कर्तव्यम्, तदग्रे वक्ष्यते । आदरणक्षयानां

वाक्यं कर्तव्यम् । लोकेऽपि मत्तास्त्वनादरणीयाः । तत्राप्यैश्वर्येण नित्यत्ताः । बहिर्व्यवहारे माननीयत्वमाशङ्क्य मत्तत्वाज्ञानादेव तथात्वमिति ज्ञापयन् दृष्टान्तमाह मत्तानामिवेति । इवेत्यग्रेऽपि सम्बध्यते । मानिनामिवेति च । आत्मानमेव बहु मन्यमाना उन्मत्ता भवन्ति । ते सर्वदैव न माननीया इति दृष्टान्तद्वयम् । किञ्च । वाक्यान्यप्यसम्बद्धार्थानीत्याह असम्बद्धा गिरो रूक्षा इति । तत्र सहनमुभयेषां सम्भवति, विवेकिनामसमर्थानां च । वयं तु नोभयविधा इत्याह अनुशासितेति । लोके अनुशासनाधिकारिभिर्न सोढव्या इति ।।३९।।

ततो यत्कर्तव्यं तत्प्रतिजानीते अद्य निष्कौरवीं पृथ्वीं करिष्यामीति ।

श्लोकार्थ -३९ : અહો ! ગાંડાઓના જેવી અને અભિમાનીઓના જેવી ઐશ્વર્યથી છકી ગયેલાઓની સંબંધ વિનાની કઠોર વાણી કોણ સહન કરે? (૩૯)

ભાવાર્થ, સુબોધિનીજી : તેઓનું વચન ન સહન કરવું જોઈએ. માન આપવા યોગ્ય પુરૂષોનાં વચન પ્રમાણે વર્તવું જોઈએ. લોકમાં પણ ગાંડાઓ માન આપવા યોગ્ય નથી. પણ સત્તાને લીધે ગાંડા બનેલા છે. બહારના વ્યવહારમાં તેઓ માન આપવા યોગ્ય હશે. એવી શંકા થાય તેથી ગાંડા બનેલા છે. બહારના વ્યહવારમાં તેઓ માન આપવા યોગ્ય હશે. એવી શંકા થાય તેથી ગાંડા બનેલ હોવાનું જાણવામાં ન આવવાથી તેઓ માન આપવા યોગ્ય હોય છે. 'ગાંડાઓના જેવી' શબ્દોથી દષ્ટાંત કહે છે. એવા બે દષ્ટાંતો કહેલાં છે. 'સંબંધ વિનાની કઠોર વાણી' શબ્દોથી તેમના વચનો સંબંધ વિનાના છે. (૩૯)

વિરૂધ્ધ અર્થવાળી વાણી પણ સ્નેહથી ઉત્તેજન આપનારી થાય છે. તેથી 'કઠોર' શબ્દ યોજેલ છે. તેને સહન કરવાનું વિવેકિઓ અને શકિત વિનાનાઓ બંનેમાં સંભવે છે. અમે તો તે બે પ્રકારનાં નથી. એમ 'સજા કરનારા' શબ્દથી કહે છે. (૩૯)

ત્યારે શું કરવું જોઈએ તે નીચેના શ્લોકથી કહે છે.

**अद्य निष्कौरवीं पृथ्वीं करिष्यामीत्यमर्षितः।**
**गृहीत्वा हलमुत्तस्थौ दहन्निव जगत्त्रयम् ।।४०।।**

यादवेभ्यः कौरवमात्रस्यैव तैरुत्कर्षो निरूपित इति, भगवद्धस्ते मृतानां स्वर्गोऽस्तीति भूमिमेव निष्कौरवीं प्रतिजानीते ।आदौ मनसि तस्योद्यममाह अमर्षित इति । कायिकमाह गृहीत्वा हलमुत्तस्थाविति। तस्योद्यमः सर्वजनीनो जात इति ज्ञापयितुं दृष्टान्तमाह दहन्निव जगत्त्रयमिति । सङ्कर्षणो हि प्रलये तथोत्तिष्ठति, यस्य मुखाद्वह्निरुद्गच्छति, त्र्यक्षश्च महादेवः, तद्रुपं प्रकटितवानित्यर्थः॥४०॥

क्रियामाह **लाङ्गलाग्रेणेति** ।

<u>શ્લોકાર્થ -૪૦ :</u> આજે પૃથ્વીને કૌરવો વિનાની કરીશ એવા વિચારથી ક્રોધ કરી, ત્રણ જગતને બાળતા હોય તેમ બલભદ્ર હલ લઈ ઉભા થયા. (૪૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> યાદવો કરતાં કૌરવોની શ્રેષ્ઠતા તેઓએ કહી. તેથી ભગવાનના હાથથી મરણ પામેલાઓને સ્વર્ગ પ્રાપ્ત થાય છે. તેથી ભૂમીને જ કૌરવો વિનાની કરવાનું કહે છે. 'ક્રોધ કરી' શબ્દથી મનમાં તેવો ઉદ્યમ કર્યો. 'હલ લઈ ઉભા થયા' શબ્દોથી કાયાની ક્રિયા કહેલી છે. 'ત્રણ જગતને બાળતા હોય તેમ' એવું દષ્ટાંત કહેલું છે. કારણ કે જેમના મુખમાંથી અગ્નિ નીકળે છે. અને ત્રણ ચક્ષુવાળા મહાદેવ નીકળે છે તેવા સંકર્ષણ પ્રલય સમયે તેવી રીતે ઉભા થાય છે તે રૂપ પ્રગટ કર્યું. (૪૦)

તેમને કહેલું કાર્ય કહે છે.

**लाङ्गलाग्रेण नगरमुद्विदार्य गजाह्वयम्।**
**विचकर्ष स गङ्गायां प्रहरिष्यन्नमर्षित : ॥४१॥**

स्त्रियो बालाश्च युद्धे मारयितुमशक्या इति तस्यां भूमावुत्पन्नाः कौरवा एवेति, लोके प्रसिद्धा भविष्यन्तीति, नगरमेवोद्विदार्य जन्मान्तरेऽपि तथात्वाभावाय गङ्गायां प्रहरिष्यन् विचकर्ष । क्रियाद्वयं निष्पन्नम्, तृतीयां क्रियां निवारयितुं चकारः । प्रहरणे विलम्बहेतुमाह अमर्षित इति। अतिक्रोधावेशान्न कृतवान् । अविचारे वा, प्रहरणसङ्कल्पे हेतुः ॥४१॥

कथमेतावता शिक्षा जातेत्याकाङ्क्षायामाह जलयानमिति ।

શ્લોકાર્થ -૪૧ : કોપેલા તેમને હસ્તિનાપુરનગરને ગંગામાં નાખવાની ઈચ્છાથી હલના છેડાથી ઉખાડી ખેંચ્યું. (૪૧)

ભાવાર્થ, સુબોધિનીજી : બાળકો અને સ્ત્રીઓને હણી શકાય નહી તેથી કૌરવોને તેના નગર સાથે ઉખાડીને બીજા જન્મમાં પણ કૌરવ ન થાય તે માટે ગંગામાં નાખવાની ઈચ્છાથી ખેંચ્યું. આ બે ક્રિયા થઈ. ત્રીજી ક્રિયા અટકાવવા 'ચ' શબ્દ યોજેલ છે. 'કોપેલા' વિશેષણથી ફેંકવામાં વિલંબ થવાનું કારણ કહેલું છે. ફેંકવાનો સંકલ્પ કર્યો તે કહેલું છે. (૪૧)

**जलयानमिवाघूर्णं गङ्गायां नगरं पतत्।**
**आकृष्यमाणमालोक्य कौरवा जातसम्भ्रमाः ॥४२॥**
**तमेव शरणं जग्मुः सकुटुम्बा जिजीषवः।**
**सलक्ष्मणं पुरस्कृत्य साम्बं प्राञ्जलयः प्रभुम् ॥४३॥**

आ समन्तात् घूर्णा यस्मिन् तदाघूर्णं नगरम् । शत्रन्तं क्रिया वा । भिन्नं वाक्यं गङ्गायां पतदिति । मरणावश्यकताप्रतिबोधनं मरणं च ज्ञापितवान् । तत्र हेत्वन्तरनिराकरणाय बलक्रियादर्शनं कौरवाणामाह आकृष्यमाणमिति । कौरवत्वात्सहजदोषाभावः । जातसम्भ्रमा भीताः । अनेन गर्वनिवृत्तिरुक्ता। अतो दोषस्य निवृत्तत्वात् गुणस्य च विद्यमानत्वात् तमेव शरणं जग्मुः । ऐकमत्यमाह सकुटुम्बा इति । मोक्षाभावायाह जिजीषव इति । निमित्ते विद्यमाने शरणागतिमपि नाङ्गीकुर्यादिति साम्बस्य सभार्यस्यानयनमाह सलक्ष्मणमिति । लक्ष्मणासहितम् । प्राञ्जलयो विज्ञापनार्थाः कथमपकर्षोऽङ्गीक्रियत इति चेत्, तत्राह प्रभुमिति॥४२॥४३॥

ते हि पूर्वं वार्तामात्रहारित्वं भगवतो ज्ञातवन्तः, पश्चात्क्रोधे कृते भीताः स्तोत्रमाहुः पञ्चभिः राम रामेति।

શ્લોકાર્થ -૪૨-૪૩ : જલમાં ફરતી નૌકાની પેઠે ગંગામાં પડતા નગરને બધી બાજુએથી હાલતું અને ખેંચાતુ જોઈને ભય પામેલા કૌરવો હાથ જોડી લક્ષ્મણા સાથે સાંબને આગળ કરીને કુટુંબ સાથે તેજ પ્રભુને શરણે ગયા.

(૪૨-૪૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : સર્વ તરફથી હાલતું નગર જોયું. આનાથી મરણ અવશ્ય થવાનું જ્ઞાન તથા મરણ જણાવ્યા. 'ખેંચાતુ' શબ્દથી જણાવેલ છે કે કૌરવોએ બલભદ્રનું આ કાર્ય જોયું. તેમનામાં સ્વભાવિક દોષ ન હતો. પરંતુ ભય પામેલા. તેથી તેઓનો અહંકાર દૂર થયો એમ કહેલું છે. તેથી દોષ જતો રહેવાથી કૌરવો તેમને શરણે ગયા. 'કુટુબ સહિત' એ શબ્દથી બધા એક મતના હોવાનું જણાવેલ છે. તેઓનો એક મોક્ષ થવાનો નથી. તે 'જીવવાની ઇચ્છાથી' શબ્દ યોજેલ છે. પ્રહાર કરવાનું કારણ હોય ત્યાંસુધી શરણાગતિનો સ્વીકાર કરે નહિ. તેથી 'લક્ષ્મણા સહીત સાંબને આગળ કરીને' શબ્દથી તેઓ ભાર્યા સાથે સાંબને લઇ આવ્યાનું કહેલું છે.

કૌરવોએ હલકાઇ કેમ સ્વીકારી? એવી શંકા થાય તેથી 'પ્રભુને' શબ્દ યોજેલ છે. (૪૨-૪૩)

તેઓ પહેલાં બલભદ્ર ફક્ત વાર્તા લઇ આવનાર તરીકે જાણતા હતા. પછી બલભદ્રે ક્રોધ કર્યો ત્યારે ભય પામ્યા. હવે સ્તુતિ કરે છે તે કહે છે.

**राम रामाखिलाधार प्रभावं न विदामहे ।**
**मूढानां नः कुबुद्धीनां क्षन्तुमर्हस्यधीश्वर : ।।४४।।**
**पूर्वं कृतापराधस्य क्षमापनमिहोच्यते ।**
**क्रीडार्थत्वं तत्र हेतुर्महत्त्वं चापि सान्त्वने।**
**अन्यार्थं च समारम्भः शरणं च वयं गताः ।।१।।**

तत्रापराधक्षमायां पञ्चहेतूनाह रामेति । रमणात्मकस्यादरेण द्विःसम्बोधनम् । अयमपि हेतुः । परं भगवद्धर्मः । अखिलाधारेति । वयमाधेया : न हि यो यं बिभर्ति, स तदपराधं मन्यते । अज्ञानमपि हेतुरित्याह प्रभावं न विदामह इति। यद्यपि सहजः प्रभावो ज्ञायते, तथाप्यत्राविष्कारं (न) करिष्यसीति न जानीमः। सर्वत्रावतारेषु प्रतिज्ञातार्थमात्रपूरकत्वात् । नन्वेतादृशोऽप्यर्थः ननु प्रतिज्ञासिद्ध एवेति कथमज्ञानम्, तत्राह मूढानामिति । विचाररहितानामिति । ननु सर्वेषां

कथं विचाराभावः, तत्राह कुबुद्धीनामिति । दुर्बुद्धित्वात् कैश्चिदुक्तमपि न गृहीतमित्यर्थः।

**बुद्धिर्न शुद्धा नो शास्त्रं नापि ज्ञानं स्वतः क्वचित्।**
**प्रभुः स्वामी भवांश्चापि धारकः क्षन्तुमर्हति ॥२॥४४॥**

किञ्च । अस्माभिरेवमपि न प्रार्थयितव्यम्, अतस्तवैव लीलास्थानं जगदिति, तदाह स्थित्युत्पत्तीति ।

*શ્લોકાર્થ -૪૪ : હે રામ ! હે રામ ! હે સર્વના આધાર ! અમો આપનો પ્રભાવ જાણતા નથી. આપ મોટા ઈશ્વર અમો મૂઢોને ક્ષમા કરવા યોગ્ય છે. (૪૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : કારિકા-૮ : પહેલાં કરેલ અપરાધને અહીં ક્ષમા કરવાનું કહેવામાં આવે છે. તેનું કારણ જગતની ઉત્પત્તિ ક્રિડા માટે કરેલી હોવાનું છે. બલભદ્રના સાન્ત્વન થવાનું કારણ તેની મોટાઈ છે. (૮) અને ક્રોધ બીજાને બોધ આપવા માટે છે. અમે કૌરવો શરણે આવેલા છે. (૮ ૧/૨)

તે પૈકી અપરાધની ક્ષમા કરવાના પાંચ કારણો આ શ્લોકમાં કહે છે. હે રામ! હે રામ ! એમ બે વાર સંબોધન કરી જણાવે છે કે રમણરૂપ હોવાથી પ્રેમથી બોલે છે. (૨) હે સર્વના આધાર ! અમો આપનો આશ્રય રાખનારા છે. તેથી ક્ષમા કરો. કારણ કે જે આશ્રય રાખે છે તે તેના અપરાધને ગણતો નથી.

(૩) 'અમે આપનો પ્રભાવ જાણતા નથી' શબ્દોથી અજ્ઞાન જ કારણ હોવાનું કહે છે. જો કે આપનો સ્વભાવીક પ્રભાવ અમો જાણીએ છીએ છતાં અહીં જે પ્રભાવ પ્રગટ કરશો તે જાણતા નથી. કારણ કે અવતારોમાં સર્વ સ્થળે પ્રતિજ્ઞા કરેલી તેટલી બાબત પૂર્ણ કરી છે.

(૪) આવો વિષય પણ પ્રતિજ્ઞાથી સિદ્ધ થયેલો જ છે. તેથી તમે કેમ જાણતા ન હતા? એવી શંકા થાય તેથી 'મૂઢાને' શબ્દ યોજેલ છે.

'વિચાર વિનાનાને' એવો તેનો અર્થ છે. તમે બધા વિચાર વિનાના કેમ છો? એવી શંકા થાય તેથી 'દુષ્ટ વિનાના કેમ છો? એવી શંકા થાય તેથી 'દુષ્ટ બુદ્ધિવાળા' વિશેષણ યોજેલું છે. આથી દુષ્ટબુદ્ધિવાળા હોવાથી અમે માન્યુ

નહિ એવો અર્થ છે.

કારિકા : અમારી બુદ્ધિ શુદ્ધિ નથી. શાસ્ત્ર જાણતા નથી. તમારૂં અમને કોઈવાર જ્ઞાન થયેલ નથી. પ્રભુ સ્વામી છે અને આપ પણ આધાર હોઈ ક્ષમા કરો. (૯ ૧/૨)

અમારે એવી ક્ષમા કરવાની વિજ્ઞપ્તિ કરવી જોઈએ નહિ કારણ કે જગત આપની લીલા કરવાનું સ્થાન છે. અમે નીચેના શ્લોકથી કહે છે.

**स्थित्युत्पत्त्यप्ययानां त्वमेको हेतुर्निराश्रयः ।**
**लोकोन्क्रीडनकानीश क्रीडतस्ते वदन्ति हि ॥४५॥**

एकेनैवोत्पत्त्यादिकं क्रियते, स्वस्मिन्नेव स्थितेन । तत्र तथा करणे प्रयोजनं लीला । तदाह लोकान्क्रीडनकानिति । ईश इति सम्बोधनमन्यथा न कुर्यादिति ज्ञापयति । क्रीडनका यन्त्रादयः । अन्क्रीडार्थपक्षं व्यावर्तयति क्रीडतस्त इति । वदन्तीति प्रमाणं व्यासादयः । युक्तश्चायमर्थः । पूर्णस्यान्यथा प्रवृत्तिरयुक्ता ॥४५॥

किञ्च । समानेषु दण्डः क्रियते, न तु मशकतुल्येषु, अतोऽतितुच्छत्वादस्मासु क्रोधो न युक्त इत्याशयेनाह त्वमेव मूर्ध्नीदमिति ।

<u>શ્લોકાર્થ -૪૫</u> : *આશ્રય વિનાના આપ એકલા જગતની સ્થિતિ ઉત્પત્તિ અને નાશના કારણ છો. કારણે કે ઈ ઈશ ! ક્રીડા કરતા આપના બધા લોકો રમકડા છે. એમ કહે છે. (૪૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : પોતાની અંદર સ્થિતિવાળા એક થી જ જગતની ઉત્પત્તિ વિગેરે ખરવામાં આવે છે. તેમ કરવાનું પ્રયોજન લીલા છે. હે ઈશ! એ સંબોધન જાણાવે છે કે જો ક્રીડા કરવી ન હોત તો ઉત્પત્તિ જ ન કરત. 'ક્રીડા કરવા આપ' શબ્દોથી બીજાની ક્રીડા માટે ઉત્પત્તિ કરતા હશો તે મત ખોટો ઠરાવે છે. વ્યાસ કહે છે. એમ જાણાવેલ છે. આ વૃત્તાત યોગ્ય જ છે. કારણ કે જે પૂર્ણ હોય તેમની બીજા પ્રકારે પ્રવત્તિ યોગ્ય નથી. (૪૫)

વળી સરખા હોય તેમને કરવામાં આવે છે. પરંતુ મગતરાં જેવાને કરવામાં

આવતી નથી. અમે ઘણા નજીવા હોવાથી અમારા ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી. એવા અભિપ્રાયથી નીચેનો શ્લોક કહે છે.

**त्वमेव मूर्ध्नीदमनन्त लीलया भूमण्डलं बिभर्षि सहस्रमूर्धन्।**

**अन्ते च यः स्वात्मनि रुद्ध विश्वः शेषेऽद्वितीयः परिशिष्यमाणः ॥४६॥**

अस्य नगरस्य कियती वार्ता, पञ्चाशत्कोटिविस्तीर्णं भूमण्डलं हे अनन्त मूर्ध्नि लीलया बिभर्षि । ताद्दशसहस्रमूर्धा भवान् । भूमण्डलादधिकमात्र परिमाणमायाति, न व्यापकतेत्यविश्वं यतस्तादशो भवान् अद्वितीयः शेषे शिष्टो भवसि । यतः परिशिष्यमाणः स्वयमेव । अतः शेषनामेति भावः ॥४६॥

एतन्नापि महतः अत्यल्पेषु क्रियाविष्कारोऽनुचित इति निरूप्य कृतस्य कोपस्यान्यथा विनियोगमाह कोपस्त इति ।

<u>શ્લોકાર્થ - ૪૬ :</u> હે એક હજાર માથાવાળા ! હે અનંત ! આપ જ આ ભૂમંડલને લીલાથી માથા પર ધારણ કરો છો અને જેમને અંતે વિશ્વને પોતાની અંદર લીન કરેલું છે. તેવા આપ એકલા જ બાકી રહો છો. (૪૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ નગરની શી વાત કરવી? હે અનંત ! પચાસ કરોડ યોજનના વિસ્તારવાળું ભૂમંડલ આપ લીલાથી એક માથા પર ધારણ કરો છો. તેવા એક હજાર માથાવાળા આપ છો. આથી આપનું અધિક સિદ્ધ થયું. પરંતુ વ્યાપકપણું સિદ્ધ થયું નહિ. તેથી હે અનંત ! એવું સંબોધન છે. ભૂમકડલને આપ પોતાની રૂચીથી ધારણ કરો છો. બીજાની પ્રેરણાથી ધારણ કરતા નથી. અને અંતે પોતાની અંદર વિશ્વને લીન કરો છો કારણ કે આપ માત્ર એકલા જ બાકી રહો છો. તેથી આપનું નામ 'શેષ' છે એવો ભાવ છે.

નીચેના શ્લોકમાં બલભદ્રે કરેલા ક્રોધનો બીજા પ્રકારે ઉપયોગ કરે છે.

**कोपेस्तेऽखिलशिक्षार्थं न द्वेषान्न च मत्सरात् ।**

**गृह्णतो भगवत्सत्त्वं स्थितिपालनतत्परः ॥४७॥**

लोके द्वेधा कोपो भवति, द्विष्टे वा, महत्युतकर्षासहनाद्वा । तदुभयं न प्रकृते, किन्तु शिक्षार्थमेव । सर्व एव भगवतो बालका इति ज्ञापयितुमखिलपदम् । तत्र

हेतुः गृह्णतो भगवत्सत्त्वमिति । गुणान्तरैरसंस्पृष्टसत्त्वम् । अन्यथा बाधितं स्यात् । सत्त्वस्य च महत्प्रयोजनमित्याह स्थितिपालनतत्पर इति । जगतो मर्यादापालनं चान्यथा न स्यात ॥४७॥

शरणागतिं प्रार्थयितुं नमस्यन्ति नमस्त इति ।

*श्लोकार्थ -४७ : ભગવાનનું સત્ય ધારણ કરનાર આપનો કોપ સર્વને શિખામણ આપવા હોય છે. દ્વેષથી હોતો નથી. અને ઈર્ષ્યાથી પણ હોતો નથી. તે મર્યાદાનું પાલન કરવામાં તત્પર હોય છે. (૪૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : લોકમાં બે પ્રકારે કોપ થાય છો. (૧) શત્રુ ઉપર દ્વેષથી (૨) પુરૂષો ઉપર ઈર્ષ્યાથી એમ ચાલું પ્રસંગમાં એ બંનેમાંથી એકપણ નથી. પરંતુ શિખામણ આપવા માટે જ કોપ કરેલો છે. બધાએ ભગવાનના બાળકો છે એમ જણાવવા માટે 'સર્વેને' શબ્દ યોજેલ છે. 'ભગવાનનું સત્વ ધારણ કરનારા' વિશેષણથી કહેલું છે. ભગવાનનું બીજા ગુણો સાથે નહિ ભળેલું 'દબાઈ ગયેલું હોય અને મર્યાદાનું પાલન કરવામાં તત્પર' શબ્દથી સત્વનું પ્રયોજન કહેલ છે. બીજા પ્રકારે ભગવાનનું સત્વ ધારણ કરેલું ન હોય તો જગતની મર્યાદાનું પાલન ન થાય. (૪૭)

નીચેના શ્લોકમાં શરણ જવાની પ્રાર્થના કરવા માટે નમન કરે છે.

**नमस्ते सर्वभूतात्मन्सर्वशक्तिधराव्यय ।**
**विश्वकर्मन्नमस्तेऽस्तु त्वां वयं शरणं गताः ॥४८॥**

नमनमात्रेणैव प्रसादयोगाय । सर्वभूतात्मन्निति । आत्मा स्वल्पेनापि तुष्यति । सर्वशक्तिधरत्यस्मदादितामसशक्तयोऽपि तवैव । अस्मदीयं सर्वं धर्माधर्मश्च भवानित्युक्तम । एवं सत्यस्मदीयदोषसम्बन्धः स्यादित्याशङ्क्याह अव्ययेति । किञ्च । एततपुरभङ्गे पुनरप्येतत्कर्तव्यं स्यादित्याशयेनाह विश्वकर्मान्निति । विश्वं कर्म यस्येति । अन्यदाप्यति क्रमाभावाय नमनं प्रार्थयन्ते नमस्तेऽस्त्विति । एवं प्रसन्नं विधायाहुः त्वां वयं शरणं गता इति ॥४८॥

तैः स्वाभिप्रायो ज्ञात इति प्रसन्नो जात इत्याह एवमिति।

श्लोकार्थ -४८ : હે સર્વ પ્રાણીઓના આત્મા ! આપને નમસ્કાર હે શક્તિઓને ધારણ કરનાર ! હે અવિનાશી હે વિશ્વ રચનાર ! આપને નમસ્કાર હો ! અમે આપને શરણ આવ્યા છીએ. (૪૮)

ભાવાર્થ, સુબોધિનીજી : માત્ર નમન કરવાથી કૃપા કરવા યોગ્યને નમસ્કાર. આત્મા થોડાથી પણ પ્રસન્ન થાય છે. હે સર્વ પ્રાણીઓના આત્મા ! એવું સંબોધન છે. અમારી તામસ્ શક્તિઓના આત્મા ! એવું સંબોધન છે. અમારી તામસ શક્તિઓ પણ આપતી જ છે. હે સર્વ શક્તિઓને ધરનારા ! એવું સંબોધન કરેલું છે.

અમારૂં બધું જ, ધર્મ અધર્મ બધું આપ જ છો. એમ હોય તો કૌરવોના દોષનો સંબંધ આપને થાય? એવી શકામાં હે અવિનાશી ! એમ કહેલું છે. વળી આ શહેરનો નાશ થતાં ફરીથી આ કરવાનું થશે. એવા અભિપ્રાયથી 'હે વિશ્વ રજનાર' એવું સંબોધન કરેલું છે. વિશ્વ છે કાર્ય જેમનું તેવા આપ છો. આપને નમસ્કાર હો' શબ્દથી નમન કરવાની પ્રાર્થના કરે છે. અમે આપને શરણે આવ્યા છો. એમ કહે છે. (૪૮)

તેઓએ પોતાનો અભિપ્રાય જાણ્યો તેથી બલભદ્ર પ્રસન્ન થયા તે નીચેના શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच - एवं प्रपन्नैः संविग्नैर्वेपमानायनैर्बलः ।**
**प्रसादितः प्रसन्नोऽसौ मा भैष्टेत्यभयं ददौ ॥४९॥**

प्रपत्तिः प्रतीकारः । संविग्ना मनसि पूर्वधर्मरहिताः वेपमानमयनं स्थानं गृहं शरीरं च येषामिति भये हेतुः । शरीरे च गर्वाभाव उक्तः । अतस्त्रेधोत्तमधर्मवद्भिः प्रसादितः प्रसन्नो जातः प्रसादकार्यं कृतवानित्याह मा भैष्टेत्यभयं ददाविति । वाचा सह कायिकमकृत्वा मानसमभयं ददौ ॥४९॥

भयात्कन्यासमर्पणं वारयितुं पारिबर्हदानमाह दुर्योधन इति ।

શ્લોકાર્થ -૪૯ : એવી રીતે શરણે આવેલા, ભય પામેલા અને જેમમનું સ્થાન હાલતું હતું. તેવાઓએ પ્રસન્ન કરેલા તે બલભદ્ર પ્રસન્ન થયા. અને

'ભય ન પામો' એમ તેમણે અમોને અભય આપ્યું. (૪૯)

ભાવાર્થ, સુબોધિનીજી : શરણે આવવું એ પ્રસન્ન કરવાનો ઉપાય છે. 'ભય પામેલા' એટલે મનમાં અહંકાર વિનાના હાલતું હતું સ્થાન ઘર અને શરીર જેઓનું એ વિશેષણથી ભય પામવાનું કારણ, શરીરમાં ગર્વ ન હતો એમ કહેલું છે. ભલભદ્ર પ્રસન્ન પામ્યા તેમને પ્રસન્નતાનું કાર્ય કર્યું એમ' ભય ન પામો' એમ 'અભય આપ્યું' શબ્દોથી કહેલું છે. વાણીથી સાથે કાયાનું કાર્ય કર્યા વિના માનસીક અભય આપ્યું. (૪૯)

ભયને લીધે કન્યાઆપની ન હતી એમ જણાવવા નીચેના શ્લોકમાં દાયજો' આપ્યાનું કહે છે.

**दुर्योधनः पारिबर्हं कुञ्जरान्षष्टिहायनान् ।**
**ददौ च द्वादशशतान्ययुतानि तुरङ्गमान् ॥५०॥**

षष्टिहायनाःपूर्णसंवत्सराः सहस्रं शतद्वयं च गजा द्वादशैवायुतानि तुरङ्गमाः ॥५०॥

શ્લોકાર્થ -૫૦ : દુર્યોધને સાઠ વર્ષના બારસો હાથીઓ અને બાર અયુત (૧૨,૦૦૦) ઘોડાઓને દાયજામાં આપ્યાં(૫૦)

ભાવાર્થ, સુબોધિનીજી : સાઠ વર્ષના એટલે પુરા સંવત્સર જીવેલા એક હજાર અને બસો હાથીઓ અને બારજ અયુત (૧૨* ૧૦,૦૦૦) ઘોડાઓ આપ્યા.(૫૦)

**रथानां षट्सहस्राणि रौक्माणां सूर्यवर्चसाम्।**
**दासीनां निष्ककण्ठीनां सहस्रं दुहितृवत्सलः ॥५१॥**

रुक्मसम्बद्धानां रथानामिति । बलप्रीतिः सूचिता । सूर्यवर्चसा सर्वलोकप्रसिद्धानाम् । मासाः संवत्सरा ऋतवश्च शतादिसङ्ख्यया प्रीणिता इति कालस्त्रेधा सन्तोषितः साम्बश्च महादेवावतारः, बलश्च, तथा क्रोधश्च त्रयोऽपि प्रीणिताः। अम्बां प्रीणयति दासीनामिति सहस्रेण । दुहितृवत्सल इति । दाने तस्याभिप्रायः अदाने कदाचिते दुहितरि कोपं कुर्युरिति ॥५१॥

तेषां प्रणिपत्तिमुक्त्वा बलभद्रस्य तदङ्गीकारमाह प्रतिगृह्येति।

શ્લોકાર્થ -૫૧ : પુત્રી ઉપર પ્રેમવાળાએ તેણે સુવર્ણના સૂર્ય જેવા તેજસ્વી છ હજાર રથો અને સુર્વણની કંઠીઓવાળી એક હજાર દાસીઓ દાયજામાં આપી. (૫૧)

ભાવાર્થ, સુબોધિનીજી : સુર્વણના સંબંધવાળા બનેલા રથો આપ્યા. આ રથો 'સૂર્યના જેવા તેજસ્વી' હોઈ લોકમાં પ્રસિદ્ધ હતા. મહિનાઓ, વર્ષો અને ઋતુઓ સેંકડા વિગેરેથી સંખ્યાથી પ્રસન્ન કરી એમ કાલને ત્રણ પ્રકારે સંતોષ આપ્યો. મહાદેવનો અવતાર સાંબ બલભદ્ર અને ક્રોધને ત્રાણેવને પ્રસન્ન કર્યો. એક હજાર દાસીઓથી પાર્વતીને પ્રસન્ન કર્યાનું કહેલું છે. 'પુત્રી ઉપર પ્રેમવાળાએ' શબ્દથી દાન કર્યાનું કહેલું છે. 'પુત્રી ઉપર પ્રેમવાળએ' શબ્દથી દાન કરવામાં આવે તો કદાચ યાદવો પુત્રી ઉપર કોપ કરે. (૫૧)

તેઓનો પ્રણિપાત કરીને નીચેના શ્લોકમાં બલભદ્રે તે અંગિકાર કર્યાનું કહે છે.

**प्रतिगृह्य तु तत्सर्वं भगवान्सात्त्वतर्षभः।**

**ससुतः सस्नुषः प्रायात्सुहृद्भिरनुमोदितः।।५२।।**

दानाभिनन्दनार्थं प्रतिग्रहपदम् । अभयं स्वयं दत्तवान्, स्वयं च तद्दत्तं गृहीतवान्। तत्सर्वमिति। असङ्कोचात् शुद्धभावः तस्य स्थापितः तत्र हेतुर्न दानम्, किन्तु स्वपक्षे भगवान्, तत्पक्षे सात्त्वतर्षभ इति । भक्तानां स्वामी । अन्यजीवाः सापराधा एव भवन्तीति तथाविधस्यानङ्गीकारे भक्तिमार्ग भक्तिमार्ग उत्सन्नः स्यात् । स्वस्य तद्ग्रहणं वारयति ससुतः सस्नुष इति । सुहृद्भिरनुमोदित इति । पराक्रमेण वैषम्याभाव उक्तः ।।५२।।

बलभद्रचरित्रस्य प्रत्यापत्तिमाह ततः प्रविष्ट इति ।

શ્લોકાર્થ -૫૨ : વૈષ્ણવોના સ્વામી ભગવાન તો તે સર્વ ગ્રહણ કરીને, મિત્રોનું અનુમોદન પામી પુત્ર સાથે અને પુત્રવધૂ સાથે દ્વારકા ગયા. (૫૨)

ભાવાર્થ, સુબોધિનીજી : દાનની પ્રસંદગી દર્શાવ્યા તે ગ્રહણ કર્યાનું કહીને તેઓને તેઓએ અભય આપ્યું. તે તેઓએ ગ્રહણ કર્યું. 'તે સર્વ' શબ્દથી સંકોચ

ન રહેવાથી બલભદ્રની શુદ્ધ પ્રીતિ સિદ્ધ કરેલી છે. તે પ્રીતિ થવાનું કારણ દાન ન હતું. પરંતુ પોતાની બાજુએ 'ભગવાન' અને તેઓની બાજુએ 'વૈષ્ણવોના સ્વામી' હોવાનું હતું. તે ભક્તોના સ્વામી છે. બીજા જીવો અપરાધી જ હોય છે. તેથી તેઓનો અંગિકાર કરવામાં ન આવે તો ભક્તિમાર્ગનો નાશ થાય. બલભદ્રે તે 'દાયજો' લીધો ન હતો એમ 'પુત્ર સાથે અને પુત્રવધૂ સાથે' શબ્દોથી કહેલું છે. 'મિત્રોનું અનુમોદન પામી' શબ્દથી એમ કહેલું છે કે પરાક્રમથી વૈર થયું ન હતું. (૫૨)

બલભદ્રમાં આવેશ કરી રહેલું ચરિત્ર ભગવાનમાં પાછું આવ્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

**ततः प्रविष्टः स्वपुरीं हलायुधः समेत्य बन्धूननुरक्तचेतसः।**
**शशंस सर्वं यदुपुङ्गवानां मध्ये सभायां कुरुषु स्वचेष्टितम् ॥५३॥**

अन्यथा 'नन्दव्रजं गत' इतिवत् भगवतः किञ्चित्कर्तव्यशङ्का स्यात् । स्वपुरीं द्वारकाम् । निर्विचारप्रवेशार्थमुक्तम् । हलायुध इति विचाराभावः । सर्वान् ज्ञापयित्वा समलङ्कृते पुरे प्रवेष्टव्यम् । विवाहे विरोधो वा न कर्तव्यः, मैत्री वेति उभयकरणाद्विचाराभावः । ततः पुरप्रवेशानन्तरं बन्धून् समेत्य । असम्मत्यभावायानुरक्तचेतस इति । स्वपौरुषं च स्वयमेवाक्तवान् । तन्निमित्तं च स्वचेष्टितं नगराकर्षणम् ॥५३॥

तस्य चरित्रस्य सर्वलोकप्रसिद्धत्वमाह अद्यापीति ।

<u>શ્લોકાર્થ -૫૩ :</u> *પછી પ્રેમયુક્ત ચિત્તવાળા બંધુઓને મળીને પોતાના નગરમાં પ્રવેશ કરેલા હલાયુધે સભામાં ઉત્તમ યાદવોની મધ્યમાં કૌરવો પ્રતિ પોતે કરેલું કાર્ય બધું કહ્યું. (૫૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'પોતાના નગરમાં' એટલે દ્વારકામાં બલભદ્રે વિચાર કર્યા વગર પ્રવેશ કર્યો એમ જણાવવા 'હલાયુધે' શબ્દ યોજેલ છે. સર્વને પોતે આવ્યાનું જણાવીને સારી રીતે શણગારેલા નગરમાં પ્રવેશ કરવો જોઈએ તેમ ન કર્યું અને વિવાહના પ્રસંગે કજીઓ અથવા મૈત્રી કરવાં ન જોઈએ તે બંને કર્યાં. વિચાર કરેલ નહિ હોવાથી નગરમાં પ્રવેશ કર્યા પછી બંધુઓને મળ્યા.

તેમાં બંધુઓની અનુમતિ ન હોવાનું બનેલ નહિ અમે જણાવવા 'પ્રેમયુક્ત ચિત્તવાળા' વિશેષણ યોજેલું છે. તેમને મળ્યા અને પોતાનું પરાક્રમ અને તે સમયે નગરને ખેંચવારૂપ કાર્ય કર્યું તે કહ્યું. (૫૩)

તે ચરિત્ર સર્વ લોકમાં પ્રસિદ્ધ થયું એમ નીચેના શ્લોકથી કહે છે.

**अद्यापि च पुरं ह्येतत्सूचयद्रामविक्रमम् ।**
**समुन्नतं दक्षिणतो गङ्गायामनु दृश्यते।।५४।।**

एतत् हस्तिनपुरम् । गङ्गायां गङ्गासमीपे गङ्गामध्य इव वा । तस्य सहजरूपं तन्न भवतीत्याह सूचयद्रामविक्रममिति । अतो दक्षिणतः समुन्नतं कूलस्थानम्। कूलप्रदेश एवोन्नतो भवति, नत्वपरः । इदं तु विपरीतमिति रामपराक्रमस्य सूचकं भवति । इदानीं तु तन्नगरं पतितम्, गङ्गायां पतितमिति ज्ञातव्यम् । 'गजाह्वये हृते नद्या' द्वादशे वक्ष्यति । अतो न दर्शनविरोधः शङ्कनीयः । भागवतकथनसमये तु दृश्यत एव ।।५४।।

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे एकोनविंशोऽध्यायः

<u>શ્લોકાર્થ -૫૪ :</u> *અને હજી પણ આ નગર બલભદ્રનું પરાક્રમ સૂચવતું ગંગાના કાંઠે કાંઠે દક્ષિણ તરફથી ઘણું ઉંચુ જોવામાં આવે છે.(૫૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'આ' એટલે હસ્તિનાપુર ગંગાની પાસે એટલે ગંગાની વચ્ચે જણાય છે. તે તેનું કુદરતી રૂપ નથી. દક્ષિણ તરફથી ઘણું ઉચ્ચું કાંઠાનું સ્થાન છે પણ બીજો પ્રદેશ ઉંચો હોતો નથી. 'હસ્તિ' નામનું નદીથી તણાઇ જતાં એમ બારમામાં કહેશે. શુકદેવજીએ ભાગવતની કથા કહી ત્યારે દેખાતું જ હતું.

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૧૯ મો
સાત્વિક પ્રમેય પ્રકરણ
સંપૂર્ણ"



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।
## (दशम-उतरार्ध-सात्त्विक-प्रमेय-प्रकरणम् ।)

## विंशोऽध्याय : ।

सात्त्विकानां निरोधे तु मुख्यो नारद ईरितः।
अतस्तस्यापि वक्तव्यं पूर्वबुद्धेर्निवारणम्।।१।।
भक्तिमार्गानुरोधस्य पृथक्त्वं स्यायतः स्फुटम् ।
विंशे नारदद्दष्टानां कृष्णानां चरितं महत् ।।२।।
अलौकिकत्वसिद्ध्यर्थं निरोधे विनिरूप्यते ।
प्रकीर्णके प्रकरणे न सङ्गतिरिहोच्यते।।३।।
तथापि साम्बकथने समायातस्तथाकरोत्।
भ्रान्त्यभावाय भगवान् बोधयामास ताद्दशम् ।।४।।
निरोधस्तेन संसिद्धः सात्त्विकानामतः परम्।

# દશમ સ્કંદ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ
## "સાત્ત્વિક પ્રમેય પ્રકરણ"
## અધ્યાય વીસમો




<u>કારિકાઓ :</u>

<u>કારિકા-૧ :</u> સાત્વિકોના નિરોધમાં તો નારદ મુખ્ય કહેવાયેલા છે. તેથી તેની પણ પહેલાંની બુદ્ધિને અટકાવવાનું કહેવું જોઈએ. જેથી ભક્તિમાર્ગને અનુકુલ હોય. તેના સંબંધમાં પણ ભક્તિ અને નિરોધનું જુદાપણું સ્પષ્ટ થાય.(૧)

<u>કારિકા-૨ :</u> વીસમા અધ્યાયમાં નારદે દર્શન કરેલ શ્રીકૃષ્ણનાં ઉત્તમ ચરિત્રનું અલૌકિકપણું સિદ્ધ થાય તે માટે નિરોધમાં નિરૂપણ કરવામાં આવે છે.(૨)

<u>કારિકા-૩ :</u> છુટ્ટાં છવાયાં પ્રકરણમાં અહીં સંગતિ કહેલી નથી. છતાં પણ સાંબનો વૃત્તાંત કહેવા આવેલાએ તે પ્રમાણે કર્યું.(૩)

<u>કારિકા-૪:</u> ભ્રાંતિ ન થાય તે માટે ભગવાને તેવા નારદને બોધ આપ્યો તેથી અહીંથી સાત્વિકોનો નિરોધ સિદ્ધ થયો.(૪)

पूर्वाध्याये साम्बवृत्तज्ञापनार्थं समागतो नारदः शास्त्रदृष्ट्या निर्दोषपूर्णगुणविग्रहो भगवानिति, लोके च पुत्रं हत्वा तदवरोधात् बह्व्यः स्त्रियः समानीता इति शास्त्रलोकविरोधमाशङ्क्य, तं विरोधं स्वदृष्ट्या साधयन् पश्चादन्यतरनिर्धारं करिष्यन् स्वयं द्रष्टुं प्रवृत्त इत्याह नरकं निहतं श्रुत्वेति ।

श्रीशुक उवाच - **नरकं निहतं श्रुत्वा तथोद्वाहं च योषिताम् ।**
**कृष्णेनैकेन बह्वीनां तद्दिदृक्षुः स्म नारदः ॥१॥**

केचित्तु इतःप्रभृति सात्त्विकप्रकरमाहुः त्रयस्त्रिंशदध्यायैः पूर्व इति च । तत्र नारदः सात्त्विकेषु मुख्य इति स निरूप्य इति। तत्रैवैकादशैकैकादशभिः तेषामवान्तरप्रकरणव्यवस्था । सात्त्विकास्तु द्विविधा एव सकामनिष्कामभेदेनेति । तेषां मते दशेन्द्रियाणि अन्तःकरणं च निरुध्यत इति निरोधसिद्धिः । एतन्मतमवष्टभ्यास्माभिर्निबन्धे निरूपितं

लक्ष्मणाहरणशवधीति । एतावता स्त्रियः समाप्ताः । तासु भोगो भगवत्कृतः शास्त्रविरोधान्न मन्तव्य इति प्रामाण्यार्थं नारददृष्टिरनुवर्ण्यते । नारदो हि भगवदीयशास्त्रेषु अक्लिष्टचरित्राण्येव श्रुतवानिति नरकवधादिकं न पूर्वं श्रुतवान् । यद्यपि नरकवधमात्रं पूर्वसिद्धम्, तथापि तदवरोधाद्विवाहः साम्प्रतमेव श्रुत इति स विचारणीयः। इदं चरित्रं न पूर्वं ऋषिभिर्विचारितम् । अतः परं सहस्रेष्वपि चरित्रेषु मीमांसितमेव चरित्रं विचार्यते । अत एव जाता लौकिकदृष्टिर्भगवतैवाग्रे निवारणीया । यदैव नरको हतः, तदैव तेनैव प्रकमेण योषितामुद्वाहश्च श्रुतः । एकस्मिन् क्षणे नानागारेषु विद्यमानानां एकेन कृष्णेन, तत्र यद्यपि रूपभेदः स्पष्ट एव, 'उरुरूप' इति वाक्यात् । तथा सति अवातरान्तरन्यायेन भिन्नावतारत्वं स्यात् । ततः कृष्णेनैव विवाहिता न भवेयुः । न हि सर्वास्ता देवकीपुत्रवध्वो भवन्ति । तस्यैवानन्तरूपत्वं तु पूर्वावतारेषु न सिद्धमिति वैमर्शः कर्तुमुचितः । वाक्योक्तं तु युक्त्या बाधितुं शक्यते, न तु दृष्टम्। 'न हि दृष्टे अनुपपन्नं नामे'ति । बह्वीनामेकेन कृष्णेन उद्वाहो विचित्रमिति तद्दिदृक्षुर्नारदो जात इत्यर्थः ॥१॥

ननु भगवच्चरित्रे किमिदमाश्चर्यम्, यतो नारदस्यापि दिदृक्षेत्याशङ्क्य, वैचित्र्यमुपपादयति चित्रमिति ।

ગયા અધ્યાયમાં સાંબનો વૃતાંત જણાવવા આવેલા નારદને શાસ્ત્રની દષ્ટિ પ્રમાણે ભગવાન દોષવિનાના અને પૂર્ણ ગુણવાળા દેહવાળા છે અને લોકમાં પુત્રને હણીને તેના જનાનામાંથી ઘણી સ્ત્રીઓને લઈ આવ્યા એવો શાસ્ત્ર અને લોકમાં વિરોધ હોવાની શંકા થતાં તે વિરોધ પોતાની દષ્ટિથી સિદ્ધ કરવા અને ગૃહસ્થાશ્રમ જોવાની પ્રવૃતિ કરી.

હવે તે નીચેના શ્લોકથી કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *નરકને હણાયેલો તે જ શ્રીકૃષ્ણે ઘણી સ્ત્રીઓ સાથે વિવાહ કર્યાનું સાંભળીને નારદ તે જોવાની ઈચ્છાવાળો થયો.(૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કેટલાંક તો અહીં સુધીનું તેત્રીસ અધ્યાયોનું

સાત્વિક પ્રકરણ હોવાનું કહે છે. કારણ કે સાત્વિકોમાં નારદ મુખ્ય હોવાથી ત્યાં તેનું નિરૂપણ કરવા યોગ્ય છે. તેમાં જ અગિઆર અગિયાર અધ્યાયોથી તેઓના પેટા પ્રકરણની વ્યવસ્થા કરેલી છે.

કામવિનાના અને કામવાળા એવા બે પ્રકારના સાત્વિકો છે. તેઓના મત પ્રમાણે દશ ઈંદ્રિયો અને અન્તઃકરણનો નિરોધ કરવામાં આવે તેવી રીતે નિરોધ થાય છે. એમના મતનું અવષ્ટભન કરીને (સાત્વિક પ્રકરણ) લક્ષ્મણાનું હરણ થયું ત્યાં સુધીનું છે એમ અમે નિબંધમાં કહેવું છે. આટલાથી સ્ત્રીઓનો નિરોધ પુરો થયો. તેઓનો ભગવાને કરેલો ભોગ શાસ્ત્રના વિરોધને લીધે માનવો ન જોઈએ એવો વિચાર થાય તેથી તે સત્ય છે એમ જણાવવા માટે નારદે જોયાનું વર્ણન કરે છે. નારદે ભગવાનના કલેશ વિનાનાં ચરિત્રો જ સાંભળેલા તેથી પહેલાં કરેલા નરકાસૂર વધ વિગેરે સાંભળેલ નહિ. જોકે તે પહેલાં જાણેલું છતાં પણ તેના જનાનામાંથી લાવેલ સ્ત્રીઓ સાથે વિવાહ થવાનું હમણાંજ સાંભળેલું તેથી તે વિવાહ વિચારવા યોગ્ય જણાયો. પહેલાં ઋષિઓએ આ વિચાર કરેલો નહિ. તેથી હવે પછી હજારો ચરિત્રોમાંથી પણ જે ચરિત્રોનો વિચાર કરવાની ઈચ્છા થાય તેનો જ વિચાર કરવામાં આવે છે. તેથી નારદને જે લૌકિક દષ્ટિ થઈ તે ભવિષ્યમાં ભગવાને જ અટકાવવી રહી. જયારે ભગવાને નરકને હણ્યો ત્યારે તે જ કાર્યથી સ્ત્રીઓ સાથેનો વિવાહ પણ સાંભળ્યો. જુદાજુદા મકાનોમાં રહેલી સ્ત્રીઓ સાથે એક ક્ષણે શ્રીકૃષ્ણ વિવાહ કર્યાનું સાંભળ્યું. જો કે 'ઘણા રૂપવાળા' એવું વાક્ય હોવાથી શ્રીકૃષ્ણના જુદાજુદા રૂપો સ્પષ્ટ જ હતાં. અને તેમ હોવાથી બીજા અવતારોના નિયમ મુજબ જુદા જુદા અવતાર ગણાય તેથી શ્રીકૃષ્ણ જ તેમની સાથે વિવાહ કરેલા ન થાય.અને તે બધી દેવકીના પુત્રની વહુઓ ન થાય. તેમના એકના જ અનંત રૂપો હોવાથી તે પહેલાના અવતારોમાં આવું થયું નથી. તેથી વિચાર કરવો યોગ્ય જ છે. વાકયમાં જે કહ્યું હોય તે તો તર્કથી ખોટુ કરાવી શકાય પરંતુ જે જોવામાં આવેલ છે તે ખોટુ ઠરાવી શકાય નહિ એ નિયમ મુજબ એક શ્રીકૃષ્ણ ઘણી સ્ત્રીઓ સાથે વિવાહ કર્યો એ આશ્ચર્યકારક હોવાથી નારદ તે જોવાની ઈચ્છાવાળો થયો.(૧)

ભગવાનના ચરિત્રમાં આ શું આશ્ચર્ય છે.? જેથી નારદને જોવાની ઇચ્છા થઇ? એવી શંકામાં નીચેના શ્લોકમાં આશ્ચર્ય હોવાનું ઘટાવે છે.

**चित्रं बत तदैकेन वपुषा युगपत्पृथक् ।**
**गृहेषु व्यष्टसाहस्त्रं स्त्रिय एक उदावहत् ॥२॥**



बत इति हर्षे । तदा सर्वत्रैव स्थिता भक्ता भगवता अनुग्राह्या इति न क्वापि गमनक्लेश इति । एकेन वपुषेति । वपुषो ब्रह्मवदचिन्त्यैश्वर्यं न शास्त्रसिद्धम् । वपुर्भेदे तु कृष्णपत्नीत्वं तासु न स्यात् । अतो वपुषो ब्रह्मधर्मत्वं वा अवपुष्ट्वं वा कल्पनीयं स्यात् । तत्रावपुष्ट्वे लौकिकधर्मसम्बन्धो न युक्तः । ब्रह्मधर्मत्वे तु वैलक्षण्यमावश्यकम् । ब्रह्मणोऽप्येकत्र यो धर्मः, स नान्यत्रेति । लाके तथा दर्शनात् । नारदश्च सूक्ष्मदर्शी । तत उभयमपि अनुपपन्नमिति चित्रम् । युगपदेकस्मिन् काले एकेन वपुषा करणेन पृथक् पृथक् गृहेषु स्थिताः व्यष्टसहस्त्रसङ्ख्या व्याप्ताः । कलातासां योगजधर्मो निवारितः, येनैकत्र जातो दृश्येत । आकाशवत्परिच्छेदभेदेन मायावदयथात्वेन वा विवाहपक्षं व्यावर्तयति एक इति । उद्वाहश्च यावदवतारं परिपालनीय इति न प्रदर्शनमात्रपरत्वम्॥२॥

अतो हेतोरुत्सुको जात इत्याह इत्युत्सुको द्वारवतीमिति।

*<u>શ્લોકાર્થ -૨ :</u> અહો! એક સમયે એક એક શ્રીકૃષ્ણે એક દેહથી જુદાજુદા ઘરોમાં સોળ હજાર સ્ત્રીઓ સાથે એક સાથે વિવાહ કર્યો એ આશ્ચર્ય છે.(૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એટલે અહો ! એ શબ્દ હર્ષ બતાવવા યોજેલ છે. તે સમયે બધાએ સ્થળે રહેલા ભક્તોએ ભગવાન કૃપા કરવાના હતા. તેથી કયાંય જવાનો શ્રમ તેમને થવાનો ન હતો. 'એક દેહથી' શબ્દથી એમ કહેલું છે કે બ્રહ્મની પેઠે દેહ ચિંતન ન થઇ શકે એવા ઐશ્વર્યવાળો હોવાથી શાસ્ત્રમાં પ્રસિદ્ધ નથી. જુદાજુદા દેહો હોય તો તેઓ શ્રીકૃષ્ણની પત્નીઓ ન થાય તેથી દેહ બ્રહ્મનો ગુણ હોવાથી અથવા દેહ નહિ હોવાથી કલ્પના કરવી જોઇએ. તે પૈકી દેહ ન હોય તો લૌકિક ધર્મનો સંબંધ ન થાય. બ્રહ્મનો ગુણ હોય તો ભેદ અવશ્ય હોવો જોઇએ. કારણ કે બ્રહ્મનો પણ જે ગુણ એક સ્થળે

હોય છે તે બીજે સ્થળે હોતો નથી. કેમ કે લોકમાં તે મુજબ જોવામાં આવે છે. વળી નારદ સૂક્ષ્મ દષ્ટિવાળો છે. તેથી બંને કલ્પનાઓ અયોગ્ય હોવાથી આશ્ચર્ય થાય છે. એક સમયે એક સાથે એક દેહરૂપ સાધનથી જુદાજુદા ઘરોમાં રહેલી સોળ હજાર સંખ્યાએ પહોંચેલી સ્ત્રીઓ સાથે વિવાહ કર્યો.

કલાઓની પેઠે તેઓ અનંત હતી એવા મત પ્રમાણે પણ નક્કિ કરેલી સંખ્યા અનંત નહિ હોવાથી તેઓ સોળ હજાર હોવાથી આશ્ચર્ય છે જ. 'સ્ત્રીઓ' શબ્દથી એમ કહેવું છે કે યોગથી પ્રાપ્ત થતો ગુણ તેઓમાં ન હતો કે જેથી એક સ્થળે રહેવા ભગવાનના તેમને દર્શન થાય. આકાશની પેઠે જુદી જુદી દેહની હદ વડે અથવા માયાવાળા અસત્ય દેહથી વિવાહ કર્યા હશે એવા મત 'એક શ્રીકૃષ્ણે' શબ્દ ખોટો ઠરાવે છે. વળી અવતાર ચાલે ત્યાંસુધી વિવાહનું પરિપાલન કરવાનું હોવાથી તે માત્ર દેખાડવા માટે કરવામાં આવતો નથી. (૨)

તે કારણથી નારદ તે જોવાને તીવ્ર ઈચ્છાવાળો થયો એમ નીચેના શ્લોકથી કહે છે.

**इत्युत्सुको द्वारवतीं देवर्षिर्द्रष्टुमागमत्।**
**पुष्पितोपवनारामद्विजालिकुलनादिताम् ॥३॥**

स हि देवगुह्यमपि जानाति । अतो देवर्षिः देवानामपि मन्त्रद्रष्टा। अयं हि गुप्तार्थोपदेष्टा । अतो द्रष्टुमागमत् । नारदस्य द्वारकायां लौकिकबुद्धिसिद्ध्यर्थं तां वर्णयति पुष्पितोपवनामिति सार्धैस्त्रिभिः। पुष्पितान्युपवनानि तेषु ये आरामाः क्रीडास्थानानि तेषु द्विजानामलीनां च यानि कुलानि अवान्तरजातिभेदाः । तैर्नादितां तच्छब्दप्रचुरामिति सहजो मधुरः शब्दस्तत्रत्यो निरूपितः ॥३॥

द्वारका वनजलस्थलरूपा त्रिविधा भवति, तत्र वनरूपा निरूपिता, जलरूपां निरूपयति उत्फुल्लेति ।

<u>શ્લોકાર્થ - ૩ :</u> તેથી જોવાનીચ તીવ્ર ઈચ્છાવાળા દેવર્ષિ નારદ દ્વારકા જોવા આવ્યા. જે ખીલેલા પુષ્પોવાળી વાડીઓમાંના વિસામાઓમાં રહેલા પક્ષીઓનાં

*તથા ભમરાઓના ફુલોથી ગજાવેલી હતાં.(૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> તે નારદ દેવોની છુપી વાત પણ જાણતો.તેથી તે દેવોનો સલાહકાર હતો. કારણ કે આ છુપી વાતોનો ઉપદેશ કરનાર હતો. તેથી જોવા આવ્યો. નારદની દ્વારકાંમાં લૌકિક બુદ્ધિ હતી એમ સિદ્ધ થાય તે માટે ઉત્તરાર્ધથી આરંભી સાડાત્રણ શ્લોકથી દ્વારકાનું વર્ણન છે. ખીલેલા પુષ્પોવાળી વાડીઓ તેમાં વિસામાના સ્થાનોમાં રમતના સ્થાનો. તેમાં રહેલાં પક્ષીઓનાં અને ભમરાઓનાં જે જુદાજુદા સમુહો તેનાથી ગજાવેલી એટલે તેમના અવાજો જેમાં ઘણા હતા તેવી દ્વારકા હતી. એવી રીતે ત્યાં મધુર શબ્દનું વર્ણન કરેલું છે.

દ્વારકા, વન, જલ અને સ્થલ એમ ત્રણ પ્રકારની હતી. તે પૈકી વનપ્રકારની વર્ણવી હવે જલ પ્રકારનીનું વર્ણન નીચેના શ્લોકથી કહે છે.(૩)

**उत्फुल्लेन्दीवराम्भोजकल्हारकुमुदोत्पलैः ।**
**छुरितेषु सरस्सूच्चैः कूजितां हंससारसैः ॥४॥**

उत्फुल्लानीन्दीवरादीनि यानि पञ्चविधानि पुष्पाणि तैरछुरितेषु व्याप्तेषु सरस्सु हंसैः सारसैः तत्र कूजद्भिर्जुष्टामित्यग्रेण सम्बन्धः ॥४॥

भूमिरूपां वर्णयति प्रासादलक्षैरिति ।

<u>*શ્લોકાર્થ -૪ :*</u> *પૂર્ણ ખીલેલાં ઈન્દીવર કમલ, કલ્હાર, કુમુદ અને ઉત્પલ પુષ્પોથી ભરપુર સરોવરોમાં હંસ અને સારસોના મોટા અવાજવાળી દ્વારકા હતી. (૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> પૂર્ણ ખીલેલાં ઈન્દીવર વિગેરે જે પાંચ પ્રકારનાં પુષ્પો તેમનાથી ભરપુર સરોવરોમાં, તે સ્થળે અવાજો કરતા હંસો અને સારસો જેમાં હતા. એમ આગલા શ્લોક સાથે સંબંધ છે.(૪)

નીચેના શ્લોકથી ભૂમીરૂપ દ્વારકાનું વર્ણન કરે છે.

**प्रासादलक्षैर्नवभिर्जुष्टां स्फाटिकराजतैः।**
**महामरकतप्रख्यैः स्वर्णरत्नपरिच्छदैः॥५॥**

नवलक्षप्रासादाः महतां गृहाः । स्फटिकमयाः रजतमयाश्च भित्तिस्तम्भभेदेन । राजताः स्तम्भाः महामरकतनिर्मिता भूः तया प्रख्याः प्रसिद्धाः प्रासादाः । स्वर्णरत्नमयानि परिच्छदानि येषु । यथा गृहे दारुमयानि, तथा स्वर्णमयानि, यथा शिलामयानि, तथा रत्नानि । गृहोपकरणशन्यपि परिच्छदानीत्युच्यन्ते । तथाप्यनवसरत्वान तानि ग्राह्याणि ॥५॥

एवं पुरीं बहिर्वर्णयित्वा अन्तस्तां वर्णयति विभक्तेति।

*શ્લોકાર્થ -૫ : મોટા મરકતવાળી ભૂમીને પ્રસિદ્ધ, સુર્વણ અને રત્નના ઢાંકણોવાળા, સ્ફટિકને રૂપાના બનાવેલા નવ લાખ મહેલો જેમાં હતાં તેવી દ્વારકા હતી. (૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : નવ લાખ મહેલો એટલે મોટા પુરૂષોના ઘરો, ભીતો અને થાભલાંના ભેદથી સ્ફટિક અને રૂપાના બનાવેલા હતા. મોટા મરકતથી બનાવેલી ભૂમી તેનાથી પ્રસિદ્ધ તે મહેલો હતાં. તેની અંદર સુર્વણ અને રત્નના ઢાંકણો હતા. જેમ ઘરનાં કાષ્ટના બનાવેલા ઢાંકણો હોય તેમ તે સુર્વણના બનાવેલાં હતાં. અને જેમ પત્થરના બનાવેલા હોય છે. તેમ રત્નોના બનાવેલા હતા. ઘરનો સરસામાન પણ એમ કહેવાય છે. છતાં પણ અહીં તેનો પ્રસંગ નહિ હોવાથી તે અર્થ લેવાનો નથી. (૫)

એ પ્રમાણે બહારથી બહારની નગરીનું વાર્ણન કરી નીચેના શ્લોકમાં તેનું અંદરનું વાર્ણન કરે છે.

**तस्यामन्तःपुरं श्रीमदर्चितं सर्वधिष्ण्यपैः।**
**हरेः स्वकौशलं यत्र त्वष्ट्रा कात्स्नर्येन दर्शितम् ॥६॥**

विभक्ताः पृथक् पृथक् कृता रथ्यादयः, न तु सङ्कीर्णाः रथ्या राजमार्गाः पन्थानः । चत्वरमङ्गणम् । आपणः पण्यवीथिका । गतिस्थानान्येतानि । स्थितिस्थानान्याह। शाला अन्नादिभोजनस्थानानि। सभा उपवेशनस्थानानि। ताभिः रुचिराम् । ऐहिकार्थं द्वयमेव । पारलौकिकार्थमाह सुरालयैश्च रुचिरा-

मिति। नैमित्तिकातिशयमाह संसिक्तेति । सम्यक् सिक्ताः मार्गादिदेहल्यन्ता यस्याम् । उपरिशोभामाह । पतत्पताकाध्वजैः वारितः आतपो यस्यामिति ॥६॥

सामान्यतो नगरीं वर्णयित्वा विशेषतो भगवद्गृहं वर्णयति, नारदद्दष्टम्।

શ્લોકાર્થ -૬ : છુટા છવાયેલા રાજમાર્ગો, રસ્તાઓ, ચત્વરો અને બજારોથી, ભંડારો અને સભાઓથી અને મંદીરોથી શોભતી, સારી રીતે સીંચાયેલા માર્ગો, આંગણાઓ, શેરીઓ, ઉંબરાઓવાળી, ઉડતી પતાકાઓ અને ધજાઓથી તડકાને રોકવામાં આવેલી દ્વારકા હતી. (૬)

ભાવાર્થ, સુબોધિનીજી : છુટા છુટા બનાવેલા રાજમાર્ગો હતા. પરંતુ ભેળસેળ થયેલા ન હતા. રાજમાર્ગો રસ્તાઓ આંગણુ, બજાર અને હરવા ફરવાના સ્થાનો હતાં. અન્ન વિગેરે રાખવાનાં ભંડારો અને બેઠકનાં સ્થાનોથી શોભતી હતી. આ લોકનાં પ્રયોજન માટે 'મંદિરોથી શોભતી' એમ કહેલું છે. 'સારી રીતે સીંચેલા' વિશેષણથી પ્રસંગે ઉત્તમપણું કહેલું છે. સારી રીતે સીંચેલા હતા માર્ગોથી આરંભી ઉંબરાઓ સુધીનો પ્રદેશો જેમાં હતા. તેવી દ્વારકા હતી. ઉડતી પતાકાઓ અને ધજાઓથી તડકો રોકવામાં આવતો હતો. જેમાં એમ ઉપરની શોભા કહેલી છે. સામાન્ય રીતે નગરીનું વર્ણન કરીને નીચેના શ્લોકથી નારદે જોયેલ ભગવાનના ગૃહનું વર્ણન કરે છે. નારદે આવા પ્રકારથી તે જોયું. કારણ કે એમ તે જુએ ત્યારે લૌકિક ઉત્તમપણું થાય તે તેણે ઈચ્છેલું ન હતું. લૌકિકપણું પ્રાપ્ત થાય અને તેમાં બુદ્ધિ સ્થિર થાય ત્યારે લૌકિકનો નિરોધ થાય એવા હેતુથી વર્ણન કરે છે. (૬)

**तस्यामन्तःपुरं श्रीमदर्चितं सर्वधिष्ण्यपैः ।**
**हरेः स्वकौशलं यत्र त्वष्ट्रा कार्त्स्न्येन दर्शितम्॥७॥**

एवं प्रकारेण नादरो द्दष्टवानिति । तदा लौकिकोत्कर्षः सम्पद्यते । तच्च तस्यानभिप्रेतमिति । सिद्धे हि लौकिकत्वे तत्र बुद्धिस्थैर्ये लौकिकस्य निरोधः सम्पद्यत इति।तस्यां द्वारकायाम्। हरेरन्तःपुरं श्रीमत्,स्वतः शोभायुक्तम्। अनेन वैकुण्ठातिरेकतत्र निरूपितः। लक्ष्मीस्थितिर्वा। अन्यत्रावतारेषु

अवतीर्णैव लक्ष्मीस्तिष्ठति, न मूलरूपेणेति । उपपत्त्या अन्तःपुरं श्रीमत्, स्वतः शोभायुक्तम् । अनेन वैकुण्ठातिरेकतत्र निरूपितः । लक्ष्मीस्थितिर्वा । अन्यत्रावतारेषु अवतीर्णैव लक्ष्मीस्तिष्ठति, न मूलरूपेणेति । उपपत्त्या अन्तःपुरं वर्णयति । सर्वधिष्ण्यपैरर्चितं स्वकौशलं त्वष्ट्राकात्स्र्येन प्रदर्शितमिति प्रकारद्वयेन । रत्नस्वर्णादयस्तु पुरे एव निरूपिताः न भगवदन्तःपुरे विशेषं सम्पादयन्ति । वक्तव्यश्च विशेषः । अतो भूमिष्ठाः पदार्थाः साधन-भावान्निरूपिताः । इन्द्रादयो हि धिष्ण्यपाः लोकपालाः । तेषामपि परम्परोपार्जितान्यतिदुर्लभानि रत्नादीनि पूजासाधनानि भवन्ति । तैरर्चितमिति । तन्निर्माणार्थं तैस्तानि दत्तानीत्येके, यतः अग्रे त्वष्ट्रा विश्वकर्मणा शिल्पाचार्येण हरेरर्थे स्वकौशलं प्रदर्शितम्, अतिनैपुण्येन निर्मि-तम् । रत्नानि इन्द्रादिभिर्दत्तानि, विश्वकर्मणा तु सम्यग्योजितानीत्यर्थः ॥७॥

एवं सामान्यतोऽन्तःपुरं वर्णयित्वा, तत्रस्थान् गृहान् प्रत्येकं वर्णयितुं विभागमुक्त्वैकं गृहं वर्णयति तत्र षोडशभिरिति ।

*<u>શ્લોકાર્થ -૭ :</u> તેની અંદર શોભતું, સર્વ લોકપાલે પૂજેલું હરિનું અન્તઃપુર હતું. જેની અંદર વિશ્વકર્માએ પોતાનું કૌશલ્ય સંપૂર્ણપણે દેખાડયું હતું.(૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'તેની' એટલે દ્વારકાંની અંદર હરિનું અન્તઃપુર પોતાની મેળે શોભતું હતું. આથી તેમાં વૈકુંઠથી ઉત્તમપણું જણાવ્યું અથવા બીજા અવતારોમાં અવતરેલી લક્ષ્મી જ પાસે રહે છે. મૂલરૂપથી રહેતી નથી. એવા તર્કથી લક્ષ્મીની સ્થિતિ કહી. 'સર્વ લોકપાલોએ પૂજેલું' જેની અંદર વિશ્વકર્માએ પોતાનું કૌશલ્ય સંપૂર્ણ રીતે દેખાડેલું હતું. એમ બે પ્રકારથી અન્તઃપુરનું વર્ણન કરે છે.

રત્ન અને સુવર્ણ એ શહેરમાંજ કહેલાં તે ભગવાનના અન્તઃપુરમાં ઉત્તમપણું કરાવી શકે નહિ અને ઉત્તમપણું કહેવા યોગ્ય છે. તેથી ભૂમી ઉપરના પદાર્થો સાધન તરીકે જણાવેલા છે. કારણ કે ઈંદ્ર વિગેરે લોકપાલો છે. તેમને પરંપરાથી પ્રાપ્ત થયેલાં રત્નો વિગેરે પુજાના સાધનરૂપ છે. તેવાથી અન્તઃપુર

પૂજાયેલું હતું. કેટલાક કહે છે કે આ લોકપાલોએ અન્તઃપુર બનાવવા તે રત્નો આપેલાં તેથી વિશ્વકર્માએ હરિ માટે કૌશલ્ય દર્શાવ્યું. ઘણી નિપુણતાથી અન્તઃપુર બનાવ્યું. ઇંદ્રે તો રત્નો આપેલા અને વિશ્વકર્માએ સારી રીતે તેમને અન્તઃપુરમાં ગોઠવ્યાં એવો અર્થ છે. (૭)

એમ સામાન્યપણે અન્તઃપુરનું વર્ણન કરીને નીચેના શ્લોકથી તેની અંદરના મકાનોનું વર્ણન કરે છે. એક મકાનનું વર્ણન કરે છે.



**तत्र षोडशाभिः सद्मसहस्त्रैः समलङ्कृतम् ।**
**विवेशैकतमं शौरेः पत्नीनां भवनं महत् ॥८॥**

ते गृहाः स्वतः प्रधानभूता अपि परस्परमेकस्यापि सर्वे शोभाजनका भवन्ति । समप्राधान्ये तु विशिष्टो रसो नोत्पद्यत इति यदेव गृहं निकटे स्थितम्, तत्रैव नारदस्य विशिष्टबुद्धिरुत्पन्नेति तत्र प्रविष्टः । एकमपि गृहं षोडशभिः सद्मसहस्त्रैः समलङ्कृतम् । ते च गृहाः पत्नीनामेव । तन्निकटे गतस्य तदेव गृहं महत्त्वेन भासत इति महदित्युक्तम्, न तु गृहेषु न्यूनाधिकभावोऽस्ति । तथा सति भगवतस्तत्र वैषम्यं स्यात् । सर्वत्र विवाह रमणपुत्रसम्पदां तुल्यत्वात् ॥८॥

अतस्तं वर्णयति स्थालीपुलाकन्यायेन विष्टब्धमिति ।

<u>શ્લોકાર્થ -૮ :</u> *ત્યાં શૌરીની પત્નીઓનાં સોળહજાર મકાનોથી શોભતા એક ઉત્તમ ભવનમાં તેણે પ્રવેશ કર્યો. (૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે મકાનો મુખ્ય હોવા છતાં બધાએ મકાનો એકમેકથી જુદા પડતાં હતાં. સરખાપણું હોય તો ઘણો રસ ઉત્પન્ન ન થાય તેથી તે ઘર નજીક હતું. તેમાં જ ઉત્તમપણાની બુદ્ધિ નારદની થઇ. એટલે તેણે તેમાં પ્રવેશ કર્યો. એક ઘર પણ સોળ હજાર મકાનોથી શોભતું હતું. તે મકાનો પત્નીઓનાં જ હતાં. તે 'ઉત્તમ' વિશેષણથી તે મકાનનું ઉત્તમ હોવાપણું જણાવેલ છે.તેમાં ભેદભાવ ન હતો. નહિ તો તેમાં ભગવાનનો પક્ષપાત થાય કારણ કે સર્વ સ્થળે વિવાહ, રમણ, પુત્રો અને સંપત્તિ સરખાં હતાં. (૮)

તેથી તે ચાર પુરૂષાર્થવાળું હતું એમ જણાવવા નીચેના શ્લોકથી ચાર

શ્લોકોથી તેનું સ્થાનીપુલાક ન્યાયથી વર્ણન કરે છે.

**विष्टब्धं विद्रुमैः स्तम्भैर्वैडूर्यफलकोत्तमैः।**
**इन्द्रनीलमयैः कुड्यैर्जगत्या चाहतत्विषा ।।९।।**

पुरुषार्थचतुष्टयसम्पन्नमिति ज्ञापयितुं चतुर्भिः। प्रवालास्तम्भौर्विष्टब्धं धृतम् । वैडूर्यनिर्मितफलकैस्तदाच्छन्नम् । अनेन स्तम्भा उपरिप्रसारितदारुरूपाश्च द्विविधा ज्ञातव्याः । उपरिफलकानामेव वैडूर्यमयत्वम् । स्थूलफलकाः स्तभेष्वेव विशालाः स्थापिताः । तत्रापि कट्यान्तर्गतस्तम्भानां तथात्वं वक्तव्यमिति धरणीस्तम्भाश्चात्र विद्रुममया ज्ञातव्याः । इन्द्रनीलमयैर्मणिभिः कुड्यानि । जगती भूमिः कुट्टिमा तत्रत्या । अलङ्कृतमिति सम्बध्यते । न सूर्यादिभिरहता त्विड्यस्याः तादृश्या जगत्यालकृतमिति ।।९।।

<u>શ્લોકાર્થ -૯:</u> *વૈદુર્યની ઉત્તમ શિલાઓવાળો, પરવાળાના થાંભલાઓના ટેકાવાળું, ઈંદ્ર નિલમણીથી બનાવેલી દિવાલોથી અને જેનું તેજ ઝાંખુ ન પડે તેવી ભૂમીથી શોભતાં ભવનમાં પ્રવેશ કર્યો.(૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : તે પરવાળાના થાંભલાઓના ટેકાવાળું હતું. અને વૈડૂર્યમણીની બનાવેલી શીલાઓથી ઢંકાયેલા હતાં. તેથી થાંભલાઓ સાદા અને ઉપર જડેલા લાકડાવાળા એવા બે પ્રકારનાં જાણતા ઉપર જડેલ શીલાઓ વૈડુર્યની હતી. જાડી જાડી શીલાઓ થાંભલાઓમાં જ ગોઠવેલી. અહીં જમીન ઉપરના થાંભલાઓ પરવાળાના બનાવેલા જણાતા.

દિવાલો ઈંદ્રમણિની બનાવેલી હતી. તે પ્રકારની જડેલી ભૂમિ, તેનાથી શોભતાં ભવનમાં પ્રવેશ કર્યો એવા સબંધો છે. (૯)

**वितानैर्निर्मितैस्त्वष्ट्रा मुक्तादामविलम्बिभिः।**
**दान्तैरासनपर्यङ्कैर्मण्युत्तमपरिष्कृतैः।।१०।।**

वितानैश्चन्द्रातपैस्त्वष्ट्रा निर्मितैरित्यद्भुतत्वम् । मुक्तादामानि विलम्बन्ते येष्विति। दन्तनिर्मितैरासनैः पर्यङ्कैश्चालङ्कृतम् । मण्युत्तमैर्मणिश्रेष्ठैरलङ्कृता

आसनपर्यङ्काः ॥१०॥

स्त्रियः पुरुषाश्च दासीदासरूपाः शोभायामवश्यं वक्तव्या इति तान्निर्दिशति दासीभिरिति।

શ્લોકાર્થ ૧૦ : જેમાં મોતીની માળાઓ લટકતી હતી તેવા વિશ્વકર્માએ બનાવેલા ચંદરવાઓથી અને શ્રેષ્ઠ મણિઓથી શણગારેલા હાથીદાંતના બનાવેલા આસનો અને પલંગોથી શોભતા ભવનમાં પ્રવેશ કર્યો.(૧૦)

ભાવાર્થ, સુબોધિનીજી : 'ચંદરવાઓથી શોભતા, વિશ્વકર્માએ બનાવેલા' વિશેષણથી તેમને ચમત્કારીક જણાવેલા છે. જેઓની અંદર મોતીની માલાઓ લટકતી હતી. તેવા ચંદરવા હતા. વળી હાથી દાંતના બનાવેલા આસનો અને પલંગોથી તે ભવન શોભતું હતું. શ્રેષ્ઠ મણિઓથી આસનો અને પલંગો શણગારેલા હતા. (૧૦)

શોભાના વર્ણનમાં દાસીઓ અને દાસરૂપ સ્ત્રીઓ અને પુરૂષો અવશ્ય જણાવવા જોઈએ તેથી તે નીચેના શ્લોકથી જણાવેલ છે.



दासीभिर्निष्ककण्ठीभिः सुवासोभिरलङ्कृतम्।
पुम्भिः सकञ्चुकोष्णीषसुवस्त्रमणिकुण्डलैः ॥११॥

नित्याभरणेषु सत्स्वेव पदकाभरणमिति निष्ककण्ठीभिरित्यनेन कटककुण्डलाद्याभरणानि सूचितानि। सुवासोभिरिति। सर्वतः शोभार्थमुक्तम्। यादृशैरेव वस्त्रैः शोभा सम्पद्यते। अन्यथा शोभाकथनं व्यर्थं स्यात्। पुम्भिरप्यलङ्कृतम्। पाश्चात्यो वेष इति। उत्तमानि कञ्चुकानि उष्णीषाणि मध्ये बन्धकानि मणियुक्तानि कुण्डलानि च येषामिति सर्वतोऽलङ्कारो भगवत्गृहदासानामुक्तः ॥११॥

सार्वकालीनशोभामुक्त्वा रात्रौ विशेषतः शोभामाह रत्नप्रदीपनिकरेति।

શ્લોકાર્થ -૧૧: સુવર્ણની કંઠીઓવાળી, સુંદર વસ્ત્રોવાળી, દાસીઓથી અને ઝબ્બા,પાઘડી, સુંદર, વસ્ત્રો અને મણિ જડેલાં કુંડલોવાળા પુરૂષોથી

શોભતા ભવનમાં પ્રવેશ કર્યો.(૧૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : નિત્ય પહેરતાં આભરણો હોય ત્યારે જ કંઠનું આભરણ પહેરાતું હોવાથી, 'સુવર્ણની કંઠીઓવાળી' વિશેષણથી સુવર્ણની બંગડીઓ કુંડલો વિગેરે આભરણો સૂચવેલાં છે. 'સુંદર વસ્ત્રોવાળી' વિશેષણથી શોભા જણાવવા કહેલું છે. જેવા વસ્ત્રોથી શોભા થાય તેવાં પહેરેલાં એમ ન હોય તો શોભાનું વર્ણન ખોટું થાય. પુરૂષોથી પણ ભવન શોભતું હતું. ઉત્તમ ઝબ્બાઓ, પાઘડીઓ, કેડમાં ભેટો અને મણિ ઝડેલાં કુંડલો હતાં એવા ભગવાનના ઘરના દાસોના અલંકાર કહ્યાં.(૧૧)

સર્વ સમયની શોભા વર્ણવીને નીચેના શ્લોકથી રાત્રિના સમયમાં વધારાની શોભા કહે છે.

**रत्नप्रदीपनिकरद्युतिभिर्निरस्तध्वान्तं विचित्रवलभीषु शिखण्डिनोऽङ्ग ।**
**नृत्यन्ति यत्र विहितागुरुधूपमक्षैर्निर्यान्तमीक्ष्य धनवुद्धय उन्नदन्तः॥१२॥**

रत्नसमूहकान्तिभिर्निरस्तं ध्वान्तमन्धकारो यत्र । रात्रौ गार्हस्थ्ये कामरसो वर्ण्यत इति उद्दीपनविभावान्वर्णयति । विचित्रवलभीषु मणिमया निर्मितवक्रदारुषु मयूराः स्थिताः सन्तो नृत्यन्ति । अङ्गेति सम्बोधनं स्नेहसूचकम् । तेनास्याः कथायाः भगवद्भोगविषयत्वाद्योगिचिन्त्यत्वमेव, न तु बाह्यतया साधारणत्वमिति सूचितम् । नृत्ये अलौकिकं हेतुं वर्णयति। यत्र विहितागुरुधूपं गृहसंस्कारार्थं कृतं गवाक्षमार्गेण निर्यान्तं निरीक्ष्य धनोऽयमिति तेषां बुद्धिरुत्पन्नेति धनवुद्धयः। अत एव ऊर्ध्वं नदन्तो जाताः । मेघागमे हि तेषां नृत्यं भवति । नृत्यदर्शने च रस आविर्भूतो भवतीति, गीतवाद्यरहितं नृत्यं न शोभां करोतीति, उन्नादो हि द्विःस्वभाववो निरूपितः ॥१२॥

यदर्थमेतन्निपितं तन्निरूपयति तस्मिन्निति ।

<u>શ્લોકાર્થ -૧૨:</u> *જેની અંદરનો અંધકાર રત્નના દીપોના સમુહોની*

કાન્તિઓથી દૂર થયો હતો અને હે રાજા ! જેની અંદર કરેલા અગરના ધૂપને જાળીઓમાંથી બહાર નીકળતો જોઈને 'આ વાદળું છે.' એમ માનનારા મુયરો વિચિત્ર છાજાણમાં મોટેથી અવાજ કરતા નૃત્ય કરતા હતા. તેવા ભવનમાં પ્રવેશ કર્યો. (૧૨)

ભાવાર્થ, સુબોધિનીજી : રત્નના સમુહોની કાંતિઓથી દૂર થયેલો હતો અંધકાર તેની અંદર તેવા ભવનમાં પ્રવેશ કર્યો. ગૃહસ્થાશ્રમમાં રાત્રિના કામરસનું વર્ણન કરવામાં આવે છે. તેથી કામરસના ઉત્તેજક પદાર્થોનું વર્ણન કરે છે. મણિઓથી જડેલા વાકાં કાષ્ઠો ઉપર મયુરો ઉભા રહીને નૃત્ય કરતા હતા. હે રાજા ! એ સંબોધન રાજા પ્રત્યે સ્નેહ સૂચવનારૂં છે. આ કથા ભગવાનના ભોગ સંબંધિની હોઈ યોગીઓએ જ ચિંતન કરવા યોગ્ય છે. પરંતુ બહારની હોઈ સાધારણ નથી. મયુરોના નૃત્યનું અલૌકિક કારણ નથી. મયુરોના નૃત્યનું અલૌકિક કારણ વર્ણવે છે. ઘરને સ્વચ્છ રાખવા અગરૂના ધૂપને જાળીઆઓના માર્ગે બહાર બુદ્ધિ ઉત્પન્ન થઈ તેથી તેઓ વાદળું માનનારા હતા અને તેથી મોટેથી અવાજ કરતા હતા. મેઘ આવે ત્યારે તેઓનું નૃત્ય થાય છે અને નૃત્ય જોવામાં આવે ત્યારે રસ પ્રગટ થાય છે.ગીત અને વાજીંત્ર વગર નૃત્યની શોભા થતી નથી. તેથી મોટેથી કરેલો અવાજ બે ગુણોવાળો કહેલો છે. (૧૨)

तस्मिन्समानगुणरूपवयस्सुवेषदासीसहस्रयुतयानुसवं गृहिण्या ।
विप्रो ददर्श चमरव्यजनेन रुक्मदण्डेन सात्वतपतिं परिवीजयन्त्या॥१३॥

समाना गुणा औदार्यादयः रत्युपयोगिनो वा मृदुत्वादयः । रूपं सौन्दर्यम् । वयस्तारुण्यम । सुवेषो वस्त्रादिभिः । रसो हि निर्बद्धः शङ्कां करोतीति, स्वल्पश्च न पोषको भवतीति, महारसानुभवार्थं दास्यो निरूप्यन्ते । नायिकानां मेलने भिन्नस्वभावत्वात् रसो नोत्पद्यत इति, तासां च कामना नैवंविधेति, केवलभोगस्त्रीत्वं वारयितुमाह गृहिण्येति । अनुसवं सर्वकालं दासीसहस्रयुतया भार्यया चमरव्यजनेन सात्त्वतपतिं वस्तुतः स्वपतिं परिवीजयन्त्या सह सात्वतपतिं ददर्शेति सम्बन्धः । चमरकृतं व्यजनं उद्दीपनकरम्, तथा सुवर्णदण्डयुक्तं च । अयं भगवत्यद्भुतः प्रकारो निरूपितः । नैवं विधः समानानां प्रकारो लोके

सामान्यानां सम्भवति । अनेन रात्रावयं भोगकाले गत इति सूचितम् ॥१३॥

तत्र भगवता आतिथ्यप्रकारमाह तं सन्निरीक्ष्येति त्रिभिः।

श्लोकार्थ -१३ : त्यां सुंदर समान गुणरूप वय वेषवाळी एक हजार दासीओ साथे, दांडीवाळा चमरीना पंखाथी वैष्णवोना पतिने पंखो करती गृहिणी साथे वैष्णवोना पतिने तेणे जोया. (१३)

भावार्थ, सुबोधिनीजी : पोतानी समान हता उदारता विगेरे अथवा रतिमां उपयोगी नरमास विगेरे गुणो. रूप एटले सौंदर्य. वय एटले तारुण्य अने वस्त्रो विगेरे सुंदर वेश. रस आजीजीथी प्राप्त करवानो होई शंका उत्पन्न करे छे. थोडो रस पोषण करनार होतो नथी. तेथी महारसनो अनुभव थाय ते माटे दासीओ जणावेली छे. नायिकाओ भेगी होय त्यारे स्वभाव जुदा जुदा होवाथी रस उत्पन्न थतो नथी अने तेओनी कामना आवी होती नथी.

मात्र भोग माटेनी आ स्त्री न हती एम 'गृहीणी' शब्दथी जणावेलुं छे. निरंतर एक हजार दासीओ साथे चमरीनी पंखाथी वैष्णवोना पतिने वास्तवीक रीते पोताना पतिने पंखो करती गृहणी साथे वैष्णवोना पतिने तेणे जोया. एवो वाक्यनो संबंध छे. चमरीनो बनावेलो पंखो उत्तेजन करनारो छे. सुर्वाणना दंडावाळो तेवो ज छे. भगवानना संबंधमां आ अदभूत प्रकार संभवतो नथी. आथी एम सूचवे छे के आ नारद रात्रे भोग करवाना समये गया. (१३)

त्यां भगवाने काया, मन अने वाणीना कार्यथी करेली नारदनी महेमानगतिनो प्रकार कहे छे.

तं सन्निरीक्ष्य भगवान्सहसोत्थितः श्रीपर्यङ्कतः सकलधर्मभृतां वरिष्ठः ।
आनम्य पादयुगलं शिरसाकिरीटजुष्टेन साञ्जलिरवीविशदासने स्वे ॥१४॥

वक्तव्यं तु न किञ्चित्, कृतानुमोदनं तु कर्तव्यं भवति । अन्यथा पूजा कृतैव न स्यात् । अनङ्गीकारात् । तत्स्वतोङ्गीकारे अयुक्तं स्यात्, अतो भगवदीयधर्मत्वेनाभिन्नमुच्यते । हे विभो, सर्वकरणसमर्थ । एतद्ब्राह्मणपूजनं त्वयि नाद्भुतम्, अखिललोकाः शिक्षणीया इति । भगवांश्चाखिललोकनाथः । त्रिविधं हि कर्म जगद्रक्षार्थं क्रियते । खलानां दमः, अन्तर्यामितया सर्वसख्यम्,

एतादृशी ब्राह्मणपूजा च । एतस्य कर्मणः बन्धहेतुत्वमाशङ्क्य निराकरोति निःश्रेयसायेति । अन्येषामपि मोक्षार्थमेतत्करणं श्रोतृणां कीर्तयितृणां च । युक्तश्चायमर्थः । अन्यथा त्रिविधानि कर्माणि लोकानां न शान्तानि भवेयुः । सजातीयनिवर्तकाभावात् । एतज्जीवैरपि कर्तुं शक्यत इति भगवतो विशेषं वक्तुमाह जगत्स्थितिरक्षणाभ्यां सहेति। स हि जगत् स्वात्मनि धारयति पालयति च । स्वेच्छावतारेति सम्बोधनं तादृशस्यापि कर्मकरणं लीलार्थमिति सूचयति। सप्तम्यन्तं वा पदं हेतुप्रकथनाय, अन्यथा कथं लोकाः कीर्तयेयुः, कथं वा मुक्ता भवेयुरिति । अत्र प्रमाणमाह विदामेति । सुष्ठ्विति अनुभवश्रुतिभ्याम्, न तु तर्कमात्रेण ॥१४॥

एवं कृताभिनन्दनं कृत्वा भगवदुक्तं नान्यथा कर्तव्यमित्यभिप्रेत्य स्वाभिलषितं किञ्चित् प्रसङ्गात् प्रार्थयते दृष्टं तवाङ्घ्रियुगलमिति ।

<u>શ્લોકાર્થ - ૧૪ :</u> સર્વ ધર્મનું આચરણ કરનારાઓમાં શ્રેષ્ઠ ભગવાન તેને જોઈને એકદમ લક્ષ્મીના પલંગ ઉપરથી ઉભા થઈ અને મુકુટવાળા મસ્તકથી તેના બે ચરણોમાં નમન કરીને બે હાથ જોડી પોતાના આસન પર બેસાડ્યા. (૧૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બધાએ પોતાની યોગ્ય કાયાથી અતિથિની પૂજા કરવી જોઈએ. ભગવાને પણ તેને જોઈને પોતાના સ્થાન પર બેસાડ્યા. એમ કહેવામાં આવે છે કે આથી અધિક પૂજા સંભવતી નથી. બીજી પૂજા તેના અંગ તરીકે કહેવામાં આવે છે. આમ કરવાનું પ્રયોજન 'ભગવાન' શબ્દથી કહેલું છે. કારણ કે તેમ ન હોય તો પોતાના સ્થાન પર ન બેસાડે તો ભગવાનમાં બીજાથી કયું ઉત્તમપણું થાય? 'એકદમ ઉભા થયા' શબ્દોથી લૌકિક ભાવ સ્થિર થયો એમ સૂચવે છે. જો તેમ ન કરે તો પોતાના ધર્મો ભગવાન પ્રગટ કરે તો સેવક પ્રતિ ભગવાન ઉભા થાય તે યોગ્ય ન થાય. જેઓ મને જે પ્રકારે ભજે છે તેઓને હું તેવી જ રીતે ભજુ છું' એવી ભગવાનની પ્રતિજ્ઞા છે. નારદે ભગવાનને લૌકિક દષ્ટિથી જોયા તેથી ભગવાને પણ તેમ જ કર્યું.

'લક્ષ્મીના પલંગ ઉપરથી ઉભા થયા' શબ્દથી અયોગ્યતા જણાવેલી છે.

'સર્વ ધર્મનું આચાણ કરનારાઓમાં શ્રેષ્ઠ' શબ્દોથી વૈદિક પ્રકાર કહે છે.

સદાએ ધર્મનું આચરણ કરનારાઓ તેઓ જીવો જ હોય છે. તેઓમાં શ્રેષ્ઠ એમ ઉત્તમપણું જણાવ્યું. તેથી ભગવાને તેના બે ચરણોનું નમન કર્યું. 'મસ્તક'થી નમન કર્યું. 'મુકુટવાળા' એ વિશેષણથી લોકમાં આસ્થા સૂચવેલી છે. ભગવાને પોતે તેના ગુણો ગ્રહણ કર્યા. એટલું જ નહિ પરંતુ તેનામાં પણ પોતાના ગુણો મૂક્યા એમ 'બે હાથ જોડી' પોતાના આસન પર બેસાડ્યા. એ શબ્દોથી કહેલું છે. વાસ્તવકી રીતે ભગવાને જ પોતાનો ગુણ તેનામાં મૂકેલો હોવાથી બેસાડ્યા એમ કહેલું છે.

આસન લક્ષ્મીનો પલંગ હતો એમ જણાય છે. 'પોતાના આસન' શબ્દથી પણ તેજ સમજાય છે. 'આસન' શબ્દોનો અર્થ 'પોતાના સિંહાસન' કરવામાં આવે તો પણ સુદામાના પૌવાના ઉપાખ્યાનો પ્રિયાઓ વાપરવાના પલંગ ઉપર બેસાડ્યો એમ કહેલ છે. તેથી પલંગ જ આસને ઠેકાણે વપરાતો હતો.(૧૪)

**तस्यावनिज्य चरणौ तदपः स्वमूर्ध्ना बिभ्रज्जगद्गुरुतरोऽपि सतां पतिर्हि ।**
**ब्रह्मण्यदेव इति यद्गुणनाम युक्तं तस्यैव यच्चरणशौचमशेषतीर्थम् ॥१५॥**

ततस्तस्य चरणाववनिज्येति कायिकोऽपि व्यापारः मानसशेषत्वेन निरूप्यते । स्वतः प्रक्षालनं भक्त्यैव सम्भवति । तदपः पादावनेजनीरापः स्वस्मिन् नारदधर्मावेशाद्भक्तानां भगवच्चरणारविन्दोदकं धार्यमेवेति स्वमूर्ध्ना अबिभ्रत् । नन्वेवमपि लोको भगवन्माहात्म्याभिज्ञः कथं मन्येत, तत्राह जगद्गुरुतरोऽपीति । यद्यपि जगतामत्यन्तं गुरुः शास्त्रप्रणेता उपदेष्टा प्रेरकः उपदेशश्च । तथापि सतां पतिर्भवति । 'यद्यदाचरति श्रेष्ठ'निति वाक्यात् भवत्कृतमेव भगवदीयः करोतीति सतां पतिर्भवति । 'यद्यदाचरति श्रेष्ठ'निति वाक्यात् भगवत्कृतमेव भगवदीयः करोतीति सतां पालनार्थं तथा कृतवान् । अन्यथा गजेन्द्रवद्वैष्णवानामुपद्रवोऽपि सम्भवेत् । तस्माद्भगवता युक्तमेव भक्तरक्षार्थं कृतमिति हिशब्दार्थः । नन्वेवं सति भक्तिमार्गे निरोधः स्यात्, तत्राह ब्रह्मण्यदेव इति। ब्राह्मणानां हितस्तेषां कार्यसाधको देवः । ब्रह्मण्यश्चासौ देवश्चेति तेषामेव पूज्यः । इदं भगवतो गुणनाम तदैव युक्तं भवति, यदि तन्मनोरथं

साधयेत् । ब्राह्मणाश्च पूजां वाञ्छन्ति, नत्वन्नसत्रम् । तद्भगवत्येव तद्धर्मप्रवर्तके अन्यः प्रवर्तेत, न तु यस्मिन्कस्मिंश्चित् । ननु एतावतापि कथं लोकः प्रवर्तेत, तत्राह तस्यैव यच्चरणशौचमिति । अशेषाणि तीर्थानि यस्मिन् गङ्गाजले 'तिस्रः कोट्योऽर्धकोटी चे'ति वाक्यात् । अनेन स्वापकर्षाभावोऽपि निरूपितः ॥१५॥

स्तोत्रमाह संम्पूज्येति ।

*શ્લોકાર્થ -૧૫ : જગતના ગુરૂ હોવા છતાં સત્પુરૂષોના પતિ હોવાથી તેમણે તેના બે ચરણો ધોઈને જલ પોતાના મસ્તક ઉપર મૂક્યું 'બ્રહ્મણ્યદેવ' એવું જેમના ગુણથી પડેલું નામ યોગ્ય છે. કારણ કે તેમનું જ ચરણ ધારેલ જલ સર્વ તીર્થરૂપ છે.(૧૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી 'તેના બે ચરણો ધોઈને' એવું કાયાથી કરેલ કાર્ય મનથી કરેલ કાર્યના અંગ તરીકે કહે છે. પોતાની મેળે ચરણ ધોવાતું ભક્તિથી સંભવે છે. પોતાની અંદર નારદના ગુણોનો આવેશ થવાથી અને ભક્તોએ ભગવાનના ચરણાવિંદ ધોયેલ જલ ધારણ કરવું જ જોઈએ. તેથી ભગવાને તે જલ પોતાના મસ્તક ઉપર મૂકયું.

એ પ્રમાણે કરવા છતાં ભગવાનનું મહાત્મ્ય જાણનાર લોક નારદનો કેમ આદર કરશે? એવી શંકા થાય તેથી (જગતના ગુરૂ હોવા છતાં) સત્પુરૂષોના પતિ હોવાથી શબ્દો યોજેલ છે. સારો પુરૂષ જે કાંઈ કરે છે તે બધું બીજો પુરૂષ કરે છે.' એ વાક્ય પ્રમાણે ભગવાને કરેલું હોય તેજ ભગવદીય કરે છે. તેથી સત્પુરૂષોનું પાલન થાય તે માટે ભગવાને તે પ્રમાણે કર્યું. તેમ ન કરે તો ગજેન્દ્રની પેઠે વૈષ્ણવોને દુઃખ થવાનું પણ સંભવે. તેથી ભગવાને ભક્તોનું રક્ષણ થાય તે માટે આ યોગ્ય જ કર્યું છે. એવો શબ્દનો અર્થ છે.

એમ હોય તો ભક્તિમાર્ગથી વિરૂદ્ધ થાય એવી શંકા થાય તેથી 'બ્રહ્મણ્દેવ' એમ કહેલું છે. ભગવાન બ્રાહ્મણોનું હિત કરનારા અને તેમનું કાર્ય પાર પાડનારા દેવ છે. બ્રાહ્મણોનું હિત કરનારા અને તે દેવ હોવાથી તેઓ એજ પૂજવા યોગ્ય છે. આ ભગવાનના ગુણથી પડેલું નામ જો તેઆનો મનોરથ

પૂર્ણ કરે તો જ સાર્થક થાય અને બ્રાહ્મણો પોતાની પૂજા થાય તેમ ઈચ્છે છે. પરંતુ અન્નનું દાન ઈચ્છતા કરાવનારા હોય તો બીજા તે પ્રમાણે પ્રવૃતિ કરે. પરંતુ જે તે પ્રવૃતિ ન કરે.

આટલાથી લોક તેવી પ્રવૃતિ કેમ કરે? એવી શંકા થાય તેથી તેમના ચરણ ધોઈ જલ સર્વ તીર્થરૂપ છે એમ કહેલું છે. જે ચરણ ધોયેલ જલ ગંગાજલમાં સડા ત્રણ કરોડ...વાક્ય પ્રમાણે સર્વ તીર્થો રહેલાં છે. અને આથી પોતાની હલકાઈ પણ નથી એમ કહ્યું. (૧૫)

નીચેના શ્લોકથી ભગવાને કરેલી સ્તુતિ કહે છે.

**सम्पूज्य देवऋषिवर्यमृषिः पुराणो नारायणो नरसखो विधिनोदितेन ।**

**वाण्याभिभाष्यमितयामृतमिष्टया तं प्राह प्रभो भगवते करवामते किम् ॥१६॥**

पूजाया अनुवादः उत्तरशेषत्वेन । तेन पूजा वाक्यापेक्षया हीना निरूपिता। देवर्षिवर्यमिति । अनेन देवा ऋषयश्च पूजितेन प्रीता भवन्तीति । गार्हस्थ्ये ऋणत्रयापाकरणे आवश्यके द्वयमनेनैव भवतीति तस्यावश्यकता सूचिता । ऋषिरिति । नारायणोऽयं अनिरुद्धांशेनैवं करोतीति सूचितम् । पुराणः ऋषिर्नारायण एव, तथापि वेदोद्गमरूपोऽपि भवतीति तन्निराकरणार्थं नारायणो नरसख इति निरूपितम् । तस्य च अस्यैव प्रकरणस्यान्ते प्रत्यापत्तिं वक्ष्यति। 'प्रत्येष्यतां निकाशं म' इति वाक्ये । विधिनोदितेनेति पूजायां प्रकार उक्तः । अन्यथा ऐश्वर्येण राजसी पूजा प्राप्नोति । वाण्या अमृतया अतिमिष्टया आभाष्य, भो भो नारदेत्युक्त्वा, तं नारदं प्राह । सर्वोत्कर्षः स्वस्वामित्वं स्वस्य च तदाज्ञाकारित्वं पदत्रयेणाह भगवते, हे प्रभो, ते किं करवामेति । तृतीयं पदत्रयात्मकं त्वत्सेवा त्रिविधाप्यत्र कर्तव्येति सूचनार्थम् । तदाज्ञापयेति वाक्यशेषाभिप्राय ः॥१६॥

तत्रोत्तरमाह नारदः नैवाद्भुतमिति ।

*<u>શ્લોકાર્થ-૧૬ :</u> પુરાણ ઋષિ નરના સખા નારાયણે વેદે કહેલા પ્રકારથી ઉત્તમ દેવઋષિની પૂજા કરીને તેને થોડી અમૃત જેવી મીઠી વાણીથી બોલાવીને*

કહ્યું કે હે પ્રભો ! આપ ભગવાન માટે અમે શું કરીએ?(૧૬)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી જે થવાનું હતું તેના અંગ તરીકે પૂજા ફરીથી કહી છે. તેથી ભગવાનના વાક્ય કરતાં પૂજાને હલકા કહી છે. ઉત્તમ દેવ ઋષિની શબ્દથી એમ સૂચવ્યું છે કે આની પૂજા થવાની દેવો અને ઋષિઓ પ્રસન્ન થાય છે. તેથી ગૃહસ્થશ્રમમાં ત્રણ દેવું દેવો, ઋષિઓ અને પિતૃઓનાં ઋણ ગૃહસ્થે ચૂકવવાનાં હોય છે. તે ચુકવાય છે. એથી તેની જરૂર છે. 'ઋષિ' શબ્દથી સૂચવે છે કે આ ભગવાન નારાયણ અનિરૂદ્ધ અંશથી એ પ્રમાણે કહે છે. 'પુરાણ ઋષિ' નારાયરણ જ છે. છતાં તે પણ વેદની ઉત્પત્તિ કરનાર પણ હોય છે. તેથી જણાવ્યું કે 'નરના સખા નારાયણ' એમ કહેલું છે. આજ પ્રકરણના અંતે 'મારી સમીપ પાછા આવશો' એ વાક્ય પ્રમાણે તે પાછા પધારવાનું કહે છે. વેદ કહેલા પ્રકારથી શબ્દથી પૂજાનો પ્રકાર કહેલો છે. તેમ ન કહેલ હોત તો ભગવાનના ઐશ્વર્યને લીધે નારદની રાજસ પૂજા થાય. ભગવાને અમૃત જેવી ઘણી મીઠી વાણીથી 'અમો નારદ' અમે કહીને નારદને કહ્યું ભગવાન, હે પ્રભો ! આપ માટે અમે શું કરીએ? એવા ત્રણ પદોથી નારદનું ઉત્તમપણું અને પોતાના સ્વામી હોવાપણું અને પોતે તેના સેવક હોવાનું કહેલું છે. આમ માટે શું કરીએ? એ છેલ્લાં ત્રણ પદો અહીં તમારી ત્રણ પ્રકારથી સેવા કરવી જોઈએ એમ સૂચવવા યોજેલાં છે. તેથી 'આજ્ઞા કરો' એવો અધ્યાહાર રહેલ વાક્યનો અભિપ્રાય છે.(૧૬)

નીચેના શ્લોકથી નારદ તેનો ઉત્તર આપે છે.



नारद उवाच -

नैवाद्भुतंत्वयि विभोऽखिललोकनाथे मैत्री जनेषु सकलेषु दमः खलानाम्।

निः श्रेयसाय हि जगत्स्थितिरक्षणशभ्यां स्वेच्छावतार उरुगाय विदाम सुष्ठु ॥१७॥

वक्तव्यं तु न किञ्चित्, कृतानुमोदनं तु कर्तव्यं भवति । अन्यथा पूजा कृतैव न स्यात् । अनङ्गीकारात् । तत्स्वतोऽङ्गीकारे अयुक्तं स्यात्, अतो भगवदीयधर्मत्वे नाभिनन्दनमुच्यते । हे विभो, सर्वकरणसमर्थ । एतद्ब्राह्मणपूजनं त्वयि नाद्भुतम्, अखिललोकाः शिक्षणीया इति । भगवांश्चाखिललोकनाथः । त्रिविधं हि कर्म जगद्रक्षार्थं क्रियते । खलानां

दमः, अन्तर्यामितया सर्वसख्यम्, एताद्दशी ब्राह्मणपूजा च । एतस्य कर्मणः बन्धहेतुत्वमाशङ्क्य निराकरोति निःश्रेयसायेति । अन्येषामपि मोक्षार्थमेतत्करणं श्रोतृणां कीर्तयितृणां च । युक्तश्चायमर्थः । अन्यथा त्रिविधानि कर्माणि लोकानां न शान्तानि भवेयुः । सजातीयनिवर्तकाभावात् । एतज्जीवैरपि कर्तुं शक्यत इति भगवतो विशेषं वक्तुमाह जगत्स्थितिरक्षणाभ्यां सहेति । स हि जगत् स्वात्मनि धारयति पालयति च । स्वेच्छावतारेति सम्बोधनं ताद्दशस्यापि कर्मकरणं लीलार्थमिति सूचयति । सप्तम्यन्तं वा पदं प्रमाणमाह विदामेति । सुष्ठिति अनुभवश्रुतिभ्याम्, न तु तर्कमात्रेण ॥१७॥

एवं कृताभिनन्दनं कृत्वा भगवदुक्तं नान्यथा कर्तव्यमित्यभिप्रेत्य स्वाभिलषितं किञ्चित् प्रार्थयते द्दष्टं तवाङ्घ्रियुगलमिति ।

*<u>શ્લોકાર્થ -૧૭ :</u> હે શક્તિમાન ‘ હે મોટાઓથી ગાન થતી કિર્તિવાળા, સર્વ પુરૂષો સાથે મૈત્રી, દુષ્ટોને શિક્ષા સર્વલોકના નાથ, જગતની સ્થિતિ અને રક્ષણ સાથે કલ્યાણ થાય તે માટે પોતાની ઈચ્છા પ્રમાણે અવતાર લેનાર, આપ માટે અદભૂત નથી એ હું સારી રીતે જાણું છું.(૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> નારદે કહેવાનું તો કાંઈ નથી. પરંતુ ભગવાને કર્યું તેનુ અનુમોદન કરવું જોઈએ. જો તેમ ન કરે તો નારદે અંગિકાર કરેલ નહિ હોવાથી પૂજા કરાયેલી ન જ ગણાય. તેનો પોતે અંગિકાર કરે તો અયોગ્ય કાર્ય થાય. તેથી ભગવાનના ધર્મ તરીકે તેનુ અભિનંદન કર્યાનું કહે છે. હે વિભુ! હે શક્મિાન! આ બ્રાહ્મણનું પૂજન આપમાં અદભૂત નથી. કારણે સર્વ લોકના આપે શીખવવાનું છે. ભગવાન સર્વ લોકમાં નાથ છે. જગતનું રક્ષણ કરવા ત્રણ પ્રકારનું કર્મ કરવામાં આવે છે. (૧) દુષ્ટોને શિક્ષા (૨) સર્વ પુરૂષો સાથે મૈત્રી (૩) બ્રાહ્મણની પૂજા આ કર્મ બંધ કરાવનારૂં હશે એવી શંકામાં ‘કલ્યાણ થાય તે માટે’ શબ્દથી તે શંકા ખોટી ઠરાવે છે. બીજાઓ શ્રવણ કરનારા અને કિર્તન કરનારાઓના પણ મોક્ષ માટે આ કાર્ય આપ કરો છો. આ વિષય જ યોગ્ય છે. તેમ ન હોય તો પોતાની જાતનો કર્મને મટાડનારો પદાર્થ ન હોવાથી લોકોના ત્રણ પ્રકારના કર્મો શાંત ન થાય. આ દુષ્ટોને શિક્ષા જીવોથી પણ કરી

શકાય તેથી ભગવાનની સરસાઈ દર્શાવવા 'જગતની સ્થિતિ અને રક્ષણ સાથે' શબ્દો યોજેલા છે. કારણ કે તે ભગવાન પોતાની અંદર જગતને ધારણ કરે છે અને તેનું પાલન કરે છે. 'પોતાની ઈચ્છા પ્રમાણે અવતાર લેનાર' એમ સૂચવે છે કે ભગવાન પણ લીલા માટે કર્મ કરે છે. જો તેમ ન હોય ભગવાન કલ્યાણ કરવા પોતાની ઈચ્છા પ્રમાણે અવતાર લેતા ન હોય તો લોકો ભગવાનના ગુણોનું કિર્તન શા માટે કરે? અને મોક્ષ કેવીરીતે પ્રાપ્ત કરે? 'હું જાણું છું' એ શબ્દથી આ વિષયનું પ્રમાણ કહે છે. 'સારી રીતે જાણું છું' એટલે હું અનુભવથી અને વેદથી જાણું છું. તર્કથી નહિ.(૧૭)

ભગવાને કહેલું ખોટું પાડવું નહિ એવા અભિપ્રાયથી નીચેના શ્લોકથી પ્રાર્થના કરે છે.

**दृष्टं तवाङ्घ्रियुगलं जनतापवर्गं ब्रह्मादिभिर्हृदि विचिन्त्यमगाधबोधैः।**
**संसारकूपपतितोत्तरणावलम्बं ध्यायंश्चराम्यनुगृहाण यथा स्मृतिः स्यात् ॥१८॥**

यदेतत् दृष्टम्, तद्ध्यायन् सर्वत्र चरामीति स्वाध्यवसायः । अत्र यथा स्मृतिः स्यात्, तथा अनुगृहाणेति कर्तव्यप्रार्थना । दुर्लभं ह्येतदेव । प्राप्तेऽपि बहवो बाधकाः। अतः स्मृतिर्भविष्यतीति न विश्वासः । कर्तव्यं च मम नान्यत् । अतश्चरणस्मरणार्थमनुग्रह एव कर्तव्यः । दृष्टमित्यनेन ज्ञानपक्षो निराकृतः । भगवच्चरणयोरेव जीवब्रह्मत्वात् स्वात्मपरमात्मसाक्षात्कारः सिद्ध एव । मोक्षपक्षमपि व्यावर्तयति। जनताया एवापवर्गं करोतीति । तत्रास्मदपवर्गे कः सन्देह इति भावः । एतस्मान्नान्यद्दुर्लभमस्तीत्यभिप्रायेणाह । अगाधबोधैः पूर्णज्ञानैरपि ब्रह्मादिभिर्हृदि विचिन्त्यमेव, न तु साक्षाद्द्रष्टुं शक्यम् । तस्माद्ब्रह्मादीनामप्येतदेव दुर्लभमिति नातः परतरं किञ्चिन्मृग्यम् । अनेन चरणस्य ऐहिकपारलौकिकफलेभ्योऽपि महत्त्वं निरूपितम् । किञ्च । भक्तिमार्गस्यैतदेव प्रवर्तकमित्याह संसारकूपेति । 'यान्नृकाय'मिति न्यायेन शास्त्रानुसारेण ये स्वहितं न कृतवन्तः, 'तान्नोचेत् प्र...त्त'मिति न्यायेन विषयाः कूपे (निपातयन्ति । ते कूपे) पतिताः, तेषामुत्तरणे तीर्थाभावात् पक्षाभावाच्च कर्मवल्ली अन्तरेव संवृता नोपरिनयतीति, ज्ञानं च सूत्रवत् नो पर्याकर्षतीति,

भगवच्चरणारविन्दद्वयमेव संसारकूपे पतितानां तत उत्तरणे अवलम्बनं भवति । अतो मार्गत्रयेऽप्येतदेव शरणमिति ध्यायंश्चरामि । एतावदुक्त्वा भगवता अनुज्ञातः निर्गत इति ज्ञातव्यम् ॥१८॥

ततो निर्गतस्य गृहान्तरप्रवेशमाह ततोऽन्यदाविशद्गेहमिति ।

*શ્લોકાર્થ -૧૮ : માણસ માત્રને મોક્ષ આપનારા, પૂર્ણ જ્ઞાનવાળા બ્રહ્મા વિગેરેએ પણ હૃદયમાં ચિંતન કરવા યોગ્ય, સંસારરૂપી મેં દર્શન કરેલાં આપનાં બે ચરણોનું ધ્યાન ધરતો હું ફર્યા કરીશ. મને તેમનું જેમ સ્મરણ રહે તેવી કૃપા કરો.(૧૮)*

ભાવાર્થ, સુબોધિની : આ જેનાં મેં દર્શન કર્યાં. તેનું ધ્યાન ધરતો હું સર્વ સ્થળે ફરીશ એવો નારદનો નિર્ણય કહેલો છે. આ વિષયનું મને જેમ સ્મરણ રહે તેવી તમો કૃપા કરો. એવી તેની પ્રાર્થના છે. કારણ કે આજ દુર્લભ છે. ચરણાંવિંદ પ્રાપ્ત થવા છતાં તેનું સ્મરણ થવામાં ઘણાં વિઘ્નો થાય છે. તેથી સ્મરણ રહેશે એવો વિશ્વાસ નથી. મારે બીજું કોઈ કરવા જેવું નથી. તેથી ચરણનું સ્મરણ થયા કરે તે માટે આપ અનુગ્રહ કરો.

'દર્શન કહેલા શબ્દથી જ્ઞાન મારે જોઈએ છીએ તેવા વિચારને ખોટો પાડે છે. ભગવાનના બે જ ચરણો જીવ અને બ્રહ્મરૂપ હોવાથી પોતાના આત્મા અને પરમાત્માનો નારદને સાક્ષાત્કાર થઈ જ ગયો. 'માણસ માત્રને મોક્ષ આપનાર' વિશેષણથી મોક્ષ મારે જોઈએ છીએ એવા વિચારને પણ ખોટો પાડે છે. ચરણાવિંદન માણસ માત્રને મોક્ષ આપે છે ત્યારે મારો મોક્ષ થવામાં શું સંદેહ છે? એવો ભાવ છે. ચરણાવિંદથી બીજુ કાંઈ પણ દુર્લભ નથી એવો અભિપ્રાયથી પૂર્ણ જ્ઞાનવાળા બ્રહ્મા વિગેરેએ પણ ચરણાવિંદ હૃદયમાં ચિંતન કરવા યોગ્ય જ છે. પરંતુ તેઓને સાક્ષાત દર્શન થઈ શકતાં નથી. તેથી બ્રહ્મા વિગેરેએ પણ આ દુર્લભ હોવાથી આથી વધારે સારૂં કંઈ માગવા યોગ્ય નથી. તેથી ચરણને આ લોક અને પરલોકમાં ફલો કરતાં ઉત્તમ ગણાવ્યું છે. ભક્તિમાર્ગની પ્રવૃત્તિ કરાવનાર તો આજ છે. એમ 'સંસારરૂપી કુવામાં પડેલાને બહાર નીકળવા માટે આધારરૂપ' શબ્દોથી કહેલ છે. જ્યાં સુધી મનુષ્યની કાયારૂપી રથ વશ છે. (શ્રીમદ

ભાગવત ૭-૧૫-૪૫) એ નિયમ પ્રમાણે શાસ્ત્રોને અનુસરીને જેઓએ પોતાનું હિત કહેલં નથી. 'તેઓને તેમ ન કર્યું હોય તો' પ્રમાદીને કુવામાં નાખે છે. વિષયો કુવામાં નાખે છે. તેઓને બહાર કાઢવા માટે દાદર નહિ હોવાથી, પાંખો નહિ હોવાથી' અંદર જ છુપાયેલો કર્મનો વેલો ઉપર લઇ જતો નથી અને જ્ઞાન પણ દોરડાંની માફક ખેંચતુ નથી. તેથી સંસાર કુપમાં પડેલાને બહાર નીકળવા માટે ભગવાનના બે ચરણાવિંદ આધારરૂપ થાય છે. તેથી ત્રણે માર્ગમાં આ ચરણાવિંદ જ શરણ હોવાથી તેમનું ધ્યાન ધરતો હું ફરીશ. આટલું કહીને ભગવાનની રજા લઈને તે ગયા એમ જાણવું. (૧૮)

ત્યાંથી બહાર નીકળેલા તેને બીજા ઘરમાં પ્રવેશ કર્યો એમ નીચેના શ્લોકથી કહે છે.



**ततोऽन्यदाविशद्गेहं कृष्णपत्नयाः स नारदः ।**
**योगेश्वरेश्वरस्याङ्ग योगमायाविवित्सया ॥१९॥**

अन्यत्पूर्वोक्तं समानम् । कृष्णपत्नया इति । भगवान् पूर्वगृहे दृष्ट इति नारदस्य भगवत्पत्नी वात्र स्थास्यतीति बुद्धिरिति कृष्णपत्नया इत्युक्तम् । स तु कृपां प्रार्थयित्वा निर्गतः । ततोऽपि बहिर्मुखत्वाद्गृहान्तरमेव प्रविष्टः । यतो नारं द्यति खण्डयति व्यसन स्वभावः । तस्य गृहान्तरप्रवेशे मनीषितमाह योगेश्वरेश्वरस्येति । यो योगमपि वशीकृतवान्, तेषामपीश्वरो भगवान् । तस्यापि योगमाया । तस्या विवित्सा, यस्याः वैभवं भगवानपि न मन्यते एतावदिति । अङ्गेत्यप्रतारणार्थं सम्बोधनम् ॥१९॥

तत्र स्थितस्य भगवतः पूर्वदृष्टापेक्षया भिन्नमेव सन्निवेशमाह दीव्यन्तमक्षैरिति ।

<u>શ્લોકાર્થ -૧૯ :</u> *પછી હે રાજા ! યોગેવરના ઈશ્વરની યોગમાયા જોવાની ઈચ્છાથી તે નારદે શ્રીકૃષ્ણની પત્નીના બીજા ઘરમાં પ્રવેશ કર્યો. (૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> બીજુ ઘર 'શ્રીકૃષ્ણની પત્નીના' શબ્દોથી નારદને એમ હતું કે પહેલાં ઘરમાં ભગવાન હતા એટલે અહી ભગવાનની પત્ની એકલી

હસે તેથી શ્રીકૃષ્ણની પત્નીના' એમ કહેલું છે. નારદ તો કૃપા માગીને બહાર નીકળેલા પણ બર્હિમુખ હોવાથી તેણે બીજા ઘરમાં પ્રવેશ કર્યો કારણ કે નારદ એટલે માણસોને નિરાશ કરતો કજીયા કરાવવા માટેના સ્વભાવવાળો હતો.

બીજા ઘરમાં પ્રવેશ કરવામાં તેની જે ઈચ્છા હતી તે ઉત્તરાર્ધથી કહેલી છે. યોગ અલૌકિક હોવાથી તેની ગતિ જાણી શકાય એવી નથી. તેમાં પણ જેને યોગને વશ કરેલા તેવા યોગેશ્વરની ગતિ ન જ જાણી શકાય. ભગવાન તો યોગેશ્વરોના પણ ઈશ્વર છે. વળી તેમની યોગમાયા જેનો વૈભવ આટલો છે એમ ભગવાન પણ વિચાર કરતા નથી. તેને જાણવાની ઈચ્છાથી બીજા ઘરમાં પ્રવેશ કર્યો. હે રાજા ! એવું સંબોધન પરિક્ષિતને હું છેતરતો નથી એમ જણાવવા છે. (૧૯)

ત્યાં રહેલા ભગવાન પહેલાં જોયેલા તે કરતાં જુદા જ કાર્યમાં રોકાયેલા હતા. તે નીચેના શ્લોકથી કહે છે.

**दीव्यन्तमक्षैस्तत्रापि प्रियया चोद्धवेन च ।**
**पूजितः परया भक्त्या प्रत्युत्थानासनादिभिः ॥२०॥**

सर्वत्र तादृश एव सन्निवेशो वक्तव्यः, येन पूर्वगृहे स्थितस्य शीघ्रं समागमनशङ्कापि न सम्भवति । तत्रापि 'भगवन्तं ददर्शे'ति पूर्वा क्रियैवानुसन्धेया । परं प्रियया भार्यया उद्धवेन च सह अक्षैर्दीव्यन्तमिति ॥२०॥

तस्य नारदस्य भगवान् मायया तथा प्रदर्शयतीति बुद्धिव्यावृत्त्यर्थं भगवान् किञ्चिदुक्तवानित्याह पृष्टश्चाविदुषेवासाविति ।

<u>શ્લોકાર્થ-૨૦ :</u> *ત્યાં પણ નારદે ભગવાનને પ્રિયા અને ઉદ્ધવ સાથે પાસા રમતા જોયા. સામા પધારવું . આસન આપવું વિગેરેથી ઘણી ભક્તિથી તેની પૂજા કરી.(૨૦)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> સર્વ સ્થળે ભગવાનને તેવા જ પ્રકારે કાર્યમાં રોકાયેલા વર્ણવવા જોઈએ. તેથી પહેલા ઘરમાં રહેલા ભગવાન તરત જ ત્યાં પધાર્યા એવી શંકા થાય નહિ. ત્યાં પણ ભગવાનને જોયા પરંતુ પ્રિયા એટલે

પત્ની અને ઉદ્ધવ સાથે પાસા રમતા જોયા. એવો ભેદ હતો.(૨૦)

ભગવાનની માયાથી તે પ્રમાણે દેખાડે એવી તે નારદની બુદ્ધિ ન થાય તે માટે ભગવાન તેને કાંઈક કહ્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**पृष्टश्चाविदुषेवासौ कदायातो भवानिति ।**
**क्रियते किं नु पूर्णानामपूर्णैरस्मदादिभिः ॥२१॥**

असौ पूर्वदृष्ट एव भगवान्,प्रत्यभिज्ञानस्य दृढत्वात्, तथापि कदायातो भवान् इति पृष्टवान् । असौ नारदो भगवता पृष्टः, यथा सः स्वाकारगोपनं करोति परीक्षार्थम्, तथा भगवानपि कृतवानित्यभिप्रायेणाह **तथा अविदुषेवेति** । चकारात्पूजा । कृतं सर्वं कृतवान् । स्तुतिं च कृतवानित्याह **क्रियते किं नु पूर्णानामिति** । पूर्ववद्भगवन्नारदयोः धर्मव्यत्यासो द्रष्टव्यः । तदोपपद्यत एव । पूर्णानां भवतां अपूर्णैरस्मदादिभिः किं कर्तव्यमिति । यथा अज्ञाननाटयम्, एवं तत्कार्यनाट्यवाक्यमपीति केचित् । लौकिकी वा भाषा तन्मोहार्था, तद्बुद्धौ भगवान्परिच्छिन्नो भासत इति । 'ये यथा मां प्रपद्यन्त' इति न्यायेन भगवद्वचनमित्यपरे ॥२१॥

तथापि समागतस्य भगवद्गुणनिर्धारार्थं प्रवर्तमानस्य हितं कर्तव्यमिति भक्तिशास्त्रमनुसृत्याह **अथापि ब्रूहि नो ब्रह्मन्निति** ।

*<u>શ્લોકાર્થ - ૨૧ :</u> જાણે કે જાણતા ન હોય તેવા તેમણે તેને પૂછ્યું કે 'આપ ક્યારે આવ્યાં? અમે અપૂર્ણ આપ પૂર્ણોનું શું કાર્ય કરીએ.(૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> ભગવાને નારદને ચોક્કસપણાથી ઓળખેલા એટલે તેને પૂછ્યું 'આપ ક્યારે આવ્યા'? જેમ નારદ પરીક્ષા કરવા પોતાનું રૂપ છુપાવતો હતો તેમ ભગવાને પણ કર્યું, એવા અભિપ્રાયથી જાણે કે તેઓ જાણતા ન હોય તેવા તેમને કહેલું છે. 'ચ અને શબ્દથી' ભગવાને નારદની પૂજા કરી. પહેલાં કહેલું સર્વ કર્યું. અને સ્તુતિ કરી એમ ઉત્તરાર્ધથી કહે છે. પહેલાની પેઠે ભગવાન અને નારદના ગુણોની અદલાબદલી જાણવી. તે સંબંધમાં આ સ્તુતિ યોગ્ય જ છે. આપ પૂર્ણોનું અમો અપૂર્ણો શું કાર્ય

કરીએ? એવી સ્તુતિ કરી. કેટલાક કહે છે કે જેમ પહેલા ઘરમાં નારદને જોયેલ તેનું અજ્ઞાન ભજવ્યું. તેમ તે અજ્ઞાનનું કાર્ય નાટકીય વાક્ય પણ કહ્યું. તેની બુદ્ધિમાં ભગવાન હદવાળા જણાતા હતા તેથી તેને મોહ ઉત્પન્ન કરવા લૌકિક ભાષા કહી. બીજાઓ કહે છે કે જેઓ જેમ મને ભજે છે તેમ હું તેમને ભજુ છું. એ નિયમ પ્રમાણે ભગવાને એવું કહેલ છે.(૨૧)

છતાં પોતાની પાસે આવેલાનું હિત કરવું જોઈએ એવા ભક્તિ શાસ્ત્રના નિયમને અનુસરીને હવે કહે છે.

**अथापि ब्रूहि नो ब्रह्मञ्जन्मैतच्छोभनं कुरु।**
**स तु विस्मित उत्थाय तूर्णमन्यदगाद्गृहम्॥२२॥**

अस्मान्प्रति ब्रूहि, किञ्चित्प्रार्थयेत्यर्थः । ब्रह्मन्निति ब्राह्मणस्य याचनमुचितमिति । किञ्च । एतन्मम जन्म अवतारः भक्तोद्धारक एवेति। तत्र मुख्यो भवानिति स्वात्मानं पूर्णं कुर्वन् जन्म शोभनं कुरु। स्वजन्म वा । ततो यज्जातं तदाह स तु विस्मित उत्थायेति। पारमार्थिकमेतद्वचनं न भवतीति स्वमनसि निश्चित्य, मां दक्ष्यति, शीघ्रं तत आगत्येति सम्भावनां कुर्वन्, शीघ्रमुत्थाय, ततो गत इत्याह । हेत्वदर्शनाद्विस्मितो जातः । भगवतो वैभवेन समागमनं निराकरोति तुशब्दः । उत्थाय तूर्णमेव अन्यद्गृहमगात् ॥२२॥

तत्र सन्निवेशान्तरमाह तत्राप्यचष्टेति ।

<u>શ્લોકાર્થ-૨૨ :</u> *છતાં પણ હે બ્રાહ્મણ! કહો, અમારા આ જન્મને સફલ કરો. તે તો વિસ્મય પામી ઉઠી તુરત બીજા ઘરે ગયા.(૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> શું કરીએ તે અમને કહો. એટલે કંઈક માગો એવો અર્થ છે. બ્રાહ્મણને માગવું યોગ્ય હોવાથી હે બ્રાહ્મણ! એવું સંબોધન કરેલું છે. વળી મારો આ જન્મ એટલે અવતાર ભક્તોનો ઉદ્ધાર કરનારો જ છે. તેથી તેઓમાં આપ મુખ્ય હોવાથી પોતાને પૂર્ણ કરતાં મારો જન્મ અથવા તમારો જન્મ સફળ કરો. પછી જે થયું તે ઉત્તરાર્ધથી કહેલ છે. આ વચન સત્ય નથી. એવો પોતાના મનમાં નિર્ણય કરીને તરત ઉઠીને તે ત્યાંથી ગયો એમ

કહેલું છે. ભગવાનને આમ કરવાનું કારણ નહિ જાણવાથી વિસ્મય પામ્યો 'તુ તા' શબ્દથી એમ કહેલું છે કે ભગવાન વૈભવ સહીત તેને મળ્યા ન હતા. તે ઉઠીને તરત જ બીજા ઘેર ગયો.(૨૨)

ત્યાં ભગવાન બીજા કાર્યમાં રોકાયેલા હોવાનું કહે છે.

**तत्राप्यचष्ट गोविन्दं लालयन्तं सुतान् शिशून् ।**
**ततोऽन्यस्मिन्गृहेऽपश्यन्मज्जनाय कृतोद्यमम्॥२३॥**

शिशून् पुत्रादीन् । तत्र भगवन्तं दूरादेव सन्निवेशान्तरस्थितं दृष्ट्वा, तत्त्वसङ्ख्यापर्यन्तं तत्तद्भावस्थितं भगवन्तं पश्यन्, तत्र तत्र प्रविश्य, ततस्ततो निर्गत इत्याह ततोऽन्यस्मिन्नित्यादि । अथोवाचेत्यतः प्राक्तनेन । मज्जनाय मर्दनानन्तरं स्नानाय कृत उद्यमो येन॥२३॥

શ્લોકાર્થ - ૨૩ : *ત્યાં પણ ગોવિંદ બાલકપુત્રોનું લાલન કરતા જોયા. પછી બીજા ઘરમાં સ્નાન કરતા જોયા. (૨૩)*

ભાવાર્થ, સુબોધિની : બાલકની પુત્ર વિગેરેને લાલન કરતા જોયા.ત્યાં ભગવાનને દૂરથી જ બીજા કાર્યમાં રોકાયેલા જોઈને. 'પછી બીજા ઘરમાં' એ ઉત્તરાર્ધથી આરંભી પછી નારદે હસતાં હોય એમ ઋષિકેશને કહ્યું સાડાત્રીસમાં શ્લોકથી તત્વની સંખ્યા અઠાવીશ સુધી અઠાવીસ ઘર સુધી એમ કહેલું છે કે જુદી જુદી સ્થિતિમાં ભગવાનનું દર્શન કરતાં જુદા જુદા ઘરમાં પ્રવેશ કરીને અને પછી બહાર નીકળતા તેલના મર્દન પછી સ્નાન કરવા કહેલી છે. તૈયારી જેમણે તેવા ભગવાનને જોયા. (૨૩)

**जुह्वन्तं च वितानाग्नीन्यजन्तं पञ्चभिर्मखैः ।**
**भोजयन्तं द्विजान्क्वापि भुञ्जानमवशेषितम्॥२४॥**

वितानाग्नीन् यज्ञविताने स्थितान् गार्हपत्यादीन् । 'सोमं विधाय अवभृथस्नानानन्तरं सा यावद्रात्रेः संतिष्ठत' इति न्यायेन मध्यरात्रावप्यग्निहोत्रहोमः। तथैवान्यत्र पञ्च मखाः देवयज्ञादयः पञ्चगृहेषु । क्वापि गहे द्विजान् भोजयन्तं रात्रिभोजनेन । ततोऽवशेषितं भुञ्जानं गृहान्तरे । एते

**नव गृहाः पूर्वोक्तौः सह द्वादश ॥२४॥**

**पुरुषार्थचतुष्टयं साधयन्तमाह ।**

<u>શ્લોકાર્થ -૨૪ :</u> *યજ્ઞો કરતાં અગ્નિઓમાં હોમ કરતા, પાંચ યજ્ઞો કરતાં, ક્યાંક બ્રાહ્મણોને ભોજન કરાવતા, ક્યાંક બાકી રહેલું ભોજન કરતા જોયા. (૨૪)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> યજ્ઞની વેદીમાં રહેલા ગાર્હપત્ય વિગેરે અગ્નિમાં હોમ કરતા જોયા. સોમ કાઢીને અવભ્રથ સ્નાન કર્યા પછી 'તે રાત્રી પુરી થાય ત્યાંસુધી પાસે રહે છે.' એ નિયમ પ્રમાણે મધ્ય રાત્રીએ પણ અગ્નિહોમમાં હામ થાય છે. તેવી જ રીતે બીજા પાંચ ઘરોમાં દેવયજ્ઞ વિગે. પાંચ યજ્ઞો કરતા જોયા. ઘરમાં બ્રાહ્મણોને રાત્રિનું ભોજન કરાવતા જોયા. બીજા ઘરમાં તે બ્રાહ્મણના બાકી રહેલું ભોજન કરતા જોયા. આ નવ ઘરો કહેલા સાથે બાર ઘરો જોયાં. (૨૪)

નીચેના શ્લોકમાં ચાર પુરૂષાર્થ પ્રાપ્ત કરતાં ભગવાનને જોયાનું કહે છે.

**क्वापि सन्ध्यामुपासीनं जपन्तं ब्रह्म वाग्यतम्।**

**एकत्र चासिचर्मभ्यां चरन्तमसिवर्त्मसु ॥२५॥**

तत्र धर्मे क्वापि सन्ध्यामुपासीनम्, अन्यत्र जपन्तम्, तस्यैव विशेषणं वाग्यतमिति । मौनव्रतधरं भिन्नमितिविमर्शः एकत्र असिचर्मभ्यां चरन्तं असिवर्त्मसु शास्त्रोक्तखड्गमार्गशिक्षासु ॥२५॥

<u>શ્લોકાર્થ -૨૫ :</u> *ક્યાંક સંધ્યાની ઉપાસના કરતા, વાણીનો સંયમ કરેલાને બ્રહ્મનો જપ કરતા એક સ્થળે ઢાલ તલવારથી તલવાર ફેરવાના ધારા પ્રમાણે અભ્યાસ કરતા જોયા. (૨૫)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> તે ધર્મ પૈકી ક્યાંક સંધ્યાની ઉપાસના કરતા બીજા ઘરમાં જપ કરતા જોયા. 'વાણીનો સંયમ કરેલાને' એ જે જપ કરતા તેનુ જ વિશેષણ છે. મૌનવ્રત ધારણ કરેલા જુદા જોયેલા હોવાનું શંકાસ્પદ છે. એક સ્થળે ઢાલ તલવારથી તલવાર ફેરવવાના ધારા પ્રમાણે એટલે શાસ્ત્રમાં કહેલ તલવાર ફેરવવાના માર્ગની સૂચનોઓ પ્રમાણે અભ્યાસ કરતા જોયા. (૨૫)

**अश्वै रथैर्गजैक्वापि विचरन्तं गदाग्रजम्।**
**क्वचिच्छयानं पर्यङ्के स्तूयमानं च बन्दिभिः ॥२६॥**

तथवै अश्वै रथैर्गजैः सह विचरन्तम् । गदाग्रजं भक्तरक्षार्थं तथा यतमानमित्यर्थः । पर्यङ्के क्वचिच्छयानम् । अन्यत्र बन्दिभिः स्तूयमानम् । दशधाऽयं धर्मो निरूपितः॥२६॥

अर्थं निरूपयति मन्त्रयन्तमिति।

<u>શ્લોકાર્થ -૨૬ :</u> *ક્યાંક અશ્વો, રથો, હાથિઓ સાથે જતા ગદના મોટાભાઈને જોયા. ક્યાંક પલંગ પર પોઢેલા અને ભાટોથી સ્તુતિ કરાતા જોયા.(૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> તેવી રીતે અશ્વો, રથો અને હાથિએ સાથે જતા ગદના મોટાભાઈને એટલે ભકતોના રક્ષણ માટે સાવચેત રહેતા હતા. તેમને જોયા એવો અર્થ છે. કયાંક પલંગ ઉપર પોઢેલા. બીજા ઘરમાં ભાટોથી સ્તુતિ કરાતા જોયા. આ ધર્મનું દશ પ્રકારે નિરૂપણ કર્યું. (૨૬)

નીચેના શ્લોકમાં અર્થનું નિરૂપણ કરે છે.

**मन्त्रयन्तं च कस्मिंश्चिन्मन्त्रिभिश्चोद्धवादिभिः ।**
**जलक्रीडारतं क्वापि वारमुख्याबलावृतम् ॥२७॥**

कामं निरूपयति जलक्रीडारतमिति ॥२७॥

मोक्षं निरूपयति सर्वाण्यङ्गानि निरूपयति कुत्रचिद्द्विजमुख्येभ्य इति।

<u>શ્લોકાર્થ -૨૭ :</u> *કોઈક ઘરમાં ઉદ્ધવ વિગેરે મંત્રીઓ સાથે મંત્રણા કરતા. કયાંક મુખ્ય વૈશ્યાઓ અને સ્રીઓથી વીટાંઇ જલકિડાથી રમણ કરતા જોયા.(૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> ઉત્તરાર્ધથી કામનું નિરૂપણ કરેલું છે. નીચેના શ્લોકથી મોક્ષનું નિરૂપણ કરતાં તેના સર્વ અંગો કહે છે.(૨૭)

**कुत्रचिद्द्विजमुख्येभ्यो ददतं गाः स्वलंकृताः ।**

**इतिहासपुराणानि श्रृण्वन्तं मङ्गलानि च ॥२८॥**

श्रृण्वन्तमिति इतिहासपुराणानीति विशेषः । मङ्गलानि भगवद्गुणान् ॥२८॥

ऋणमपाकुर्वन्निवाह हसन्तमिति ।

શ્લોકાર્થ -૨૮ : કોઈક સ્થળે મુખ્ય બ્રાહ્મણોને સારી રીતે શણગારેલી ગાયોનું દાન કરતા અને ઈતિહાસ પુરાણો તથા મંગલોનું શ્રવણ કરતા જોયા.(૨૮)

ભાવાર્થ, સુબોધિની : શ્રવણ કરતા જોયા. ઈતિહાસ અને પુરાણો એવા શ્રવણમાં ભેદ કહ્યો. મંગલો એટલે ભગવાનના ગુણો.(૨૮)

નીચેના શ્લોકમાં જાણે કે દેવું ફીટાડવા હોય તેવાને જોયાનું કહે છે.

**हसन्तं हास्यकथया कदाचित्प्रियया गृहे।**
**क्वापि धर्मं सेवमानमर्थकामौ च कुत्रचित् ॥२९॥**

त्रैवर्गिकं तत्रैव शेषभूतमाह धर्मं सेवमानमिति ॥२९॥

શ્લોકાર્થ -૨૯ : કોઈક પ્રસંગે ઘરમાં પ્રિયા સાથે હાસ્ય કથાને લીધે હાસ્ય કરતા, ક્યાંક ધર્મ આચરતા અને કોઈક સ્થળે અર્થ અને કામનું સેવન કરતા જોયા.(૨૯)

ભાવાર્થ, સુબોધિની : તેના ઋણ ફીટાડવાના અંગભૂત ધર્મ, અર્થ અને કામ એ ત્રણના સમુહને ઉત્તરાધથી કહેલો છે. (૨૯)

**ध्यायन्तमेकमासीनं पुरुषं प्रकृते परम् ।**
**शुश्रूषन्तं गुरून्क्वापि कामैर्भोगैः सपर्यया ॥३०॥**

ध्यायन्तमेकमिति निदिध्यासितम् । शुश्रूषन्तं गुरूनिति । गुरुसेवा त्रिविधा ॥३०॥

एवमलौकिकपुरुषार्थानुक्त्वा लौकिकं व्यवहारमाह कुर्वन्तं विग्रहं कैश्चिदिति ।

<u>શ્લોકાર્થ -30 :</u> *પ્રકૃતિથી પર પુરૂષનું ધ્યાન ધરતાં એકલા બેઠેલાને, ક્યાંક વડીલોની કામનાઓ, ભોગો માન આપીને સેવા કરતા જોયા.(30)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> 'ધ્યાન ધરતાં વડીલોની સેવા કરતાં' એટલે ત્રણ પ્રકારની સેવા કરતા જોયા.(30)

એવી રીતે અલૌકિક પુરૂષાર્થો કરીને નીચેના શ્લોકમાં લોકમાં લૌકિક વ્યહવાર કરતા જોયાનું કહે છે.

**कुर्वन्तं विग्रहं कैश्चित्सन्धिं चान्यत्र केवलम् ।**
**कुत्रापि सह रामेण चिन्तयन्तं सतां शिवम् ॥३१॥**

राज्यान्तरशिष्टा नाङ्गीकृताः । सन्धावङ्गीकृताः । केवलमित्यनेन समयभेदेनापि सन्धिविग्रहौ निरूपितौ । ततो लोकन्यायेन बलभद्रेण सह मन्त्रणं कथं सतां शिवं भवेदिति । अलौकिकेन वा कलावुत्पत्स्यमानानाम् ॥३१॥

<u>શ્લોકાર્થ -31 :</u> *બીજા સ્થળે કોઈની સાથે વિગ્રહ કરતા તથા માત્ર સંધિ કરતા અને ક્યાંક બલભદ્રની સાથે સત્પુરૂષોના કલ્યાણનો વિચાર કરતા જોયા.(31)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> સંધીમાં બીજા રાજ્યના સભ્ય પુરૂષોનો અંગિકાર કર્યો. માત્ર શબ્દથી જુદાજુદા સમયે સંધિ અને વિગ્રહ કરતા કહેલા છે. વળી સત્પુરૂષોનું કલ્યાણ કેમ થાય? અથવા કલિમાં જે ઉત્પન્ન થવાના છે. તેઓનું અલૌકિક પ્રકારથી કલ્યાણ કેમ થાય? એમ લોકના રીવાજ મુજબ ભલભદ્ર સાથે મંત્રણા કરતા જોયા.(31)

**पुत्राणशं दुहितॄणां च काले विध्युपपादनम् ।**
**दारैर्वरैस्तत्सदृशैः कल्पयन्तं विभूतिभिः॥३२॥**

पुत्राणां विवाहो दुहितॄणां च । विधिपूर्वकमुपपादनं काले युक्तसमये । किञ्च । पुत्राणां दारैः सह विभूतिभिः कल्पयन्तम् । क्वचिद्गृहे पुत्रं सभार्यं परमोत्सवयुक्तं करोतीत्यर्थः । तथा दुहितॄणामपि तत्सदृशैर्वरैः सहितानां विभूतिभिः कल्पयन्तम् । जामातृसहिता दुहितरः ऐश्वर्यादिसम्पन्नाः कृता

इत्यर्थः ॥३२॥

<u>શ્લોકાર્થ -૩૨ :</u> પુત્રોને તેઓને યોગ્ય પત્નીઓ સાથે અને પુત્રીઓને તેમના યોગ્ય વરો સાથે યોગ્ય સમયે વિધિપૂર્વક વૈભવથી પરણાવવાની ગોઠવણ કરતા જોયા.(૩૨)

<u>ભાવાર્થ, સુબોધિની :</u> પુત્રોના અને પુત્રીઓના વિવાહ એટલે વિધિપૂર્વક યોગ્ય સમયે પરણાવવાની ગોઠવણ કરતા જોયા. વળી પુત્રોને પત્નીઓ સાથે વૈભવથી પરણાવવાની ગોઠવણ કરતા જોયા. કાંઈક ઘરમાં પુત્રને તેની પત્ની સાથે મોટો ઉત્સવ કરતા જોયા એવો અર્થ છે. તેવી રીતે પુત્રીઓને પણ તેઓને યોગ્ય વરો સાથે વૈભવથી પરણાવવાની ગોઠવણ કરતા જોયા. એટલે પુત્રીઓને જમાઈઓ સાથે ઐશ્વર્ય વિગેરેવાળી કરી એવો અર્થ છે.(૩૨)

**प्रस्थापनोपानयनैरपत्यानां महोत्सवान् ।**
**वीक्ष्य योगेश्वरेशस्य येषां लोका विसिस्मिरे ॥३३॥**

तारामेव प्रस्थापनं उपनयनं च भर्तृगृहात्स्वगृहे समानयनम् । पुत्रवधूनां वा अपत्यानां महोत्सवान् कल्पयन्तमिति सम्बन्धः । आवश्यकत्वादनभिनिवेशेन करणं सम्भवतीति तद्व्यावृत्त्यर्थं महतीं समृद्धिमुपपादयति वीक्ष्येति । योगेश्वराणामपीश्वरत्वात्सामग्रीमनेकविधां अनायासेन शीघ्रं सम्पादयति । ततो येषां महोत्सवानां सम्बन्धिनो लोकाः तां दृष्ट्वा अभूतपूर्वत्वाद्विसिस्मिरे ॥३३॥

एवं लौकिकधर्मेषु केवललौकिकानुपपाद्य तदनुरूपधर्मानुपपादयति यजन्तं स्वकलान् देवानिति ।

<u>શ્લોકાર્થ-૩૩ :</u> આણાં વળાવવાથી, તેડી આવવાથી સંતાનોના મહોત્સવોની ગોઠવણ કરતા જોયા. જે ઉત્સવના સંબંધવાળા લોકો યોગેશ્વરોના ઈશ્વરનો વૈભવ જોઈ વિસ્મય પામતા.(૩૩)

<u>ભાવાર્થ, સુબોધિની :</u> તે પુત્રીઓને આણું વળાવવું તથા સાસરેથી પોતાના ઘરે તેડી આવવું અથવા પુત્રોની સ્ત્રીઓના સંતાનોના મહોત્સવની

ગોઠવણ કરતા જોયા એવો વાક્યનો સંબંધ છે. આ ઉત્સવો કરવાનું આવશ્યક હોવાથી દિલ દઈને કરતા નહિ હોય એવી શંકા થાય તેથી તે દૂર કરવા ઉત્તરાર્ધથી ઘણી સમૃદ્ધિ જણાવે છે.

યોગેશ્વરોનો ઈશ્વર હોવાથી પ્રયાસ વગર તરત અનેક પ્રકારની સામગ્રી પુરી પાડતા તેથી તે મહોત્સવ સંબંધવાળા લોકો તે સામગ્રી જોઈને વિસ્મય પામતા.(૩૩)

લૌકિક ધર્મો નીચેના શ્લોકમાં તેના ધર્મો કહે છે.

**यजन्तं स्वकलान्देवान्क्वापि क्रतुभिरूर्जितैः ।**

**पूर्तयन्तं क्वचिद्धर्मं कूपाराममठादिभिः ॥३४॥**

स्वस्य कला येषु । भगवदावेशयुक्तान् । ऊर्जितै : लौकिकसाधनैः पुष्टैः । ऋतुभिर्यज्ञादिभिः शान्तिकपौष्टिकैर्वा । पूर्तमप्याह पूर्तयन्तमिति । कूपारामादिप्रतिष्ठार्थं देवतावाहनं कृत्वा अधिवासने उपविष्टमित्यर्थः । आरामा वाटिकाः, तत्र आलयाः गृहाः, देवस्थानानि वा। तामसादिभेदा उक्ता इति । अन्येषां तदादित्वम् ॥३४॥

*શ્લોકાર્થ -૩૪ : ક્યાંક પોતાની કલારૂપ દેવોનું વૈભવવાળાનું યજ્ઞોથી પૂજન કરતા, ક્યાંક કૂવા, વાડીઓ મંદિરો વિગેરેથી ધર્મની વૃદ્ધિ કરતા જોયા. (૩૪)*

ભાવાર્થ, સુબોધિની : પોતાની કલા છે જેમનામાં તે ભગવાનના આવેશવાળા દેવોને લૌકિક સાધનોથી વૈભવવાળા યજ્ઞો વિગેરેથી અથવા દુઃખ કરનારા અને પોષણ કરનારા યજ્ઞોથી પૂજતા જોયા. ઉત્તરાર્ધથી ધર્મનું આચરણ કરતા પણ જોયા. કૂવા, વાડી વિગેરેની પ્રતિષ્ઠા કરવા દેવતાઓનું આહવન કરીને તેનું વિસર્જન થતાં બેઠેલા જોયા એવો અર્થ છે.

વાડીઓ અને તેની અંદર ઘરો અથવા દેવમંદિરો આ તામસ્ વિગેરે ભેદ કહેલા છે. બીજા ધર્મ કાર્યોમાં તે કૂવા વિગેરે મુખ્ય હતા. (૩૪)

**चरन्तं मृगयां क्वापि हयमारुह्य सैन्धवम्।**

**घ्नन्तं ततः पशून्मेध्यान्परीतं यदुपुङ्गवैः ॥३५॥**

ततोऽन्तःपुरस्थपर्वतोपवनादिषु सैन्धवं समुद्रोद्भवं हयमारुह्य मृगयां चरन्तम् । रात्रावपि गृहे प्रविष्टः गृहेस्थैस्तथोक्त मृगयास्थाने तथाविधं दृष्टवानित्यर्थः । तथैव क्वचिन्मेध्यान्पशून् श्राद्धाद्यर्थं घ्नन्तम् । तत्रान्येषामप्यर्थे तथा करोतीति ख्यापयितुं परीतं यदुपुङ्गवैरित्युक्तम् ॥३५॥

गुप्तचर्यां चरन्तं दृष्टानित्याह अव्यक्तलिङ्गेति ।

<u>શ્લોકાર્થ -૩૫ :</u> *ક્યાંક સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ અશ્વ પર બેસી મૃગયા કરતા પછી ઉત્તમ યાદવોથી વીંટળાઈ પશુઓને હણતાં જોયા.(૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> પછી અન્તઃપુરમાં આવેલ પર્વત, વાડીઓ વિગેરેમાં સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ અશ્વ પર બેસી મૃગયા કરતા જોયા. રાત્રીના સમયે નારદે ઘરમાં પ્રવેશ કર્યો. ઘરમાં રહેલાઓએ મૃગયા કરવા પધાર્યા છે એમ કહ્યું. મૃગયાના સ્થાનમાં તેવા પ્રકારના ભગવાનમાં તેને દર્શન થયાં એવો અર્થ છે. તેવી જ રીતે ક્યાંક શ્રાદ્ધ વિગેરે માટે પવિત્ર પશુઓને હણતા જોયા. 'ઉત્તમ યાદવોથી વીંટાઈ' એમ કહેલ છે. ભગવાન તેમ કરતાં હતા તે જણાવવા આ કહેલ છે.(૩૫)

નારદે ભગવાનને છુપા ફરવાનું કાર્ય કરતાં જોયા એમ નીચેના શ્લોકથી કહે છે.

**अव्यक्तलिङ्ग प्रकृतिष्वन्तः पुरगृहादिषु ।**
**क्वचिच्चरन्तं योगेशं तत्तद्भावबुभुत्सया ॥३६॥**

अव्यक्तानि लिङ्गानि सत्त्वासत्त्वख्यापकानि । यासां प्रकृतीनां स्त्रीणामन्तःपुरे गृहादिकं येषां तेषामपि तस्य तस्य सतोऽसतो वा भावबुभुत्सया क्वचिच्चरन्तम् । गूढरीत्या यथा राज्ञां गुप्तचर्या भवति । तत्रैव नारदः स्वयमपि तादृशधर्मपर इति । नारदादीन् भगवान् पुनरन्वेषतीति । 'ये यथा मां प्रपद्यन्त' इति समानशीलत्वात्तत्र भगवत्साक्षात्कारो जातः ॥३६॥

ततो निकटे मिलितः, पलायनेऽप्यशक्तः, लज्जितः सन् किञ्चिद्भगवन्तमुवाचेत्याह अथोवाचेति ।

શ્લોકાર્થ -૩૬ : જેઓના લક્ષણ સ્પષ્ટ ન હતા તેવી સ્ત્રીઓમાં અને જેઓના ઘરો અન્તઃપુરમાં હતાં તેઓમાં તેમનું નિખાલસપણું જાણવાની ઈચ્છાથી યોગેશ્વરને ફરતા જોયા.(૩૬)

ભાવાર્થ, સુબોધિની : સ્પષ્ટ ન હતાં. સારી અથવા દુષ્ટ એમ જણાવનારાં લક્ષણો જે સ્ત્રીઓમાં અને અન્તઃપુરમાં ઘર હતું જેઓનું તેઓમાં તે સારાં છે કે દુષ્ટ એવા લક્ષણો જાણવાની ઈચ્છાથી જેમ રાજાઓ છુપાવેશે ફરે છે. તેમ ભગવાનને કયાંક ફરતા જોયા. કારણ કે નારદ પોતે ત્યાં ભગવાનના અન્તઃપુરમાં જ તેવા ગુણમાં છુપી રીતે ફરવામાં રોકાયેલો હતો. તેથી નારદ વિગેરે છુપા ફરનારને ભગવાન શોધતા હતા.'જેઓ જે રીતે મને ભજે છે તેમને હું પણ તેવી રીતે ભજુ છું.' એ વાક્ય પ્રમાણે ભગવાન અને નારદ સમાન ગુણવાળા હોવાથી ત્યાં નારદને ભગવાનનો સાક્ષાત્કાર થયો.(૩૬)

પછી સમીપમાં ભેગા થયેલા, નાસી જવાની શક્તિ વિનાના નારદે શરમાઈ જઈ ભગવાનને કાંઈક કહ્યું.



**अथोवाच हृषीकेशं नारदः प्रहसन्निव ।**
**योगमायोदयं वक्ष्य मानुषीमीयुषो गतिम् ॥३७॥**

हृषीकेशत्यनेन स्वापराधो निवारितः । भगवतैव तथा प्रेरित इति । आदावन्योन्यदर्शनेन प्रहसनम् । ततो लज्जया विषादादिवेति । एतावद्दर्शनेन नारदस्य किं मौढयमासीत्, आहोस्विद्भगवदचिन्त्यैश्वर्यपरिज्ञानेन तथात्वम्, अथवा मायैवेति । मायापक्षे सर्वथा प्राकृतबुद्धिः । प्रथमविशेषा नारदबुद्धौ न स्फुरिताः, किन्तु योगगतिरेषेति स्वस्य भगवतश्च तुल्यतया परिज्ञानं मध्यमभावश्च स्फुरित इति ज्ञापयन्नाह योगमायोदयं वीक्ष्येति । योगमायया दिव्या अपि गतयो भवन्तीति कथमियमेव लीला दृष्टेत्याशङ्क्याह मानुषीमीयुषो गतिमिति । योगमाया योगस्याधिदैविकी देवता, साधनरूपा

वा भगवच्छक्तिस्तथेति ॥३७॥

तावान्मात्रं ज्ञातं विनिश्चित्य तत्रैव पर्यवसितमतिः अधिकार्थापरिज्ञानात् नायकोत्कर्षाभावे प्रमेयभक्तिमार्गो न साधीयानिति ततो निवृत्तिं वाञ्छन्निव प्रमाणवलेनैव भक्तिमार्गमुपदेक्ष्यामीति निश्चित्य भगवन्तं प्रार्थयते विदामेति द्वाभ्याम् ।

*<u>શ્લોકાર્થ -૩૭ :</u> પછી મનુષ્યની સ્થિતિ ગ્રહણ કરેલા ઋષિકેશની યોગમાયાની સમુદ્ધિ જોઈને નારદે જાણે હસતો હોય તેમ નીચે પ્રમાણે કહ્યું.(૩૭)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> 'હૃષિકેશ' એવા આ શબ્દથી નારદે પોતાનો અપરાધ દૂર કરેલો છે. કારણ કે ભગવાને જ તેને છુપા રહી જોવાની પ્રેરણા કરેલી. આરંભમાં એકબીજાને જોઈને હસવું આવ્યું પછી શરમને લીધે જાણે કે દીલગીરીને લીધે હોય તેમ હસ્યો. આટલું જોઈ શું નારદ મૂઢ થયો? અથવા ભગવાનના ચિંતન થઈ શકે તેવા ઐશ્વર્યનું જ્ઞાન થવાથી તેવો થયો? અથવા આ માયા જ હતી.?

જો માયા જ માનવામાં આવે તો નારદની ભગવાન વિષે પ્રાકૃતપણાની બુદ્ધિ થાય. પહેલાં મૂઢ થયો એ મત પ્રમાણે નારદ સંપૂર્ણપણે પ્રાકૃત ગણાય. વચલા મત મુજબ બંને ઉત્તમ ગણાય. આ ત્રણે પ્રકારની ચોક્કસ માન્યતા નારદની બુદ્ધિમાં સ્ફુરી ન હતી. પરંતુ આ ભગવાનના યોગનું ફલ છે એમ પોતે અને ભગવાન સમાન હોવાનું જ્ઞાન થયું. 'યોગમાયાની સમૃદ્ધિ' જોઈને 'શબ્દોથી ભગવાનની મધ્યમ સ્થિતિ તેની બુદ્ધિમાં સ્ફૂરી એમ જણાવે છે.

યોગમાયાથી દિવ્ય ફલો પણ પ્રાપ્ત થાય છે. તેથી નારદે આજ લીલા કેમ જોઈ? એવી શંકા થાય તેથી ''મનુષ્યની સ્થિતિ ગ્રહણ કરેલા' શબ્દો યોજેલા છે. કારણ કે યોગેશ્વર જેવા પ્રકારનું રમણ કરવા ઈચ્છે છે અને અનુકુલ યોગમાયાનું ફલ થાય છે.

'યોગમાયા' એટલે યોગની આધિદૈવિક દેવતા અથવા ભગવાનની સાધ્વીરૂપ શકિત એવો અર્થ છે. ભગવાન યોગેશ્વર છે તેટલું જ જાણીને તેવો નિશ્ચય કરીને તેમાં જ સમાપ્ત થયેલી બુદ્ધિવાળા નારદને તેથી અધિક વિષયનું

જ્ઞાન નહિ હોવાથી' નાયકનું ઉત્તમપણું ન હોય તો પ્રમેય ભક્તિમાર્ગ સારો નહિ' એવા વિચારથી તે મૂકી દેવાની ઈચ્છા કરતો હોય તેમ પ્રમાણબલથી ભક્તિમાર્ગનો ઉપદેશ કરીશ એવો નિર્ણય કરીને નીચેના બે શ્લોકથી પ્રાર્થના કરે છે.(૩૭)

**विदाम योगमायास्ते दुर्दर्शा अपि योगिनाम् ।**
**योगेश्वरात्मन्निर्भाता भवत्पादनिषेवया ॥३८॥**

**अनुजानीहि मां देवलोकास्ते यशसाहुतान् ।**
**पर्यटामि तवोद्गायंल्लीला भुवनपावनीः ॥३९॥**

ते योगमायाः यथेच्छं प्रवर्तमानस्य तत्तदिच्छापूरिकाः विदामः । इदं ज्ञानं स्वस्यैवासाधारणमिति ज्ञापयितुमाह दुर्दर्शा अपि योगिनामिति । कारणपरिज्ञानं योगिनामपि दुर्लभम् । कार्यस्य लौकिकपरिज्ञाना-त्कारणजिज्ञासैव नोत्पद्येत इति। तर्हि तव कथमुत्पन्नेत्याशङ्कायामाह योगेश्वरात्मन् भवत्पादनिषेवया निर्भाता इति। योगेश्वराणामस्मदादी-नामात्मत्वेन स्फुरितो भवानेव पादभजने हेतुरिति सम्बोधनम् । चरणसेवा तु योगमायापरिज्ञाने हेतुः । अत एतावत्कालं कृता प्रमेयबलभक्तिः एतदर्थपरिज्ञान एवोपक्षीणा जातेति एतन्मतपरित्यागेन कीर्तनमार्गेणैव स्थास्यामीति प्रार्थयते अनुजानीहीति देवलोकानिन्द्रादिस्थानानि ते यशसा आप्लुतान् व्याप्तानि उद्गायन् पर्यटामि । भुवनपावनीः लीलाः पूर्वसिद्धा एव । एतासमाद्दृष्टानां शास्त्रे प्रसिद्ध्यभावात् एता असम्मता इत्यर्थादुक्तं भवति ॥३९॥

तत्र भगवान् विचारार्थं प्रवृत्तोऽपि अपरिज्ञानात् खिन्नो जातः मार्गमेव परित्यक्तुं वाञ्छतीति निश्चित्य प्रबोधयति ब्रह्मन् धर्मस्येति ।

श्लोकार्थ -३८ : યોગીઓથી પણ ન જાણી શકાય તેવી આપની યોગમાયાઓ મેં જાણી. હે યોગેશ્વરના આત્મા ! આપના ચરણની સેવાથી મને તે જણાઈ.(૩૮)

ભાવાર્થ, સુબોધિની : ઈચ્છા પ્રમાણે પ્રવૃત્તિ કરનાર આપની જુદીજુદી ઈચ્છાઓ પૂર્ણ કરનારી આપની યોગમાયાઓ મેં જાણી. આ જ્ઞાન તેને એકલાને જ થયેલું હતું.(૩૮)

એમ જણાવવા 'યોગીઓથી પણ ન જાણી શકાય તેવી' શબ્દો કહેલા છે. આપના આ વૈભવનું કારણ જ્ઞાનીઓ અને યોગીઓને પણ દુર્લભ છે. કારણ કે વૈભવને તે લૌકિક જાણતા હોવાથી તેમને કારણ જાણવાની ઈચ્છા જ ઉત્પન્ન થતી નથી. ત્યારે તને કેમ ઉત્પન્ન થઈ? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે. હું વિગેરે યોગીઓને આત્મા તરીકે સ્કુરેલા આપ જ આપના ચરણનું ભજન કરવાના કારણરૂપ છો એવા અભિપ્રાયથી 'હે યોગેશ્વરોના આત્મા' એવું સંબોધન કહેલું છે. યોગમાયાઓનું જ્ઞાન થવાનું કારણ તો આપના ચરણની સેવા છે. (૩૮)

તેથી આટલા સમય સુધી કહેલી પ્રમેયબલની ભક્તિ આ વિષયનુ જ્ઞાન થવામાં થઈ. તેથી આ પ્રમેય બલના મત મુજબ તેનો ત્યાગ કરી હું કિર્તનમાર્ગ પ્રમાણે જ વર્તીશ એવી નીચેના શ્લોકથી પ્રાર્થના કરે છે.

શ્લોકાર્થ -૩૯ : *ભુવનોને પવિત્ર કરનારી આપની લીલાઓનું ગાન કરતો આપના યશથી ભરેલા દેવલોકમાં હું ફર્યા કરૂં તેવી મને પરવાનગી આપો.(૩૯)*

ભાવાર્થ, સુબોધિની : આપના યશથી ભરેલા દેવલોકમાં આપની લીલાઓનું ગાન કરતો હું ફર્યા કરૂં.પહેલાં જે નારદને દેખાડી તેજ લીલાઓ ભુવનોને પવિત્ર કરનારી છે. આ લીલાઓ કોઈ બીજાએ જોયેલી ન હોવાથી અને શાસ્ત્રમાં પ્રસિદ્ધ નહિ હોવાથી આ લોકમાં આદર પામેલી નથી. એમ વાસ્તવીક રીતે તે વિષયમાં નારદ વિચાર કરવા પ્રવૃત થયેલો હોવા છતાં જ્ઞાન નહિ થવાથી દુઃખી થઈ માર્ગનો ત્યાગ કરવા ઈચ્છે છે તેથી ભગવાન ઉપદેશ આપે છે.(૩૯)

**श्रीभगवानुवाच - ब्रह्मन् धर्मस्य वक्ताहं कर्ता तदनुमोदिता।**
**तच्छिक्षयँल्लोकमिममास्थितः पुत्र मा खिदः ॥४०॥**

केवलकथने वेदादौ क्रियाप्रवेशाभावे लोको न मन्यत इति धर्मस्याहं

कर्तापि यदि क्रियमाणस्यानुमोदनं न कुर्यां वचनाचरणशदिभिः, तदापि लोको न प्रवर्तेतेति तस्य धर्मस्यानुमोदिताप्यहम् । अतो लोके धर्मप्रवृत्त्यर्थं तच्छिक्षयन् लोके धर्मं ग्राहयन् इमं लोकमास्थितः । अयं भावः समाश्रित इत्यर्थः । इति स्वकृतस्य नानाविधधर्मस्याभिप्रायो वर्णितः । ननु त्वद्वञ्चनार्थं माया प्रदर्शितेति पक्षं निवारयितुं सम्बोधनमाह पुत्रेति । लीलायाः तत्त्वापरिज्ञानान्मा खिद । तत्त्वं तूक्तमिति ॥४०॥

ततस्तस्य दृष्टं दर्शनानन्तरमध्यवसायं च श्लोकद्वयेनाह इत्याहचरन्तमिति।

શ્લોકાર્થ-૪૦: હે બ્રહ્મણ! ધર્મ કહેનારા આચરનારા અને તેનું અનુમોદન કરનારો હું તે શીખવતાં આ લોકમાં રહેલો છું. હે પુત્ર! ખેદ ન કર.(૪૦)

ભાવાર્થ, સુબોધિની: વેદ વિગેરેમાં માત્ર ધર્મ કહેવામાં આવે તો ક્રિયાનો પ્રવેશ નહિ હોવાથી લોક તેનો આદર ન કરે. તેથી હું ધર્મ આચારનાર પણ છું. જો આચરવામાં આવતા ધર્મનું વચન આચરણથી અનુમોદન ન કરૂં તો લોકમાં ધર્મની પ્રવૃત્તિ ન થાય તેથી હું ધર્મનું અનુમોદન કરનો છું. તેથી ધર્મની પ્રવૃત્તિ થાય તે માટે પણ તે શીખવતાં એટલે લોકને ધર્મનું શિક્ષણ આપતાં હું આ લોકમાં રહેલો છું. એ રીતે ભગવાને જાત જાતના ધર્મના અભિપ્રાયનું વર્ણન કર્યું.

તને ઠગવા માયા બતાવી હશષ એવો વિચાર ખોટો હોવાનું જણાવવા હે પુત્ર! એવું સંબોધન કહેલું છે. લીલાનું તત્વ ન જાણવાને લીધે 'તુ ખેદ ન કર' કારણ કે મેં તને તે તત્વ કહ્યું છે.(૪૦)

નીચેના બે શ્લોકતી તેને જે જોયું તે અને જોયા પછીનો નિર્ણય કહે છે.

**श्रीभगवानुवाच - इत्याचरन्तं सद्धर्मान्पावनान्गृहमेधिनाम्।**
**तमेव सर्वगेहेषु सन्तमेकं ददर्श ह ॥४१॥**
**कृष्णस्थानन्तवीर्यस्य योगमायामहोदयम् ।**
**मुहुर्दृष्ट्वा ऋषिरभूद्विस्मितो जातकौतुकः ॥४२॥**




सतां त्रिविधानां सर्वविधान् धर्मान् गृहमेधिनां पावनान् पवित्रकरान्।

एवं चेत्कश्चिदाचरित भगवानाचचारेति, तदा पवित्रो भवतीति। अतोऽनन्तमूर्ति तमेव सर्वगेहेषु सन्तं ददर्श । ततो यज्जातं तदाह कृष्णस्येति । अनन्तानि वीर्याणि यस्येति । लीलयैवं स्त्रीषु स्थितिः, न तु वस्तुतः । यतोऽयं सर्वशक्तिः । तत्रापि योगमायायाः महानउदयःअयम् । न कदाप्येवं दृष्टः । अतो धर्मधर्मिणोरलौकिको भावो दृष्ट इति विस्मितः । पुनर्दर्शने जातकौतुकश्च जातः ॥४२॥

શ્લોકાર્થ -૪૧-૪૨ : અહો ! એવી રીતે પવિત્ર કરનારા ગૃહસ્થાનો ઉત્તમ ધર્મોનું આચરણ કરતા તેમને એકલાને જ સર્વ ગૃહોમાં રહેલા નારદે જોયા. અનંત વીર્યવાળા શ્રીકૃષ્ણની યોગમાયાનો ભારે વૈભવ વારંવાર જોઇને ઋષિને વિસ્મય થયો અને આકાંક્ષાવાળા થયા.(૪૧-૪૨)

ભાવાર્થ, સુબોધિની : ત્રાણે પ્રકારના સત્પુરૂષોના સર્વ પ્રકારના ગૃહસ્થના ધર્મો પવિત્ર કરનારા છે. કારણ કે ભગવાને આ ધર્મોનું આચરણ કર્યું એટલે જો કોઇ તેનું આચરણ કરે તો તે પવિત્ર થાય છે. તેથી સર્વ ગૃહોમાં રહેલા અનંત રૂપવાળા ભગવાનને નારદે જોયા. (૪૧)

અનંત છે વીર્યો જેનાં તેવા ભગવાન છે. તેમની સ્ત્રીઓમાં સ્થિતિ લીલાથી જ છે. પરંતુ વાત્સવિક રીતે નથી. કારણ કે ભગવાનમાં સર્વ શક્તિઓ રહેલી છે. તેમાં પણ આ યોગમાયાનો ભારે વૈભવ છે. આવો કોઇવાર જોવામાં આવ્યો ન હતો. તેથી ધર્મ યોગમાયા અને ધર્મી ભગવાનની અલૌકિક સ્થિતિ હોવાથી તે વિસ્મય પામ્યો અને ફરીથી દર્શન કરવાની આકાંક્ષાવાળો થયો. (૪૨)

**इत्यर्थकामधर्मेषु कृष्णेन श्रद्धितात्मना ।**
**सम्यक् सभाजितः प्रीतस्तमेवानुस्मरन्ययौ ॥४३॥**

ततः सादरदर्शनानन्तरमर्थकामधर्मेषु श्रद्धितात्मना भगवता सम्यक् सभाजितो ब्राह्मणबुद्ध्या ऋषिबुद्धया च यथेष्टं भोजनादिना सन्तुष्टः तमेव भगवन्तमनुस्मरन् ययौ । न तु प्रमाणबलमाश्रित्य ॥४३॥

एवं नारददृष्टां भगवल्लीलामुपनायोपसंहरति एवं मनुष्यपदवीमिति।

<u>શ્લોકાર્થ -૪૩ :</u> એવી રીતે અર્થ,કામ અને ધર્મમાં શ્રદ્ધાવાળા અન્તઃકરણવાળા શ્રીકૃષ્ણથી સારી રીતે આદર પામેલો તે પ્રસન્ન થઈને તેમનું જ સ્મરણ કરતો ગયો.(૪૩)

<u>ભાવાર્થ, સુબોધિની :</u> પછી આદરપૂર્વક શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં પછી અર્થ, કામ અને ધર્મમાં શ્રદ્ધાવાળા અન્તઃકરણવાળા ભગવાનનો સારી રીતે આદર પામેલો બ્રાહ્મણ અને ઋષિ જાણીને તેની ઈચ્છા પ્રમાણે ભોજન વિગેરેથી તૃપ્ત થયેલો ભગવાનનું સ્મરણ કરતો તે ગયો. પરંતુ પ્રમાણબલ ઉપર આધાર રાખીને ગયો નહિ. (૪૩)

એવી રીતે નારદે જોયેલી ભગવાનની લીલાનું વર્ણન કરી નીચેના શ્લોકથી ઉપસંહાર કરે છે.

**एवं मनुष्यपदवीमनुवर्तमानो नारायणोऽखिलभवाय गृहीतशक्तिः ।**
**मेनेऽङ्ग षोडशसहस्रवराङ्गनानां सव्रीडसौहृदनिरीक्षणहासजुष्टः ॥४४॥**

तद्धर्माणामनाचरणे तत्तदनुसर्पणं न भवतीति मनुष्यपदवीमनुवर्तमानः षोडशसहस्रवराङ्गनानां सव्रीडादिभिर्जुष्टो मेने । मनुष्यपदव्यामप्यागतः मूलरूप एवेति ज्ञापयितुमाह नारायण इति । तस्यैवंकरणे किं प्रयोजनमित्याशङ्क्याह अखिलभवाय गृहीतशक्तिरिति । सर्वेषामुद्भवार्थं सत्त्विक्यः शक्तयः सर्वाः संगृहीताः तत्र मनुष्येषु धर्माप्रवृत्तौ सर्वेषामुद्भवो न भवतीति तथा करणम् । अङ्गेत्यप्रतारणाय सम्बोधनम् । अष्टमहिषीणां न विवाद इति नरकासुरपरिगृहीतानामेव षोडशसहस्रवराङ्गनानामिति वरशब्देन तत्तद्दास्यो व्यावर्तिताः । अन्या वा गोप्यः संगृहीताः । व्रीडापूर्वको योयं सौहृदनिरीक्षणविशेषः तत्पूर्वको हासः तेन जुष्ट इति । त्रिविधो भावो निरूपितः तामससात्त्विकादिभेदेन ॥४४॥

एवं रमणमुपसंहृत्य लौकिकीयं लीला धर्मार्थिभिर्न श्रोतव्येति शङ्कां वारयितुं फलश्रुतिमाह यानीति ।

<u>શ્લોકાર્થ -૪૪ :</u> હે રાજા ! સર્વના કલ્યાણ માટે જેણે શક્તિઓ ધારણ

*કરેલી છે તેવા, મનુષ્યની સ્થિતિને અનુસરનારા સ્નેહવાળી દષ્ટિ સાથેના હાસ્યથી સેવાતા રમણ કરતા હતા.(૪૪)*

<u>ભાવાર્થ, સુબોધિની</u> : જુદા જુદા ધર્મોનું આચરણ કરવામાં ન આવે તો જુદાજુદા ધર્મો કોઈ અનુસરે નહિ તેથી મનુષ્યની સ્થિતિને અનુસરતા ભગવાન સોળ હજાર ઉત્તમ સ્ત્રીઓના લજ્જાયુક્ત સ્નેહની દષ્ટિથી સેવાતા રમણ કરતા હતા. મનુષ્યની સ્થિતિમાં આવેલા હોવા છતાં ભગવાન મૂલરૂપ જ હતા તે જણાવવા 'નારાયણ' શબ્દ યોજેલ છે.

તેમને એ પ્રમાણે કરવાનું શું પ્રયોજન? એવી શંકા થાય તેથી 'સર્વના કલ્યાણ માટે જેમણે શક્તિઓ ધારણ કરેલી છે તેવા' એમ કહેલું છે. સર્વના કલ્યાણ માટે ભગવાને બધી સાત્વિક શકિતઓ ધારણ કરેલીછે. તેવા સંજોગોમાં જો મનુષ્યોની ધર્મમાં પ્રવૃત્તિ ન થાય તો સર્વનું કલ્યાણ ન થાય તેથી ભગવાન તે પ્રમાણે કરે છે. હે રાજા ! એ સંબોધન શુક પરિક્ષિતને છેતરતા નથી તે માટે છે. આઠ પટરાણીઓના સંબંધમાં તેઓની સાથે ભગવાન રમણ કરે તે વિષયમાં કોઈ તકરાર નહિ હોવાથી 'સોળ હજારર ઉત્તમ સ્ત્રીઓનાં' એમ કરેલું છે. ઉત્તમ શબ્દથી બીજી ભગવાનની પત્નીઓ ન હતી તેવી ગોપીઓનો સમાવેશ કરેલો છે. લજ્જાયુકત સ્નેહવાળી દષ્ટિ તે સાથેનું હાસ્ય તેનાથી સેવાતા એમ તામસ. સાત્વિક વિગેરેના ભેદથી ત્રણ પ્રકારનો પ્રેમ જણાવેલો છે. (૪૪)

એવી રીતે રમણનો ઉપસંહાર કરીને આ લૌકિક લીલા ધર્મ કરનારાઓએ સાંભળવી ન જોઈને એવી શંકા દૂર કરવા નીચેના શ્લોકથી આ લીલાના શ્રવણનું ફળ કહે છે.

**यानीह विश्वविलयोद्भवोवृत्तिहेतुः कर्माण्यन्यविषयाणि हरिश्चकारा।**

**यस्त्वङ्ग गायति शृणोत्यनुमोदते वा भक्तिं लभेत भगवत्यपवर्गमार्गे ॥४५॥**

सर्वविधकर्मकरणे भगवतो हेतुमाह । विश्वस्य विलयः । उद्भव उत्पत्तिः, वृत्तिः स्थितिः, तेषां हेतुः । अत एवानन्यविषयाणि कर्माणि चकार । नह्यन्यो जगदुत्पत्त्यादिहेतुर्भवति, लीलायां च नान्यं प्रवेशयति, किन्तु स्वयमेव तत्र तत्राविष्टः तथा करोति। अतो नान्यो विषयः विशेषलीलायाः प्रयोजनं हरिरिति।

अतो य एतां लीलां गायति, स्वत एवानन्देन कीर्तयति वा, अन्यैगयमानां शृणोति, असन्निहितः सन्निहितो वा, कालान्तरे कथावसाने वा, अनुमोदते, श्रोतृवक्तृकथाः, सः भक्तिं लभेत, भगवति पूर्णपुरुषे । भक्तेरन्यत्र विनियोगाभावायाह अपवर्गमार्ग इति । मोक्षे नान्यो मार्गोऽस्तीत्यर्थः ॥४५॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे विंशोऽध्यायः

<u>શ્લોકાર્થ-૪૫ : હે</u> રાજા ! વિશ્વનો લય, ઉત્પત્તિ અને સ્થિતિના કારણરૂપ હરિએ બીજાથી ન થઇ શકે તેવાં જે કર્મો અહીં કરેલાં છે. તેમનું જે ગાન, શ્રવણ અને અનુમોદન કરે છે તે મોક્ષના માર્ગરૂપ ભગવાનમાં ભક્તિ પ્રાપ્ત કરે છે.(૪૫)

<u>ભાવાર્થ, સુબોધિની :</u> સર્વ પ્રકારનાં કર્મો કરવામાં ભગવાનનું પ્રયોજન કરે છે. વિશ્વનો લય, ઉત્પત્તિ અને સ્થિતિ તેમના કારણરૂપ હરિ છે. તેથી બીજાથી ન થઇ શકે તેવાં કર્મો હરિએ કરેલાં છે. કારણ કે બીજો કોઇ જગતની ઉત્પત્તિ વિગેરેનું કારણ થતો નથી અને લીલામાં બીજા કોઇનો પ્રવેશ કરાવતો પણ નથી. પરંતુ જુદાજુદા કાર્યમાં રોકાઇ પોતે જ તે કરે છે. તેથી તેના કાર્યમાં બીજો ગોચર થતો નથી. ઉત્તમ લીલા કરવાનું પ્રયોજન 'હરિ' શબ્દથી કહેલું છે. તેથી આ લીલાનું જે ગાન કરે છે. અને પોતે આનંદથી કિર્તન કરે છે. બીજાથી ગાન થતું હોય ત્યારે દૂર રહીને અથવા પાસે રહીને શ્રવણ કરે છે. શ્રવણ કરનારના અથવા કહેનારના સંબંધવાળી કથાઓનું તે કેટલાક સમય પછી અથવા કથા પુરી થાય ત્યારે અનુમોદન કરે છે. તે ભગવાનમાં એટલે પૂર્ણ પુરૂષોત્તમમાં ભક્તિ પ્રાપ્ત કરે છે. ભક્તિ બીજામાં થતી નથી એમ 'મોક્ષના માર્ગ રૂપ' શબ્દથી કહે છે. મોક્ષ પ્રાપ્ત કરવાનો બીજો કોઇ માર્ગ નથી. ભક્તિથી જ થાય છે. એવો અર્થ છે.

''દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૨૦ મો
સાત્વિક પ્રમેય પ્રકરણ
સંપૂર્ણ''



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।
## (दशम-उतरार्ध-सात्त्विक-प्रमेय-प्रकरणम् ।)

## एकविंशोऽध्याय : ।

सात्त्विकानां निरोधे तु प्रमेयबलतः पुरा ।
षड्भिः सर्वे निरुद्धास्ते साधनेनोच्यतेऽधुना ।।१।।
षड्भिरेव तथाध्यायैर्धर्मोऽत्र भगवत्कृतः ।
कारितश्च द्विरूपो हि वर्ण्यतेऽन्यनिषेधने ।।२।।
तत्रैकविंशे त्वध्याये धर्मो हि भगवत्कृतः ।
निरूप्यते यतो लोका जाता हरिपराः स्वतः।।३।।
सर्वान् धर्मान् विशेषण तत्तद्भेदेन चैव हि ।
पूर्वाध्याये निरुप्यैव ह्याह्निकं ह्यत्र रूप्यते ।।४।।
तेनैव शुद्धचित्तास्ते राजानः सात्त्विकास्तथा ।
प्रपन्नाः सर्वथा कृष्णे प्रयोजनमिदं मतम् ।।५।।
अन्यथा ह्याह्निको धर्मो निष्प्रयोजनतां व्रजेत् ।
सभायां गमनं चैव रक्षां सूचयति क्षतात्।

# દશમ સ્કંદ ઉત્તરાર્ઘ પૂવાર્ઘ
# "સાત્વિક પ્રમેય પ્રકરણ"
# અઘ્યાય એકવીસમો

કારિકાઓ :

કારીકા-૧ : સાત્વિકોના નિરોધમાં તોપહેલાં છ અધ્યાયોથી તે બધાનોપ્રમેયબલથી નિરોધ કર્યો. તેથી હવે છ અધ્યાયોથી સાધનથી તેઓના નિરોધ કહેવામાં આવે છે. (૧) ભગવાને આચરેલા અને કરાવેલા એવા બે પ્રકારના ધર્મનું વર્ણન શ્રીકૃષ્ણ ભગવાન વિના બીજા નથી એમ જણાવવા અહીં કરવામાં આવે છે. (૧-૨)

કારીકા - ૩ : એકવીસમા અધ્યાયમાં તે પૈકી ભગવાને આચરેલા ધર્મનું વર્ણન કરવામાં આવે છે. જેને લીધે લોકો પોતાની મેળે હરિમાં આસક્તિવાળા થયા. (૩)

કારીકા -૪ : ગયા અધ્યાયમાં જુદાજુદા ભેદથી જ સર્વ ધર્મોનું સારી રીતે નિરૂપણ કરીને જ અહીં અધ્યાયમાં આહ્નિક કહેવામાં આવે છે.(૪)

કારીકા - ૫ : તેનાથી શુદ્ધ થયેલા ચિત્તવાળા તે સાત્ત્વિકો અને રાજાઓ શ્રીકૃષ્ણમાં સંપૂર્ણરીતે આસક્તિવાળા થશે. આ આહ્નિક કહેવાનું પ્રયોજન વિચારેલું છે.(૫)

કારીકા - ૬ : તેમ ન હોય તો આહ્નિક ધર્મનું વર્ણન પ્રયોજન વિનાનું થાય.ભગવાનનું સભામાં પધારવું પણ તેવી જરીતે વિનાશમાંથી રાજઓનું રક્ષણ સૂચવનારું છે. (૬)

पूर्वाध्याये पूर्वाध्यायैः भगवता प्रमेयबलमाश्रित्य सर्वे आत्मसात् कृताः, इदानीं धर्मादिसाधनैर्भगवानात्मसात्करोति, तत्र प्रथमं भगवत आह्निको नित्यो धर्मो निरूप्यते, ततो धर्मपरस्य यत्कृत्यम्, तत्कालनिमित्तकमेवेति अरुणोदयावधि पूर्वाह्णकृत्यं सर्वं निरूपयति अथेति ।

श्रीशुक उवाच - **अथोषस्युपवृत्तायां कुक्कुटान् कूजतोऽशपन्।**
**गृहीतकण्ठ्यः पतिभिर्माधव्यो विरहातुराः ॥१॥**

अवान्तरप्रकरणभेदप्रतिपादकोऽयमथशब्दः । उषस्यरुणोदये । उपवृत्तायामारब्धप्राये । चतस्रो घटिकाः प्रातररुणोदय उच्यत इति धर्मार्थकर्मानां आवृत्तिर्भगवता क्रियत इति ज्ञापयितुं कामपराणां स्त्रीणां धर्मासहिष्णुत्वमाह कुक्कुटान् कूजतोऽशपन्निति । तत्र हेतुः। पतिभिः कृष्णैर्गृहीतकण्ठ्यः। ननु गार्हस्थ्ये भोजनवत् भोगस्यापि नियतत्वात् प्रातःकालसूचककुक्कुटशापः कथमिति चेत्। तत्राह विरहातुरा इति। तत्र हेतुः माधव्य इति। माधवस्य स्त्रियः । मायाधव इति स्वविश्लेषमात्रेणैव लक्ष्म्याः सम्बन्धसम्भवात्, अतो विरहः सम्भावित इति कुक्कुटशापो युक्तः ॥१॥

ननु कुक्कुटादयो वा किमिति भगवदनभिप्रेतं कुर्वन्तीत्याशङ्कायामाह वयास्यरूरुवन्निति।

એવી રીતે ગયા છ અધ્યાયોથીભગવાને પ્રમેય બલનો આધાર લઈ સર્વને પોતાના સેવક કર્યા. હવે ધર્મ વિગેરે સાધનોથી ભગવાન સર્વને પોતાના સેવક કરે છે. તે પૈકી આરંભમાં ભગવાનનો દરરોજનો નિત્ય ધર્મ કહેવામાં આવે છે.

પછી ધર્મમાં આસક્તિવાળાનું જે કૃત્ય તેનું નિમિત્ત કારણ કાલ જ હોવાથી નીચેના શ્લોકથી અરૂણનો ઉદય થાય ત્યાં સુધીનું બધું દિવસના પહેલા ભાગનું કૃત્ય કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> પછી અરૂણનો ઉદય થવાનો સમય થયો ત્યારે પતિઓથી કંઠમાં આલિગન પામેલી વિરહના ભયથી દુઃખી થતી માધવની પત્નીઓ અવાજ કરતા કુકડાઓને દોષ દેવા લાગી. (૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ 'પછી' શબ્દ જુદા પ્રકરણનો આરંભ દર્શાવનારો છે. અરૂણનો ઉદય થવાનો સમય થયો ત્યારે પરોઢની ચાર ઘડીઓ અરૂણોદય કહેવાય છે. તેથી ભગવાન ધર્મ, અર્થ અને કામ ફરીથી કરવાના છે એમ

જણાવવા 'અવાજ કરતા કુકડાઓને દોષ દેવા લાગી' શબ્દોથી કામમાં આસકતવાળી સ્રીઓ ધર્મનું આચરણ કરી શકતી નથી. એમ કહેલું છે. તે દોષ દેવાનું કારણ 'પતિઓથી' એટલે શ્રીકૃષ્ણથી કંઠમાં આલિંગન પામેલી શબ્દોથી કહેલું છે. ગૃહસ્થાશ્રમમાં ભોજનની પેઠે ભોગ પણ પરિમિત હોવાથી સવારના સમયને સૂચવનારા કુકુડાને દોષ કેમ દેવા લાગી? એવી શંકા થાય તેથી 'વિરહના ભયમાં દુઃખી થતી' વિશેષણ યોજેલું છે. તેનું કારણ માધવ્ય "માધવની સ્રીઓ" શબ્દથી કહેલું છે. ભગવાન લક્ષ્મીના પતિ હોવાથી માત્ર પોતાના છુટા પડતાં જ તેમનો લક્ષ્મીનો સંબધ થવાનું સંભવે છે. તેથી વિરહ થવાનું સંભવે છે. એવો અર્થ છે. જેઓને ફલ પ્રાપ્ત થયેલું છે. તેઓ સાધનનો દ્વેષ કરે તે યોગ્ય હોવાથી અને ભગવાન ધર્મ આચરે તે સાત્વિકોનો વિરોધ કરવાનાં પ્રયોજનથી હોવાથી તેમની સાથે સંબંધ પ્રાપ્ત કરેલી સ્રીઓનો નિરોધ તેમની કેવલ ઈચ્છાથી થયેલો હોવાથી તેઓ કુકડાને દોષ દે તે યોગ્ય છે.૧)

કુકડા વિગેરેએ ભગવાને ઈચ્છેલું ન હોય તેવું કેમ કર્યું છે? એવી શંકા થાય તે નીચેના શ્લોકથી કહે છે.

**वयांस्यरूरुवन् कृष्णं बोधयन्तीव बन्दिनः।**
**गायत्स्वलिष्वनिद्राणि मन्दारवनवायुभिः॥२॥**

वयसामपि पक्षिणां भगवल्लावण्यामृतप्राप्तिरभीष्टेति स्वार्थमेते बोधयन्ति। तथा सत्यपराधो भवेदिति शङ्कां वारयितुं दृष्टान्तमाह बन्दिन इवेति। तेन प्रबोधने अधिकृता अपि पक्षिण इति सूचितम्। ननु बहिरङ्गा एते भगवदभिप्रायमज्ञात्वा कथं नित्यं बोधयन्तीत्याशङ्कायामाह गायत्स्वलिष्विति। ये हयन्तरङ्गाः अलयः भगवदभिप्रेतं ज्ञात्वैव गायन्ति। न च स्वभावादेव वयांस्यरूरुवन्नित्याशङ्कनीयम् ॥२॥

एतत्सर्वस्त्रीणां न भविष्यतीत्याशङ्क्य मुख्याया रुक्मिण्या अप्येतदित्याह मुहूर्तमिति।

<u>શ્લોકાર્થ -૨ :</u> જયારે ભમરાઓ ગાન કરતા ત્યારે મંદારના વનના

વાયુઓને લીધે નિદ્રા રહીત રહેલાં પક્ષીઓ શ્રીકૃષ્ણને જગાડતા હોય તેમ બંધિજનોની પેઠે અવાજ કરતા.(૨)

ભાવાર્થ, સુબોધિનીજી : પક્ષીઓને પણ ભગવાનના લાવણ્યરૂપ અમૃત પ્રાપ્ત થાય તે ઈષ્ટ હોવાથી આ પક્ષીઓ સ્વાર્થ માટે ભગવાનને જગાડતા હતા. 'શ્રીકૃષ્ણને જગાડતા હોય તો અપરાધ થાય' એવી શંકા દૂર કરવા 'બંદિજનોની પેઠે' શબ્દો યોજેલ છે. પક્ષીઓને ભગવાનને જગાડવાનો અધિકાર આપેલો છે.

આ બહારના કામ કરનારા ભગવાનનો અભિપ્રાય જાણ્યા સિવાય તેમને કેમ જગાડતા હતા? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'જયારે ભમરાઓ ગાન કરતા 'ત્યારે' શબ્દો યોજેલ છે. કારણ કે અંદરના કામ કરનારા જે ભમરાઓ ભગવાનનો અભિપ્રાય જાણીને ગાન કરતા હતા. પક્ષીઓ તો સ્વભાવથી અવાજ કરતા હતા એવી શંકા ન કરવી કારણ કે તેઓ નિદ્રારહીત રહેલા. તેનું પ્રયોજન પણ 'મન્દારના વનના વાયુને લીધે' શબ્દોથી કહેલું છે. તેઓ મન્દારવક્ષની સુંગધથી આકર્ષેલ ચિત્તવાળા હતા. તે દ્વારકા દેવતાનું રહેઠાણ હોવાથી તેઓ બરાબર ભોગ પણ કરી શકતા નહિ.

તેથી સુંગધના ભોગની ઈચ્છાથી નિદ્રારહીત રહેલાં હતા. (૨)

બધી સ્ત્રીઓને કુકડાને દોષ દેવાનું થતું નહિ હોય એવી શંકા થાય તેથી મુખ્ય સ્ત્રી રૂક્ષ્મણીને આ થતું હસે એમ નીચેના શ્લોકથી કહે છે.

**मुहूर्तं तं वैदर्भी नामृष्यदतिशोभनम् ।**
**परिरम्भणविश्लेषात्प्रियबाह्वन्तरं गता ॥३॥**

तं प्रसिद्धं ब्रह्मसम्बन्धिनम् । तुशब्देनान्यथापक्षं व्यावर्तयति । ननु लक्ष्म्या अवतारः कथमेवमवददित्याह वैदर्भीति । दर्भाभावेन कर्मराहित्यमुक्तम् । अतिशोभनमपि सर्वोद्बोधकत्वात्सर्वपुरुषार्थसाधकत्वाच्च । तथापि नामृष्यत् । तत्र हेतुः फलानुभव इत्याह प्रियबाह्वन्तरं गतेति। तादृश्याः परिरम्भणविश्लेषः अनङ्गीकारे हेतुः ॥३॥

एवं सर्वासामनभिप्रेतत्वे तद्वश्यश्चेद्भगवानपि नोत्तिष्ठेदिति तन्निराकरणार्थं भगवत उत्थानपूर्विकाः सर्वाः क्रिया निरूपयति ब्राह्मे मुहूर्ते इति ।

શ્લોકાર્થ -૩ : પ્રિયના આલિંગનથી વિખૂટા થવાને લીધે તે ઘણા સુંદર મુહુર્તને સહન કર્યું નહિ.(૩)

ભાવાર્થ, સુબોધિનીજી: 'તે' એટલે બ્રહ્મના સંબંધવાળું મુહુર્ત તુ- તો શબ્દથી વિરૂદ્ધ વિચારને ખોટો ઠરાવે છે. લક્ષ્મીના અવતારરૂપ વૈદર્ભીએ એમ કેમ કહ્યું? એવી શંકા થાય તેથી 'વૈદર્ભીએ' શબ્દ યોજેલ છે. દર્ભ નહિ હોવાથી કર્મરહીત હતી એમ કહેલું છે. તે મુર્હુત સર્વને જાગૃત કરાનારૂં હોવાથી, સર્વ પુરૂષાર્થો પ્રાપ્ત કરાવનારૂં હોવાથી ઘણું જ સુંદર હતું. છતાં તેને સહન કર્યું નહિ.તેનું કારણ તે ફલનો અનુભવ કરતી હતી. એમ 'પ્રિયના બાહુઓના મધ્યમાં રહેલી' વિશેષણ કહેલું છે. તેવીનું 'આલિંગનથી વિખૂટુ પડવું'એ મુર્હુતને અગિંકાર ન કરવાનું પ્રયોજન હતું. (૩)

એવી રીતે બધી સ્રીઓને આ મુર્હુત ઈષ્ટ નહિ હોવાથી ભગવાન જો તેઓને વશ થયેલ હોય તો તેપણ ઉઠે નહિ' એવી શંકા દૂર કરવા નીચેના શ્લોકથી આરંભી ભગવાને બધી ક્રીયાઓ કહી એમ કહે છે.

**ब्राह्मे मुहूर्त उत्थाय वार्युपस्पृश्य माधवः ।**
**दध्यौ प्रसन्नकरण आत्मानं तमसः परम् ।।४।।**

उत्थानं निद्रापगमलीला शय्यातो वा । ततो वार्युपस्पर्शनम् । हस्तादिप्रक्षालनमात्रमिति केचित् । स्नानमित्यपरे । आचमनमात्रमिति सिद्धान्तः । ध्यानस्यापि शुद्ध्यर्थमेव क्रियमाणत्वात् । अन्तःशुद्धिलीलां कृत्वैव बहिःशुद्धिलीला कर्तव्येति, यथाद्यस्नानेन शौचम्, स्नानान्तरेण च धर्मः, तथा ध्यानेऽपि ज्ञातव्यम् । ननु पूर्णो भगवान् बोभूयमानस्वरूपः परमानन्द एव, अन्तःकरणाद्यभावात् कथं प्रणिधानं कृतवानित्याशङ्क्याह माधव इति । लक्ष्मी शक्तिं स्वीकरोतीति । मधुवंशे चावतीर्ण इति। यथैषा लीला, तथा ध्यानमपीत्यर्थः । प्रसन्नानि करणानि इन्दियाणि यस्येति शुद्धसत्त्वस्य

सर्वत्राविर्भावः सूचितः । तत आत्मानमेव दध्यौ । 'अथ योऽन्यां देवतामुपास्त' इति आत्मातिरिक्तदेवतायाः ध्याननिषेधात् । नन्वात्मनः प्रत्यक्षस्य स्फीतालोकवर्तिघटवत् प्रकाशमानस्य किं ध्यानेनेत्याशङ्क्याह तमसः परमिति । कालस्याप्यग्रे तमस्तिष्ठति, तस्याग्रे भगवान् । स एव तमोगुण इति केचित् । सत्त्वगुणो बहिरावरणमिव॥४॥

सर्वस्यैवात्मत्वात् सर्वोपासकानामात्मोपासकत्वमाशङ्क्य केवलमात्मोपासकत्वसिद्ध्यर्थं आत्मानं विशिनष्टि एकमिति ।

<u>શ્લોકાર્થ -૪ :</u> માધવે બ્રાહ્મ મુહુર્તમાં ઉઠીને જલનો ઉપસ્પર્સ કરી પ્રસન્ન ઇંદ્રિયોવાળા થઈ અંધકારની પેલે પાર રહેલા પોતાનું ધ્યાન ધર્યું.(૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ઉઠવું' એટલે નિદ્રા તજવાની લીલા પછી જલનો ઉપસ્પર્સ કેટલાક હસ્ત વિગેરે ધોળું એ ઉપસ્પર્સ કહે છે. બીજાઓ સ્નાનને ઉપસ્પર્સ કહે છે. ઉપસ્પર્સ એટલે આચમન એવો સિદ્ધાંત છે.કારણ કે ધ્યાન પણ શુદ્ધિ માટે જ કરવામાં આવે છે. અને દેહની અંદરની શુદ્ધિ લીલા કરીને જ બહારની શુદ્ધિ કરવા લીલાં કરવી યોગ્ય જ છે. જેમ પહેલા સ્નાનથી શુદ્ધિ થાય છે. અને બીજા સ્નાનથી ધર્મ આચરાય છે. તેમ ધ્યાનમાં પણ જાણવું.પૂર્ણ ભગવાન વારંવાર પ્રગટ થતાં સ્વરૂપવાળા પરમાનંદરૂપ છે. તેમને અન્તઃકરણ વિગેરે નહિ હોવાથી તેમને ધ્યાન કેવી રીતે કર્યું? એવી શંકા થાય તેથી 'માધવ' શબ્દ યોજેલ છે. ભગવાને શક્તિ તરીકે લક્ષ્મીનો સ્વીકાર કહેલો છે. તેથી મધુવંશમાં અવતરેલા છે. તેથી જેમ આ લીલા કરે છે. તેમ તેમણે ધ્યાન પણ ધર્યું છે. એવો અર્થ છે. 'પ્રસન્ન છે ઇંદ્રિયો જેમની' વિશેષણથી સર્વત્ર શુદ્ધિ સત્વ પ્રગટ થયાનું સૂચવેલ છે. પછી 'જે બીજા દેવતાની ઉપાસના કરે છે.' એ વાક્યથી આત્માથી જુદા દેવતાનું ધ્યાન કરવાની મના કરેલી હોવાથી ભગવાને પોતાનું ધ્યાન ધર્યું. આત્મા પણ તેમની અંદર રહેલા ઘડાની પેઠે પ્રકાશતો પ્રત્યક્ષ હોવાથી તેનું ધ્યાન ધરવાનું શું પ્રયોજન ? એવી શંકા થાય તેથી 'અંધકારની પેલે પાર રહેલા' વિશેષણ યોજેલું છે. કાલથી પણ દૂર અંધકાર રહેલું છે. તેની પછી ભગવાન છે. અંધકાર તમો

ગુણ છે. અને સત્વગુણ બહારના ઢાંકણ જેવો છે.(૪)

''ભગવાન બધાઓના આત્મા હોવાથી બધાજ ઉપાસના કરનારાઓએ આત્માની ઉપાસના કરવી જોઈએ'' એવી શંકા થાય તેથી ભગવાન એકલા જ પોતાની ઉપાસના સિદ્ધ થાય તે માટે નીચેના શ્લોકમાં જેની ઉપાસના કરી તે આત્માના ગુણો કહે છે.

**एकं स्वयंज्योतिरनन्यमव्ययं स्वसंस्थया नित्यनिवृत्तकल्मषम्।**
**ब्रह्माख्यमस्योद्भवनाशहेतुभिः स्वशक्तिभिर्लक्षितभावनिर्वृतिम्॥५॥**

तदात्मस्वरूपं षड्गुणैश्वर्ययुक्तं ब्रह्मैवेति वक्तुं सप्त विशेषणान्युच्यन्ते। एकमित्यसहायेन ऐश्वर्यमित्युक्तम् । स्वयंज्योतिरित्यलौकिकवीर्यम् । अन्यन्यमिति कीर्तिः । अव्ययमिति लक्ष्मीः। स्वसंस्थया स्वरूपस्थित्यैव नित्यनिवृत्तानि कल्मषाणि यस्येति ज्ञानम्। ब्रह्मेत्याख्या यस्येति प्रापञ्चिकसर्ववैलक्षण्येन वैराग्यम्, अभिवृद्धेस्तद्धेतुकत्वात्, नाशस्तमः, हेतु रजः। एताश्च स्वशक्तय एव । तैर्लक्षिता भावाः सात्त्विकादयोऽन्तःकरणस्य तेषां निर्वृतिः अपगतिः, यत्र भावैः सहितं निर्वृतिं चेति वा। अनेन प्रपञ्चकर्ता प्रपञ्चरहितश्चेति विरुद्धसर्वधर्माश्रयत्वेन निरूपितम् । अनेन वा वैराग्यम् । ब्रह्माख्यमिति धर्मी। आत्मत्वेन सर्वत्र भेदनिराकरणार्थं भिन्नधर्मनिराकरणाय । अव्ययत्वं ब्रह्मधर्माणां नित्यत्वाय । साङ्ख्यादिमते अब्रह्मधर्मा एव ब्रह्मणि समागत्य गच्छन्तीति तन्निराकरणार्थं तदवश्यं वक्तव्यम् । स्वरूपस्थितिश्च संसारात्मवदविद्यानिराकरणाय । नित्यपदेन ज्ञानानन्तरनिवृत्तिर्निराकृता । ब्रह्मपदेन सर्वश्रुतिसमन्वयः। सर्वेषां बन्धमोक्षदातृत्वाय विरुद्धधर्माः॥५॥

एवं भगवत्त्वं भावयित्वा तत्कार्यं च स्वनिष्ठः सन्नपि तां निष्ठां परित्यज्य बहिर्धर्मानेव अन्तस्तथाभूतोऽपि भिन्नप्रक्रमेण कृतवानित्याह अथेति।

શ્લોકાર્થ -૫ : એક, પોતાની મેળે પ્રકાશનાર, અનન્ય,ફેરફાર વિનાના સ્વરૂપમાં સ્થિતિને લીધે સદા દૂર થયેલ અજ્ઞાનવાળા, બ્રહ્મ નામના અનેઆ

જગતમાં આબાદી, નાશ અને ઉત્પત્તિરૂપ પોતાની શક્તિરૂપ જેના ખાસ ગુણો અને ગુણોનો અભાવ જણાયેલા છે તેવા પોતાનું ધ્યાન ધર્યું છે.(૫)

ભાવાર્થ, સુબોધિનીજી : જેને ભગવાને ઉપાસના કરી તે આત્માનું સ્વરૂપ છે ઐશ્વર્યવાળું બ્રહ્મ જ છે. તેના સાત વિશેષણો કહે છે.

(૧) તેને કોઈ સહાય કરનાર ન હોવાથી તેનું ઐશ્વર્ય કહેલું છે.

(૨) 'પોતાની મેળે પ્રકાશનાર' વિશેષણથી વીર્ય કહેલું છે.

(૩) 'અનન્ય' વિશેષણથી કિર્તિ

(૪) ફેરફાર વિનાના વિશેષણથી લક્ષ્મી

(૫) સ્વરૂપ સ્થિતિ હોવાને લીધે જ સદા દૂર થયેલ અજ્ઞાન જેનાં વિશેષણથી જ્ઞાન

(૬) બ્રહ્મ છે નામ જેનું વિશેષણથી વૈરાગ્ય કહેલાં છે.

(૭) આના જન્મ વિગેરે જેમાંથી થાય છે એ ન્યાય મુજબ ધર્મી જણાવે છે.

નાશ એટલે તમોગુણ ઉત્પત્તિ એટલે રજોગુણ અન્તઃકરણના સત્વગુણો છે.

જગત પ્રપંચ રચનાર તેમજ પ્રપંચ વિનાનું છે. અથવા આ સાત વિશેષણથી વૈરાગ્ય (૨) 'બ્રહ્મ નામના' વિશેષણથી ધર્મી કહેલા છે. (૩) બ્રહ્મ આત્માથી જુદું નથી એમ જણાવવા એક 'વિશેષણ યોજેલું છે. (૪) જેને જણાવનારૂં પ્રમાણ નથી એમ જણાવવા ''પોતાની મેળે પ્રકાશનાર'' વિશેષણ યોજેલું છે. (૬) બ્રહ્મના ધર્મો નિત્ય છે એમ જણાવવા 'ફેરફાર વિનાના' વિશેષણ યોજેલું છે. સાંખ્યના મત પ્રમાણે બ્રહ્મ ન હોય તેવાના ગુણો બ્રહ્મમાં આવીને જતા રહે છે. તેથી તેવું નથી એમ જણાવવા આ બ્રહ્મના ધર્મો નિત્ય હોવાનું કહેવું જોઈએ. (૭) અને સંસારમાં રહેલા આત્મા-જીવની પેઠે તેનામાં અવિદ્યા નથી એમ જણાવવા 'સ્વરૂપમાં પછી આ વિદ્યા દૂર થવાનો મત ખોટો કહેલો છે. 'બ્રહ્મ' શબ્દથી સર્વ શ્રુતિઓનો સમન્વય કહેલો છે. બધાને બંધન કરાવવા તથા મોક્ષ એવી રીતે ભગવતપણું અને તેના કાર્યનું ચિંતન તે સ્થિતિનો ત્યાગ

કરીને અંદરથી તેવા ભગવાન હોવા છતાં તેમણે બહારના ધર્મો જુદા આચર્યા તે નીચેના શ્લોકથી કહે છે.(૫)

**अथाप्लुतोऽम्भस्यमले यथाविधि क्रियाकलापं परिधाय वाससी।**
**चकार संध्योपगमादि सत्कृतो हुतोनलो ब्रह्म जजाप वाग्यतः॥६॥**

अम्भसि आप्लुत इति । गोमत्यादाववगाह्य स्नानम्, नतूद्धृतजलैः । अमले वाससी परिधायेति विशेषणविशेष्ययोर्दूर समन्वयः ।स्नानेऽपि रात्रिवासः परित्यागेनामले वाससी परिधाय पुनः स्नात्वामलवासोः परिधानमाह । यथाविधीति स्नानपरिधानयोः क्रियाकलापे चान्वेति । क्रियाकलापमेव विशेषेणाह संध्योपगमादीति। वाग्यत इति सन्ध्यायां मौनं कर्माङ्गत्वेनैव कृतवानिति ज्ञापयति। अर्घ्यदानान्ता सन्ध्या, ततोऽग्निहोत्रहोमः, ततो ब्रह्मजपः गायत्रीमन्त्रजपः। सत्कृत इति तिलकावश्यकभूषणादिपरिधानमुक्तम् । एवमेव कृतः धर्मो भवतीति क्रमविधाने निरूपिते । अरूणकरग्रासात्पूर्वं ध्यानम्, अरुणकरग्रासे स्नानम्, ततः सन्ध्या अर्घ्यान्ता, ततोग्निहोत्रम्, ततो जपः सूर्योदयावधि ॥६॥

उदिते सूर्ये तूपस्थानम्, तदाह उपस्थायार्कमुद्यन्तमिति ।

<u>શ્લોકાર્થ -૬ :</u> પછી વિધિ પ્રમાણે સ્વચ્છ જલમાં સ્નાન કરી સ્વચ્છ બે વસ્ત્રો પહેરીને સંધ્યાની ઉપસના વિગેરે ક્રિયાઓ કર્યા. આભુષણ ધારણ કરી,અગ્નિમાં હોમ કરીને મૌનં ધારણ કરી બ્રહ્મનો જપ કર્યો.(૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'જલમાં સ્નાન કરીને' શબ્દોથી એમ કહેલું છે કે ગોમતી નદીમાં ડુબકી મારીને સ્નાન કર્યું. પરંતુ તેમાંથી બહાર કાઢેલ જલથી સ્નાન કર્યું ન હતું. 'સ્વચ્છ બે વસ્ત્રો પહેરીને' એમ વિશેષણથી અને નામના સંબંધથી એમ કહેલું છે કે સ્નાન સમયે રાત્રીના વસ્ત્રોનો ત્યાગ કરી બે સ્વચ્છ વસ્ત્રો પહેરીને, સ્નાન કર્યા પછી બે વસ્ત્રો પહેરીને'વિધિ પ્રમાણે' શબ્દનો સ્નાન, વસ્ત્રો પહેરવાં અને ક્રિયાઓનો સમુહ સાથે સંબંધ છે. 'સંધ્યાની ઉપાસના' શબ્દથી ક્રિયાઓનો સમુહ કહેલો છે. 'મૌન ધારણ કરીને' શબ્દોથી એમ જણાવે છે કે સંધ્યાના કાર્યના અંગ તરીકે મૌન ધારણ કરેલું છે. અર્ઘ્ય

આપે ત્યાંસુધી સંધ્યા પછી અગ્નિમાં આહુતિઓનો હોમ અને પછી બ્રહ્મનો જપ એટલે ગાયત્રીમંત્રનો જપ કરવામાં આવે છે. 'આભુષણ ધારણ કરીને' શબ્દથી એમ કહેલું છે કે તિલક વિ.આભુષણ ધારણ કર્યા. આવી રીતે કહેલ હોય તે ધર્મ થાય.તેથી ધર્મ કાર્યોનો અનુક્રમ અને આચરણ કહેલાં છે. લાલ કિરણો પૃથ્વી ઉપર પડે ત્યારે સ્નાન પછી અર્ધ્ય આપવામાં આવે છે. ત્યાં સુધી સંધ્યા પછી અગ્નિમાં હોમ કરી સૂર્યનો ઉદય થાય ત્યાંસુધી ગાયત્રીનો જપ કર્યા.(૬)

સૂર્ય ઉગે ત્યારે તેની પૂજા કરવી જોઇએ તે નીચેના શ્લોકથી કહે છે.

**उपस्थायार्कमुद्यन्तं तर्पयित्वात्मनः कलाः ।**
**देवानृषीन् पितृन् वृद्धान् विप्रानभ्यर्च्य चात्मवान् ॥७॥**

ततो देवर्षिपितृतर्पण आत्मनः कलास्तर्पयित्वेति । 'ऋषयो मनवो देवा' इति वाक्यात् भगवत्कला एव । यथा अवयवादीनां पुष्ट्यर्थमवयविना यत्नः क्रियते, एवं कलानां पोषार्थं यतः, न तूपास्यत्वेनेति ज्ञापनार्थं कलापदम्। 'ततः प्रभृति पूज्यन्त' इति वाक्यात् लोकशिक्षापरत्वेनापि सिध्यति। सप्तम इति पाठे सप्तमो भगवान् षड्विधं देशादिनिरूपितं धर्मं कृतवानिति सूचितम् । कला एव गणयति देवानृषीन्पितृनिति । वृद्धान् स्वजातीयान् क्षत्रियान् क्षत्रियान्, विप्रान् सर्वानेव । एतेषामभ्यर्चनं गन्धादिभिः । आत्मवानिति । निष्कामत्वमुक्तम्, विप्रान सर्वानेव । एतेषामभ्यर्चनं गन्धादिभिः । आत्मवानिति । निष्कामत्वमुक्तम् । कामनयाप्येतेषां पूजनसम्भवात् । अग्रेऽप्येतद्विशेषणं सम्बध्यते ॥७॥

ततो गोदानस्य नित्यत्वात्प्रत्येकापेक्षया समुदायस्योत्कृष्टत्वात् समुदाये अलङ्करणं न सम्भवतीति विचार्य अलङ्कारगुणान्निरूपयन् दानमाह धेनूनामिति द्वाभ्याम् ।

શ્લોકાર્થ -૭ : સંયમવાળા ભગવાને ઉગતા સૂર્યની પૂજા કરી પોતાની

કલારૂપ દેવો, ઋષિઓ અને પિતૃઓનું તર્પણ કરી, વૃદ્ધો અને વિપ્રોની પૂજા કરી.(૭)

ભાવાર્થ, સુબોધિનીજી : 'પછી પોતાની કલારૂપનું તર્પણ કરી' શબ્દોથી ઋષિઓ અને પિતૃઓનું તર્પણ કર્યું. ઋષિઓ, દેવો, મનુઓ.(શ્રીમદ્ ૧-૩-૨૭) એ વાક્ય પ્રમાણે તેઓ ભગવાનની કલારૂપ છે.જેમ અવયવોવાળો પોતાના અવયવોની પુષ્ટિ કરવા પ્રયત્ન કરે છે. તેમ કલાઓનું પોષણ કરવા પ્રયત્ન કરે છે. તેમ કલાઓનું પોષણ કરવા ભગવાને પ્રયત્ન કર્યો. પરંતુ પૂજા કરવા યોગ્ય તરીકે તર્પણ કર્યું ન હતું. એમ જણાવવાં કલારૂપ' શબ્દ યોજેલ છે. ત્યાર પછી પૂજા કરવામાં આવે છે. એ વાક્ય પ્રમાણે લોકોને બોધ આપવા માટે પણ ભગવાને તર્પણ કર્યું. તે સિદ્ધ થાય છે.

દેશ વિગેરેથી નિર્ણય કરવામાં આવેલા છ પ્રકારનો ધર્મ સાતમા ધર્મી ભગવાને આચર્યો. દેવો, ઋષિઓ અને પિતૃઓ શબ્દોથી કલાઓજ કહેલી છે. પોતાની જ્ઞાતિના વૃદ્ધ ક્ષત્રિયોની અને બધા વિપ્રોની પૂજા કરી અને તે સુંગધી દ્રવ્યોથી કરી. 'સંયમવાળા' વિશેષણથી નિષ્કામપણું કહેલું છે. કારણ કે કામનાથી પણ પૂજા કરવાનું સંભવો છે.

પછી ગાયોનું દાન નિત્યનું હોવાથી એક એક કરતાં દાન કરવું ઉત્તમ હોવાથી નીચેના શ્લોકથી બે વડે શણગારના ગુણોવાળી ગાયોનું દાન કહે છે. (૭)

**धेनूनां रुक्मश्रृङ्गीणां साध्वीनां मौक्तिकस्रजाम् ।**
**पयस्विनीनां गृष्टीनां सवत्सानां सुवाससाम् ॥८॥**
**ददौ रूप्यखुराग्राणां क्षौमाजिनतिलैः सह ।**
**अलंकृतेभ्यो विप्रेभ्यो बद्धं दिने दिने ॥९॥**

आदौ गावः सवत्साः दोग्ध्र्यः । एतादृश एव समुदाय इति पशूनां भाग्यातिशयो निरूपितः, न हि द्वारकायां कश्चिद्विसदृशादृष्टो भवतीति ज्ञापनार्तमुक्तम् । अन्यथा धेनूनां वद्धता न सम्भवेत् । रुक्ममये सुवर्णमये श्रृङ्गे यासाम् । रौप्यमयाः अङ्घ्रयो यासां प्रत्येकम् । सुष्ठु वाससी प्रत्येकं

यासाम् । साध्व्यः शान्तस्वभावाः । पयस्विन्यः बहुदोग्ध्र्यः, गृष्टयः सकृत्प्रसूताः । सर्वासां जीवद्वत्सत्वाय सवत्सानामित्युक्तम् । मौक्तिकानां स्रजो माला यासाम् । पूर्वार्धविशेषणमेतत् । एतादृशीः गाः ददौ । दानक्रियाणां समुदाये बद्धसङ्ख्या सम्बध्यत इति केचित् । समुदाय एव दानक्रियाणां समुदाये बद्धसङ्ख्या सम्बध्यत इति केचित् । समुदाय एव दानमित्यपरे । क्षौमाजिनतिलानां सहभावः शास्त्रीयः । तदैकमेव विशिष्टं दानं भवति । अलंकृतेभ्यो विप्रेभ्य इति देयसमसङ्ख्या ब्राह्मणानां निरूपिता। गोसमसङ्ख्या बद्धसमसङ्ख्या वा । बद्धं बद्धमित्येव पाठः । बद्धं बद्धमिति वैदिकः शब्दः, स नात्रानुसन्धेयः । तत्रापि बद्धशब्दो बद्धपर्यायः। चतुरशीत्यग्र-सहस्राणि त्रयोदशेति केचित् । तत्पक्षे विचारितं निराकृतं च । तस्मात्गोष्ठपर्यायो बद्धशब्दः । अत्र न विशेषसङ्ख्या उपयोगाभावः । अयुतलक्षादीनामेव नित्यदाने उपयोगाच्च । दिने दिने, न तु विशेषसङ्ख्या उपयोगाभावः । अयुतलक्षादीनामेव नित्यदाने उपयोगाच्च । दिने दिने, न तु गार्हस्थ्ये । नापि वर्षे प्रतिगृहमिति । उपक्रमे बहुवचनस्योक्तत्वादध्यवसेयम् ॥९॥

ततो नमस्कारादिकमाह गोविप्रेति ।

<u>શ્લોકાર્થ - ૮-૯ :</u> સુર્વણના શીંગડાવાળી; સધડી, મોતીની માળાઓવાળી, દૂઝતી, પહેલવેતરી, વાછરડાંવાળી, સુંદર વસ્ત્રોવાળી રૂપાની ખરીઓની ટોચવાળી ગાયોની ગમાણે શણગારેલા બ્રાહ્મણોને રેશમીવસ્ત્રો મૃગચર્મ અને તલ સાથે દરરોજ દાન કરતા.(૮-૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આરંભમાં ગાયો વાછરડાંવાળી અને દૂઝતી હતી એમ પશુઓનું ઉત્તમ ભાગ્ય કહ્યું છે. કારણ કે દ્વારકામાં કોઈ અદષ્ટન હતું એમ જાણાવવા આ કહેલું છે. તેમ ન હોત તો ગાયો બાંધેલી હોવાનું બનત નહિ. સૂર્વણના શીંગડાંઓ જેઓના અને રૂપાની ખરીઓ જેમની એ દરેક ગાયના સંબંધમાં કહેલું છે. સુંદર બે વસ્ત્રો હતાં. દરેકનાં જેમના સાધડી ઘણું દુધ આપનારી, એકવાર વીંટાયેલી, પહેલવેતરી હતી. બધીઓના વાછરડાં જીવતાં હતાં. તે જણાવવા 'વાછરડાંવાળી' વિશેષણ કહેલું છે. 'મોતી માલાઓ

હતી જેમની' એ વિશેષણ આઠમા શ્લોકના સંબંધમાં છે. આવી ગાયોનું દાન કરતાં હતા. કેટલાક એમ કહે છે કે દાનની ક્રિયા સાથે બધ્ધની સંખ્યાનો સંબંધ છે. બીજા કહે છે કે સમુહથી દાન કરતાં, રેશમી વસ્ત્રો મૃગચર્મ અને તલ સાથે આપવાનું શાસ્ત્રમાં કહેલું છે. તેમ થાય ત્યારે જ ઉત્તમ દાન થાય 'શણગારેલા બ્રાહ્મણોને' શબ્દથી બ્રાહ્મણોની દાન જેટલી અથવા ગાયના જેટલી અથવા બધ્ધના જેટલી સંખ્યા જણાવેલી છે. 'बद्धं बद्धम' એ વૈદિક શબ્દ છે. અહીં અનુસંધાન કરવાનું નથી. પણ બદ્ધ શબ્દનો અર્થ 'बद्धं' ગમાણ જ થાય છે. કેટલાક 'बद्धं' એટલે ચોરાસી હજાર અને તેરકહે છે. તે અર્થનો નવમાં વિચાર કરીને તેને ખોટો ઠરાવેલ છે. તેથી 'बद्धं' શબ્દનો અર્થ ગમાણ છે. અહીં ચોક્કસ સંખ્યાનો સંબંધ નથી. કારણ કે નિત્ય દાનમાં દશ હજાર, લાખ વિગેરેએ ઉપયોગ છે. દરરોજ આટલું દાન કરતા પરંતુ ગૃહસ્થાશ્રમ દરમ્યાન વર્ષમાં આટલું દાન કહેલું નથી. દરેક ઘેર આટલું દાન એમ જાણવું. (૯)

**गोविप्रदेवतावृद्धगुरुन् भूतानि सर्वशः।**

**नमस्कृत्यात्मसम्भूतीर्मङ्गलानि समस्पृशत् ॥१०॥**

गावो हविर्विप्रा मन्त्राः देवताश्च त्रितयं मिलितं यागो भवतीति क्रमो निरूपितः । वृद्धाः सर्वे सभासदः । गुरवः कर्मोपदेष्टारः । सर्वश इति शिष्यप्रशिष्यादिसहितान् । एतेषां नमस्कारे हीनता भवतीति शङ्कां निवारयति आत्मसम्भूतीरिति । एते सर्वे सम्भूतिरूपाः । यथा स्वयं स्वपादक्षालनं करोति, तद्वदित्यर्थः । ततो मङ्गलानि सम्यगस्पृशत् । गोहिरण्यादीनि मङ्गलानि ॥१०॥

धर्मपरिष्कारमुक्त्वा धर्मिपरिष्कारमाह आत्मानं भूषयामासेति ।

*<u>શ્લોકાર્થ ૧૦ :</u> પોતાની વિભૂતિરૂપ ગાયો, વિપ્રો, દેવા, વૃધ્ધો ગુરૂઓ અને પ્રાણીઓને સર્વને નમસ્કાર કરીને મંગલ દ્રવ્યોનો સ્પર્શ કર્યો. (૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હોમ કરવાના પદાર્થો આપતી ગાયો, મંત્રો જાણનારા વિપ્રો અને દેવો, ત્રણ ભેગાં થાય ત્યારે યજ્ઞ થાય છે. તેથી એવો

ક્રમ કહેલો છે. વૃધ્ધો એટલે બધા સભાસ છે.કર્મનો ઉપદેશ કરનારા ગુરૂઓ, સર્વ તરફથી એટલે શિષ્યો, પ્રશિષ્યો સહીત નમસ્કાર કર્યા. 'આપને નમસ્કાર કરવાથી હલકાઈ થાય' એવી શંકા 'પોતાના વિભૂતિરૂપ' શબ્દથી દૂર કરેછે. જેમ પોતે પોતાના ચરણ છૂએ તેની માફક નમસ્કાર કર્યા. એવો અર્થ છે.(૧૦)

ધર્મનું આચરણ કરી નીચેના શ્લોકથી ધર્મીનો શણગાર કર્યાનું કહે છે.

**आत्मानं भूषयामास नरलोकविभूषणम्।**
**वासोभिर्भूषणैः स्वीयैर्दिव्यगन्धानुलेपनैः ॥११॥**

स्वस्य सच्चिदानंद रूपं भूषयतीति पक्षं व्यावर्तयितुमात्मपदम्, किन्त्वात्मानमेव। अध्यासादात्मपदं शरीरेऽपि वर्तते जीवेषु, न तु भगवतीति। भूषणस्य प्रयोजनमाह नरलोकविभूषणमिति । न हि स्वार्थमलङ्करणं करोति। निरतिशयानन्दत्वात्। किन्तु जगतो भूषणं तद्रूपं जगच्च लौकिकोत्कर्षमपेक्षते । अतो यथा भूषणसंस्कारे भूषितः संस्कृतो भवति, एवं जगद्भगवता संस्कृतमित्यर्थः । पूर्वपरिधानीयवस्त्राद्यपेक्षया भिन्नान्येतानीति ज्ञापयितुं भूषणकरणानां नामतो निरूपणमाह वासोभिरिति। कञ्चुकोष्णीषादिभिः भूषणरूपैः स्वीयैः असाधारणैः मकरकुण्डलादिभिश्च। दिव्यो गन्धो यस्य एतानि अनुलेपनानि बहुविधानि । ततः सर्वाभरणभूषितः ॥११॥

<u>શ્લોકાર્થ -૧૧:</u> નરલોકના ભૂષણરૂપ પોતાને પોતાનાવસ્ત્રોઆભૂષણો અને દિવ્યગંધવાળા લેપોથી શણગાર્યા. (૧૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાન પોતાને સચ્ચિદાનંદરૂપ દેહને શણગારે છે.એવો મત ખોટો ઠરાવવા 'आत्मानं' 'પોતાને' યોજેલ છે. દેહને શણગારેલ ન હતો પરંતુ આત્માને જ શણગાર્યા.જીવોમાં અધ્યાયને લીધે 'આત્મા' શબ્દનો અર્થ દેહ પણ થાય છે. પરંતુ ભગવાનના સંબંધમાં એવો અર્થ થતો નથી.એમ જણાવેલ છે. 'નરલોકના ભૂષણરૂપ' શબ્દથી શણગારવાનું પ્રયોજન કહેલું છે. કારણ કે ભગવાન અનહદ આનંદવાળા

હોવાથી પોતાને માટે પોતાને શણગારતા નથી. પરંતુ તે જગતના ભૂષણરૂપ છે. અને તેમના ભગવદરૂપ જગતને લૌકિક સરસાઈની આવશ્યકતા છે.જેમ ભૂષણ ધારણ કરેલો પુરૂષ શોભતો પવિત્ર થાય છે. તેમ જગત ભગવાનથી પવિત્ર થાય છે. એવો અર્થ છે. 'વસ્ત્રો' શબ્દથી ભૂષણના સાધનો નામ દઈને કહે છે.ઝબ્બો,પાઘડી વિગેરે વસ્ત્રોથી અને આભુષણરૂપ પોતાના મઘરના આકારના કુંડલો વિગેરેથી પોતાને શણગાર્યા. દિવ્ય હતી ગંધ જેની તેવા લેપોથી શણગાર્યા. આવાલેપો ઘણાહતા.પછી ભગવાન સર્વ આભરણોથી શણગાર્યા.(૧૧)

**अवेक्ष्याज्यं तथादर्शं गोवृषद्विजदेवताः ।**

**कमगं सर्वर्णानां पौरान्तःपुरचारिणाम् ।**

**प्रदाप्य प्रकृतीः कमैः प्रतोष्य प्रत्यनन्दत ॥१२॥**

आत्मानं तेजोमयं कर्तुमाज्यावेक्षणं कृतवान्। तेन सर्व एव लोकदृष्ट्या रोगादयो निवृता भवन्ति। ततः कान्तियोगार्थमादर्शं दृष्टवान्। गोवृषद्विजदेवतानां च दर्शनं कृतवान्। अत्र देवा देवालयस्थाः। ततो लौकिकोचितदानमाह कामगमिति । कामं गच्छति पूरयति प्राप्नोतीति वा कामगाः मनोहरा विषयाः, सर्वेषामेकं न भवतीति ज्ञापयितुं सर्ववर्णानां मुख्यानां गौणानां चेत्युक्तम् । पौरान्तःपुरचारिणामिति । लौकिकप्राधान्यार्थमुक्तम्। साक्षात्तेषां दानं तेषाभीष्टं न भवतीति गोप्यार्थं प्रदाप्येत्युक्तम्। प्रकृतीः । मन्त्रिणः अन्तःपुरस्त्रियो वा। कामैः प्रतोष्य ततस्तत्कृतां पूजां प्रत्यनन्दत ॥१२॥

ततो भोगं वक्तुं मुख्यत्वात्ताम्बूलादिस्वीकारमाह संविभज्येति ।

<u>શ્લોકાર્થ -૧૨:</u> *પોતાને તેજસ્વી કરવા ઘી જોતા તેમ કરવાથી લોકની દષ્ટિ પ્રમાણે બધાએ રોગો દૂર થાય છે. પછી કાંતિ આવે તે માટે અરિસો જોતા અને ગાય, બળદ, બ્રાહ્મણઅને દેવતાને જોતા. અહીં દેવાલયોમાં રહેલા દેવો કહેલા છે.*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી લૌકિક પુરૂષોને યોગ્ય દાન કરતા એમ

'ઈચ્છા પૂર્ણ થાય તેવું દાન અપાવી' શબ્દથી કહેલ છે. ઈચ્છાને પૂર્ણ કરે અગર પ્રાપ્ત કરે તે 'काममां' એટલે મનોહર વિષયો બધાને એક જ હોતા નથી. એમ જણાવવા મુખ્ય અને ગૌણ 'સર્વ વર્ણવાળાઓના' એમ કહેલું છે.આ દાન આપવામાં લૌકિક પુરૂષો મુખ્ય છે.એમજણાવવા 'શહેરમાં રહેનારા અને અન્તઃપુરમાં રહેનારાંઓની'એમ કહેલું છે.તેઓને બારોબાર દાન કરવામાં આવે તે તેમને ગમે નહિ તેથી છુપુ દાન જણાવવા 'અપાવીને' એમ કહેલું છે. તેઓને બારોબાર દાન જણાવવા 'અપાવીને' એમ કહેલું છે. મંત્રીઓ અન્તઃપુરની સ્ત્રીઓને કામનાઓથી સંતોષ આપી તેઓએ કરેલી પૂજા સ્વીકારતા. (૧૨)

**संविभज्याग्रतो विप्रान् स्रक्तूताम्बूलानुलेपनैः ।**

**सुहृदः प्रकृतीर्दारानुपायुङ्क्त ततः स्वयम् ॥१३॥**

अग्रतः प्रथमं विप्रान् संविभज्य विप्रेभ्यो दत्त्वा स्रक्तूताम्बूलानुलेपनानि । सर्वैः सर्वेषां संविभागः । लौकिकदाने सुहृदः प्रथमाः, प्रकृतयः मन्त्रिणः, ततो दाराः। यद्यपि प्रथमं स्वस्योपयोगः, तथापि संविभागः सर्वेषां प्रथम एव। भगवदुपभोगानन्तरं पदार्थोत्पत्त्यसम्भवात् । अतः पश्चात्सवयमुपायुङ्क्त । शिष्टस्य सेवकगामित्वात् ॥१३॥

ततस्त्रैलोक्यरक्षार्थमुद्यतस्य सुधर्मायां गमनं निरूप्यते तावत्सूत इति चतुर्भिः।

<u>શ્લોકાર્થ -૧૩ :</u> પહેલાં બ્રાહ્મણોને, મિત્રોને, મંત્રીઓને અને સ્ત્રીઓને માલાઓ, તાંબુલો અને લેપો વહેંચી આપી પછી પોતે તેનો ભોગ કર્યો.(૧૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> માલાઓ, તાંબુલો અને લેપો બ્રાહ્મણોને વહેંચી આપી લૌકિકમાં પહેલાં મિત્રોને પછી મંત્રીઓને અને પછી સ્ત્રીઓને વહેંચી આપ્યાં. જો કે પહેલાં ભગવાને ભોગ કરવાનો હતો. છતાં પણ સર્વને વહેંચી આપવાનું પહેલાં કરતાં કારણ કે ભગવાને ભોગ કર્યા પછી પદાર્થનીઉત્પત્તિ થવાનું સંભવતું નથી. તેથી વહેંચી આપ્યા. પછી પોતે ભોગ કર્યો પછી વધેલું

સેવકોને પ્રાપ્ત થાય. પછી નીચેના શ્લોકથી આરંભી ચાર શ્લોકથી ત્રણ લોકનું રક્ષણ કરવા તત્પર થયેલા ભગવાન સુધર્મા સભામાં પધાર્યા તે કહે છે. (૧૩)

**तावत्सूत उपानीय स्यन्दनं परमाद्भुतम्।**
**सुग्रीवाद्यैर्हयैर्युक्तं प्रणम्यावस्थितोऽग्रत :॥१४॥**
**गृहीत्वा पाणिना पाणिं सारथेस्तमथारुहत।**
**सात्यक्युद्धवसंयुक्तः पूर्वाद्रिमिव भास्करः ॥१५॥**
**ईक्षितोऽन्तःपुरस्त्रीणां सव्रीऽप्रेमवीक्षितै :।**
**कृच्छ्राद्विसृष्टो निरगाज्जातहासो हरन्मनः॥१६॥**
**सुधर्माख्यां सभां सर्वैर्वृष्णिभिः परिवारितः।**
**प्राविशद्यन्निविष्टानां न सन्त्यङ्ग षडूर्मयः॥१७॥**

परमाद्भुतमिति । वैकुण्ठात्समागतरथव्युदासः, किन्तु धर्ममयो रथः, स तु सङ्कर्षणोपकारी । अश्वाः सूतश्च त एवेत्याह सुग्रीवाद्यैर्हयैर्युक्तमिति। अनिरूद्धप्राधान्यात्सुग्रवीद्यैरित्युक्तम् । प्रणामः पूर्वस्मद्वैशिष्ट्यद्योतकः, अग्रे तूष्णीमवस्थानं कार्यस्य लौकिकत्वाभाताय । ततः अप्रेरितोऽपि भगवान् सारथेः पाणिना गृहीत्वा रथमारुहत् । तस्य क्रियाशक्तिः स्वक्रियाशक्त्या नियद्धा, अन्यथा धर्मप्रेरकोऽन्यथा प्रेरयेत् । पूर्वाविशिष्टत्वात्। तं रथमारुहदिति। भगवदारूढो धर्मः सर्वत्र सुस्थिरो भवतीति तमित्युक्तम्। रक्षारूपा क्रियाशक्तिः। भक्तिश्च साधनत्वे धर्मे ग्राह्येति सात्यक्युद्धवसंयुक्त इत्युक्तम्। उद्धवो भक्तिः अधिकारिणामेव प्रकाशको भविष्यतीत्याशङ्क्य दृष्टान्तमाह पूर्वाद्रिमिव भास्कर इति। प्रातः सर्वेषामेव प्रबोधो भवति, न केवलमधिकारिणाम् । ततो धर्मे कामनिवृत्तिमाशङ्क्य तन्निराकरणार्थमाह । ईक्षितोऽन्तःपुरस्त्रीणाममिति । स्त्रीणामिति षष्ठीवहुवचनं न केवलं दर्शनमात्रम्, किन्तु तासां सम्बन्ध्यपि भगवानिति द्योतयति षष्टिवहुवचनं न केवलं दर्शनमात्रम्, किन्तु तासां सम्बन्ध्यपि भगवानिति द्योतयति । ज्ञानद्वारा सम्बन्धः । आन्तरः ब्राह्यो निवर्तक इति ज्ञाने त्रैविध्यमाह सव्रीऽप्रेमवीक्षितैरिति । व्रीडा तामसी, प्रेम राजसम्, वीक्षितं सात्त्विकमिति । ततो भावेन वद्धः। 'ये यथा मां प्रपद्यन्त' इति न्यायेन। तासामपेक्षया स्वच्छन्दं धर्मपरता न भविष्यतीति तासां निर्वन्धाभावमाह

कृच्छ्राद्विसृष्ट इति । कष्टेन ताभिर्विसृष्टः, धर्मानुरोधान्निर्गच्छत्विति विचारितः । ततो निगात् । जातहास इति । तासामपि धर्मानुरोधमालक्ष्य हास्यम् । न हि स्त्रीणां कामदुपरतिस्ति । तथापि धर्मपरताप्यासां मा भूदिति ज्ञापनार्थं धर्मपरमत्वम् । हरन्मन इति निरोधार्थम् । अन्यथा लोके धर्मे वा चित्तमासक्तं भवेत् । भगवान् विसृष्ट इति । सुधर्माख्यामिति । सुष्ठु धर्मो यत्रेति नाम्नैव धर्म्नपरत्वं सिध्यति । सभा स्वभावतोऽपि धर्मनिर्णयस्थानम् । सर्ववृष्णिभिः परिवारित इत्येकमत्यम् । तस्यामाधिदैविकधर्मत्वज्ञापनार्थम् । कालधर्मातिक्रममाह यन्निविष्टानामिति । यत्रोपविष्टानां षडूर्मयो देहादिधर्माः आवश्यका अपि न सन्ति, तत्रानावश्यकाः सुतरामेव न भविष्यन्तीति अर्थादुक्तम् ॥१७॥

एवं सुधर्मामाहात्म्यमुक्त्वा तत्रोपवेशने धर्म एव केवल इत्याशङ्क्य सच निर्बन्धात्मक इति सुखोपवेशनमाह तत्रोपविष्ट इति ।

<u>શ્લોકાર્થ -૧૪ :</u> *તેટલામાં સારથી સુગ્રીવ વિગેરે અશ્વો જોડેલો પરમ અદ્દભૂત રથ લાવીને પ્રણામ કરીને આગળ ઉભો રહ્યો. (૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'પરમ અદ્દભૂત' વિશેષણથી એમ જણાવ્યું છે કે વૈકુંઠથી આવેલો આ રથ ન હતો. પરંતુ 'ધર્મમય રથ' હતો. તે વૈકુંઠથી આવેલો રથ તો સંકર્ષણના ઉપયોગનો હતો. 'સુગ્રીવ વિગેરે અશ્વો જોડેલો' વિશેષણથી અશ્વો અને સારથી તેના તેજ હતા. અત્યારે ભગવાનમાં અનિરુધ્ધનું મુખ્યપણું હોવાથી 'સુગ્રીવ વિગેરે' એમ કહેલું છે. પહેલેથી ભેદ દર્શાવવા સારથિએ કરેલ પ્રણામ કહેલ છે.(૧૪)

<u>શ્લોકાર્થ -૧૫ :</u> *પછી જેમ પૂર્વના પર્વત પર સૂર્ય ચઢે તેમ શ્રીહસ્તથી સારથિનો હાથ પકડીને સાત્યકિ અને ઉદ્ધવ સાથે ભગવાન તેના પર ચઢયા.(૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી કોઈએ તેવી પ્રેરણા કરેલી ન હોવા છતાં ભગવાન શ્રીહસ્તથી સારથિનો હાથ પકડીને રથ ઉપર ચઢયા. તે સારથિની ક્રિયાશક્તિ પોતાની ક્રિયાશક્તિ સાથે સાંકડી તેમ ન કરે તો ધર્મને પ્રેરણા કરનાર તેને જુદા પ્રકારની પ્રેરણા કરે કારણ કે પહેલાંથી ભેદ ન હતો.

તે રથના પર ચઢયા. 'ભગવાનથી પ્રેરાયેલો ધર્મ સર્વ સ્થળે ઘણો સ્થિર થાય છે.' તેથી 'તેના' એમ કહેલું છે. રક્ષણરૂપ ક્રિયાશક્તિ અને સાધન તરીકે ભક્તિધર્મ કાર્યમાં ગ્રહણ કરવાં જોઇએ. તેથી સાત્યકિ અને ઉદ્ધવ સાથે 'એમ કહેલું છે ઉદ્ધવ ભક્ત હતો. 'ભગવાન અધિકારીઓને જ દર્શન આપશે' એવી શંકા થાય તેથી 'જેમ પૂર્વના પર્વત ઉપર સૂર્ય ચઢે' એવું દૃષ્ટાંત કહેલું છે. તેથી ભગવાનના દર્શન બધાને જ થતાં. (૧૫)

*<u>શ્લોકાર્થ -૧૬ :</u> અન્તઃપુરની સ્ત્રીઓની લજ્જા અને પ્રેમવાળી દૃષ્ટિથી દર્શન કરાતા દુઃખથી રજા અપાયેલા ભગવાન હાસ્ય કરતાં તેઓનું મન હરતાં નીકળી પડયા.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'સ્ત્રીઓથી' બહુ વચનથી એમ સૂચવે છે કે તેઓ માત્ર દર્શન કરતી ન હતી પરંતુ ભગવાન જ્ઞાન નેત્ર દ્વારા તેમના સંબંધવાળા પણ હતા. સંબંધ અંદરનો અને બહારનો અને અટકી પડે તેવો હોવાથી 'લજ્જા અને પ્રેમવાળી દૃષ્ટિથી દર્શન કરતા' વિશેષણથી જ્ઞાનના ત્રણ પ્રકાર કહેલા છે. કારણ કે લજ્જા તામસ્ છે. પ્રેમ રાજસ છે. અને દૃષ્ટિ સાત્વિક છે. પછી 'જેઓ જે પ્રકારે મને ભજે છે. (ભગવતગીતા ૩-૨૧) એ નિયમ પ્રમાણે ભગવાન તેમના પ્રેમથી બંધાયા. તેઓના સંબંધને લીધે ભગવાનની પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મમાં આસક્તિ ન રહે તેથી 'દુઃખથી રજા આપયેલા' વિશેષણથી તેઓનો ભગવાનને રોકવાનો આગ્રહ ન હતો એમ કહેલું છે. 'દુઃખથી તેઓથી રજા અપાયેલા 'ધર્મના આદરને લીધે ભલે પધારે' એમ તેઓએ વિચારેલા ભગવાન ત્યાંથી નીકળી ગયા 'હાસ્ય કરતાં' શબ્દથી એમ કહેલું છે કે તેઓમાં પણ ધર્મનો આદર જોઇને ભગવાન હસ્યા. કારણ કે સ્ત્રીઓ કામથી અટકતી નથી. છતાં પણ 'આ ધર્મમાં આસક્ત ન થાવો' એવા વિચારથી ભગવાન હસ્યા. લોકને જાણાવવા ધર્મમાં આસક્તિ ભગવાને દર્શાવી. તેઓનો નિરોધ થાય તે માટે 'મન હરતાં' એમ કહેલું છે. કારણ કે તેમ ન કરે તો ભગવાનને રજા આપી એટલે તેઓનું ચિત્ત લોકમાં અથવા ધર્મમાં આસક્ત થાય.(૧૬)

*<u>શ્લોકાર્થ -૧૭ :</u> હે રાજા ! સર્વ વૃષ્ણિઓથી વીંટાયેલા ભગવાને સુધર્મા સભામાં પ્રવેશ કર્યો. તેમાં બેઠેલાને છ પ્રકારના વિકારો હોતા નથી.(૧૭)*

ભાવાર્થ, સુબોધિની : સારો છે ધર્મ જેની અંદર તે સુધર્મા એવા નામથી જ ધર્મ પરાયણતા સિદ્ધ થાય છે. તે સભામાં આધિદૈવિક ધર્મ હતો. એમ જણાવવા 'સર્વ વૃષ્ણિઓથી વીંટાએલા' વિશેષણથી સર્વનો એક મત હોવાનું કહેલું છે. જેમાં બેઠેલાઓને છ વિકારો હોતા નથી. શબ્દોથી કાલના ગુણોનું ઉલ્લધંન કહેલું છે.જેમાં બેઠેલાઓને છ વિકારો એટલે દેહ વિગેરેના જરૂરી ગુણો તો ન જ હોય એમ ભાવાર્થથી કહેલું છે. (૧૭)

એ પ્રમાણે સુધર્માનું માહત્મ્ય કહીને ત્યાં બેસવાથી માત્ર ધર્મ જ થતો હસેજ તે વિવાદરૂપ હસે એવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી ભગવાન બિરાજ્યા એમ કહે છે.

**तत्रोंपविष्टः परमासने विभुर्बभौ स्वभासा ककुभोऽवभासयन्।**
**वृतो नृसिंहैर्यदभिर्यदूत्तमो यथोडुराजो दिवि तारकागणैः॥१८॥**

तत्र सभायाम् । तत्रापि मध्ये भगवदुपवेशनस्थानं परमासनम् । प्रान्ते पश्चिमभागे कुड्यसमीपे राज्ञः स्थानम्, मध्ये तत्सम्मुखे भगवत्स्थानमिति विमर्शः। सभासदां मध्ये भगवतोऽनुप्रवेशं निवारयितुमाह स्वभासा ककुभोऽवभासयन्निति । तत्र सामर्थ्यं विभुरिति । राज्ञो मुख्यत्वाद-भानमाशङ्क्याह बभाविति । सभाधर्मेण देवधर्मेण वा तथा त्वमाशङ्क्य स्वभा-सेति। अप्रधानेनापि प्रधानभानं सम्भवतीति तन्निराकरणार्थं दश दिश एवोक्ताः । नतु तत्रत्या एव केवलाः । अनेन सभया भगवद्भानं निवारितम् । एवं तर्हि सभासदामप्रयोजकत्वमेव स्यादित्याशङ्क्य निराकरोति वृतो नृसिंहैरिति । तेषामागन्तुकत्वं निराकरोति यदुभिरिति । अन्यथा नृसिंहाः परशुरामव्यासादयो भवेयुः। तुल्यतामाशङ्क्याह यदूत्तम इति । तेषामेकत्र निवेशनमात्रं भगवतस्ततोऽतत्वं एव स्यात्। नतु नियामकत्वम् । ततो धर्म एकमुखो न भवेदिति तेषां पतिर्भगवानिति दृष्टान्तेन निरूपयति यथोडुराज इति । दिवीत्याधिभौतिकं निवारितम्, यथा देवरूपम्। ग्रहनक्षत्राणामपि केनचिदंशेन तुल्यतापोषकत्वं चास्तीति तारकगणैरित्युक्तम् । उडुराज इत्यनेन स्वकीयानां तदधीनत्वमुक्तमेव ॥१८॥

ततो निर्गतस्य गृहान्तरप्रवेशमाह ततोऽन्यदाविशद्गेहमिति ।

શ્લોકાર્થ -૧૮ : ત્યાં ઉત્તમ આસન પર બિરાજેલા પોતાના તેજથી દિશાઓને પ્રકાશતા, ઉત્તમ પુરૂષ યાદવોથી વીંટાએલા સમર્થ ઉત્તમ યાદવ જેમ તારાઓના સમુહોથી વીંટાયેલા ચંદ્ર આકાશમાં શોભે તેમ શોભતા હતા. (૧૮)

ભાવાર્થ, સુબોધિની : 'ત્યાં સભામાં ' ભગવાનને વચમાં બિરાજ્યાનું નિર્ણય થાય છે કે સભાસદોથી અંદર ભગવાનને તાબે રહેતા ન હતા એમ જણાવવા 'પોતાને' તેજથી દિશાઓને પકાશતા' વિશેષણ યોજેલું છે. રાજાના તાબે નહિ રહેવાની ભગવાનની શક્તિ'સમર્થ' વિશેષણથી કહેલી છે. સભામાં રાજા મુખ્ય હોવાથી ભગવાન શોભતા નહિ હોય એવી શંકા થાય તેથી 'શોભતા હતા' એમ કહેવું છે. સભાના ગુણને લીધે તેવા શોભતા હતા' એમ કહેલું છે.સભાના તેવા ગુણને લીધે તેવા શોભતા હતા એમ શંકા થાય તેથી 'પોતાના તેજથી' શબ્દો યોજેલ છે દશ દિશાઓ ભગવાનથી પ્રકાશતી હતી. પરંતુ તે સભામાં રહેલા જ પ્રકાશતા નથી કહેલું છે કે ભગવાન સભાથી પ્રકાશતા ન હતા. એમ હોય તો સભાસદો નમાલા જ હોય' એવી શકાં થાય તે 'ઉત્તમ પુરૂષથી વિંટાએલા' વિશેષણથી ખોટી ઠરાવે છે. 'યાદવો' શબ્દોથી એમ કહેલું છે કે તેઓ વિદેશીઓ ન હતા. તેમ ન હોય તો પરશુરામ, વ્યાસ વિગેરે ઉત્તમ પુરૂષ હોય તેઓ ભગવાનની સમાન હશે. એવી શંકા થાય તેથી 'ઉત્તમ યાદવ' શબ્દ યોજેલ છે. પરંતુ તેઓ ભગવાન ઉપર સત્તા ધરાવનારા હોય તો તે ન બને. તેમનાથી ધર્મ એક પ્રયોજન સિદ્ધ કરનારો ન થાય. તેથી ભગવાન તેઓના પતિ હતા. એમ 'જેમ તારાઓના સમુહોથી વિંટાયેલ ચંદ્ર શોભે' એવું દષ્ટાંત કહેલું છે. 'આકાશમાં' શબ્દોથી તે ચંદ્ર આધિભૌતિક નથી એમ જણાવ્યું છે. જેમ ચંદ્રરૂપ શોભે તેમ ભગવાન શોભતા હતા.'તારાઓના સમુહોથી વીંટાયેલા' એમ કહેલું છે. ચંદ્ર અને શબ્દથી પોતાના સેવકો તેને આધીન હોવાનું કહેલ છે. (૧૮)

જાણે કે ધર્મનું ફલ કહેતા હોય તેમ મનને આનંદ થાય તે માટે નીચેનો શ્લોક કહે છે.

**तत्रोपमन्त्रिणो राजन्नानाहास्यरसैर्विभुम् ।**

**उपतस्थुर्नटाचार्या नर्तक्यस्ताण्डवैः पृथक् ॥१९॥**

उपमन्त्रिणः कौतुकिनः । राजन्निति ज्ञापनार्थं सम्बोधनम् । नानाविधा हास्यरसाः । लौकिकीभाषेयः धर्मे चित्तोद्वेगनिवारणार्थमुक्ता । विभुत्वादप्रेरिता अपि तथा उपतस्थुः । न केवलं हास्यरसा एव, किन्तु श्रृङ्गारादयोऽपि विभावादिभिः प्रकाशितो इत्याह उपतस्थुरिति । नटाः रसाभिनयनकर्तारः शुद्धस्वाङ्गप्रदर्शकाः । स्त्रियो नर्तक्यः लास्यप्रदर्शिकाः । उभयविद्या अपि सभात्वात् ताण्डवैरेव पृथक् पृथक् उपतस्थुः । नरा नार्य इति वा पाठः ॥१९॥

भगवतः सभायां गमनमुत्सवरूपमिति ज्ञापयितुं वाद्यमाह मृदङ्गेति ।

શ્લોકાર્થ -૧૯ : હે રાજન્ ! ત્યાં વિદૂષકોએ રાજાને જણાવવા માટે કહેલું છે. આ લૌકિકી ભાષા ધર્મમાં ચિત્તનો ઉદ્વેગ દૂર કરવા કહેલી છે. ભગવાન સમર્થ હોવાથી કોઈએ પ્રેરણા કહેલી ન હોવા છતાં વિદૂષકોએ ઉપચર્યા કરી. માત્ર હાસ્ય રસો જ નહિ પરંતુ શૃંગાર રસ પણ પ્રગટ કર્યા.(૧૯)

ભાવાર્થ, સુબોધિની : હે રાજન્ ! એ સંબોધન વિદૂષકો રાજાને જણાવવા માટે કહેલું છે. આ લૌકિકી ભાષા ધર્મમાં ચિત્તનો ઉદ્વેગ દૂર કરવા કહેલી છે. ભગવાન સમર્થ હોવાથી કોઈએ પ્રેરણા કહેલી ન હોવા છતાં વિદૂષકોએ ઉપચર્યા કરી. માત્ર હાસ્ય રસો જ નહિ પરંતુ શૃંગાર રસ પણ પ્રગટ કર્યા. 'નટ' એટલે રસનો અભિનય કરનાર, પોતાનું શુધ્ધ અંગ દર્શાવનાર નૃત્ય કરનારી સ્ત્રીઓ લાસ્ય નૃત્ય દેખાડનારી. આ બંને પ્રકારથી સભામાં તાંડવનૃત્યથી પરિચર્યા કરી અથવા પુરૂષો અને સ્ત્રીઓ એવો પાઠ લેવો.(૧૯)

ભગવાનનું સભામાં પધારવું ઉત્સવરૂપ હતું. એ જણાવવા નીચેના શ્લોકમાં વાજીંત્રો વાગ્યાનું કહે છે.

**मृदङ्गवीणामुरजवेणुतालदरस्वनैः ।**

**ननृतुर्जगुस्तुष्टुवुश्च सूतमागधबन्दिनः ॥२०॥**

पडिधानां स्वनैः सह ननृतुर्जगुस्तुष्टुवुः । स्तोत्रे नटादयो नात्यन्तमभिज्ञा

इति सूतादीन्निर्दिशति सूतमागधबन्दिन इति ॥२०॥

लौकिकोत्सवमुक्त्वा तस्य धर्मफलत्वं ज्ञापयितुमाह तत्रस्था ब्राह्मणाः केचिदिति ।

શ્લોકાર્થ-૨૦: ભાટ, ચારણ અને બંધિવાનોએ મૃદંગ, વીણા, વેણુ, નગારા, તાલ અને શંખના અવાજો સાથે નૃત્ય કર્યું. ગાન કર્યું અને સ્તુતિ કરી. (૨૦)

ભાવાર્થ, સુબોધિની: છ પ્રકારના વાજીંત્રો સાથે નૃત્ય કર્યું. ગાન કર્યું અને સ્તુતિ કર્યું. સ્તુતિ કરવામાં નટો બહુ કુશલ નહિ હોવાથી 'ભાટ, ચારણ અને બંધિવાનોએ' શબ્દથી કહેલા છે. લૌકિક ઉત્સવનું વર્ણન કરીને, તે ધર્મરૂપ ફલ માટે કરવામાં આવેલ હતો તે હવે કહે છે. (૨૦)

**तत्रस्था ब्राह्मणाः केचिदासीना ब्रह्मवादिनः ।**
**पूर्वेषां पुण्ययशसां राज्ञां चाकथयन्कथाः ॥२१॥**

ते हि सभासदः सभायामधिकृताः धर्मनिर्णयार्थम्, यतो ब्रह्मवादिनः सर्वज्ञाः। अन्ये हि धर्मं न विदुः । केचिदिति साधारणाः, न तु वसिष्ठादयः। धर्मः परम्परागत एव कर्तव्य इति तादृश एव भगवता क्रियत इति ज्ञापयितुं ब्राह्मणैस्तथा निरूप्यत इत्याह पूर्वेषां पुण्ययशसामिति । इक्ष्वाकुप्रभृतीनां धर्मे यादृशं वर्तनम्। पुण्यं यशो येषामिति लोकेऽप्यविगीतानाम् । चकाराद्ब्राह्मणादीनामपि कथाः धर्मोपयुक्ताः अकथयन्। यतो धर्मवार्तैव सभायाम्, नत्वन्यवार्तेति ज्ञापितम्॥२१॥

यदर्थमेषा धर्मकथा निरूपिता, तं सात्त्विकानां निरोधं निरूपयितुं प्रस्तावनामाह तत्रैकः पुरुष इति त्रिभिः।

શ્લોકાર્થ -૨૧ : અને ત્યાં રહેલા કેટલાક બ્રહ્મવાદી બ્રાહ્મણો બેઠા બેઠા પહેલાના પવિત્ર યશવાળા રાજાઓની કથા કહેતા હતા. (૨૧)

ભાવાર્થ, સુબોધિની: તેઓ ધર્મનો નિર્ણય કરવા માટે સભામાં સભાસદો હતા. તેઓ બ્રહ્મવાદી હતા. બીજાઓ ધર્મ જાણતા ન હતા. કેટલાક એટલે

સાધારણ બ્રાહ્મણો વસિષ્ટ નહિ. પરંતુ પરંપરાથી આવેલા ધર્મ જ આચરવા યોગ્ય હોવાથી ભગવાન તેવો જ આચરતા એમ જણાવે છે. 'પવિત્ર યશવાળા' એટલે લોકમાં પણ જેઓની નીંદા થઇ ન હતી તેવા ઇક્ષ્વાકુ વિગેરેનું ધર્મના વિષયમાં જેવું વર્તન હતું તે કહેતા હતા. ચ અને શબ્દથી ઉપયોગી કથાઓ કહેતા હતા. કારણ કે સભામાં ધર્મની જ વાર્તા થતી હતી. સાત્વિકોનો વિરોધ જેના માટે આ ધર્મની કથા કહી તેનું નિરૂપણ ત્રણ શ્લોકથી હવે કહે છે. (૨૧)

तत्रैकः पुरुषो राजन्नागतोऽपूर्वदर्शनः।
विज्ञापितो भगवते प्रतीहारैः प्रवेशितः॥२२॥
स नमस्कृत्य कृष्णाय परेशाय कृताञ्जलिः।
राज्ञामावेदयद्दुःखं जरासन्धनिरोधजम् ॥२३॥
ये च दिग्विजये तस्य संनतिं न ययुर्नृपाः।
प्रसह्यरुद्धास्तेनासन्नयुते द्वे गिरिव्रजे॥२४॥

धर्मेणालौकिकप्रकारेण निरुद्धाः बहिः जरासन्धद्वारा च उपायन्तराभिवृत्ता भगवन्तमेव विज्ञापयामासुः। तथापि भगवान् लोकन्यायेन लीलां करोतीति निश्चित्य दूतं प्रेषितवन्तः। तस्यागमनं निरूप्यते । एकः असहायः। पुरुषः समर्थः। सम्बोधनं ज्ञापनाय। अपूर्वं दर्शनं यस्येति अदृष्टपूर्वः। भिन्नप्रक्रमार्थं निरूपितः स पूर्वं दौवारिकैर्विशेषेण ज्ञापितः। राजधर्मा एते। ततो भगवताभ्यनुज्ञातः प्रतीहारैः प्रवेशितः बहुभिरेकः । नीतिरेसा । तस्य कृत्यमाह स नमस्कृत्य इति। कृष्णाय, न तु राज्ञे, अलौकिकत्वात् । तत्र हेतुः परेशाय । कालादृष्टादीनामपि नियामकाय । न हि राज्ञा कालादयो निवारयितुं शक्याः। कृताञ्जलिरिति । दूतस्यापि सात्त्विकत्वं निरूपितम्। राजत्वाद्दुःखानुभवः । अत एव जरासन्धनिरोधादेव उत्पन्नं दुःखं भगवते आवेदयत। भगवद्भक्तानां दुःखमनुचितमित्याशङ्क्य भक्तिविरुद्धधर्मसम्भवात् तेषां दुःखमिति वक्तुमभिमानमाह ये च दिग्विजय इति । नृपत्वात्सम्यङ्नतिं नम्रतां न ययुः। न तु भगवदीया इति। भगवद्विमुखो जरासन्ध इति।

अतोऽन्तर्यामिप्रेरणया प्राकृत सैनैव रुद्धाः द्वे अयुते गिरिव्रजे आसन्। अहन्ताया ममतायाश्च चतुर्दश चतुर्दश स्थानानीति सहस्रशः शतशश्च तेषां कृतय इति विंशतिसहस्राण्यष्टशतानि च सङ्ख्या पर्यति। अष्टशतान्युपसंहारे निरूपितानि। गिरीणां व्रजो यत्रेति कूटवत् पर्वताः परितो दुर्गत्वाय निरूपिताः ॥२४॥

दूतस्तेषां वचनान्याह कृष्ण कृष्णेति षड्भिः।

*શ્લોકાર્થ - ૨૨ : હે રાજન્! ત્યાં પહેલાં નહિ દેખાયેલો એકલો પુરુષ આવ્યો. પ્રતિહારોએ ભગવાનને જાહેર કરી તેને પ્રવેશ કરાવ્યો. તેણે પરમેશ્વર કૃષ્ણને બે હાથ જોડી નમસ્કાર કરીને જે રાજાઓ દિગ્વિજયના સમયે તેને સારી રીતે નમેલા ન હતા. અને જેમને તેને બલથી કેદ કરેલા હતા. તેઓએ જરાસંધના કેદખાનાથી થયેલું દુઃખ જણાવ્યું. આવા વીસ હજાર ગિરવ્રજમાં હતા. (૨૨-૨૪)*

ભાવાર્થ, સુબોધિની : લૌકિક પ્રકારના ધર્મથી અને બહારથી જરાસંધથી કેદ થયેલાઓએ બીજા બધા ઉપાયો બંધ કરી ભગવાનને વિજ્ઞપ્તિ કરી. છતાં ભગવાન લૌકિક રીતે લીલા કરે છે. તેઓએ ભગવાન પાસે દૂતને મોકલ્યો. 'એકલો' અને સહાય વગરનો 'પુરૂષ' પરિક્ષિતને જણાવવા હે રાજન્! એવું સંબોધન કહેલું છે. પહેલાં દ્વાર સાચવનારા પ્રતીહારોએ સારી રીતે જાહેર કર્યો. આ રાજાના ધર્મો છે પછી ભગવાને આવવાની રજા અપાયેલા દુતને ઘણા પ્રતીહારોએ પ્રવેશ કરાવ્યો. આ રાજરીત છે. (૨૦)

ત્રીવીસમા શ્લોકમાં તે પુરૂષનું કૃત્ય કહે છે. શ્રીકૃષ્ણ અલૌકિક હોવાથી તેમને જણાવ્યું પરંતુ રાજાને જણાવ્યું નહિ તેનું કારણ 'પરમેશ્વર' શબ્દથી કહેલ છે. શ્રીકૃષ્ણકાલ અદષ્ટ વિગેરેને પણ વશ રાખનારા છે. તેથી તેમને જણાવ્યું કારણ કે રાજાથી કાલ વિગેરેને રોકી શકાય તેમ ન હતું. 'બે હાથ જોડી' શબ્દથી દૂતનું પણ સાત્વિકપણું કહેલું છે. રાજા હોવાથી દુઃખનો અનુભવ થયો. તે જરાસંધના કેદખાનામાં જ ઉત્પન્ન થયેલું રાજાઓનું દુઃખ તેણે ભગવાને જણાવ્યું. (૨૩)

ભગવાનના ભક્તોને દુઃખ થાય તે યોગ્ય નથી. એવી શંકા થાય તેથી ભક્તિથી વિરૂધ્ધ ગુણ હોવાને લીધે તેઓને દુઃખ થયું. તેઓનું અભિમાન તેઓ રાજાઓ હોવાથી અને જરાસંધ ભગવાનથી વિમુખ થયેલો હોવાથી

નમ્યા નહિ એમ નહતું. તેથી અન્તર્યામીની પ્રેરણાથી બલથી જેને જરાસંધે જ કેદ કર્યા તેવા વીસહજાર રાજાઓ ગિરિવ્રજમાં હતા. અહંતા અને મમતાના ચૌદ ચૌદ સ્થાનો હોવાથી અને તેઓની પ્રવૃતિ હજારો પ્રકારે થતી હોવાથી 'વીસ હજાર આઠસોની' સંખ્યા થાય છે. ગિરિવ્રજ એટલે પર્વતોનો સમુહ અને તે કિલ્લો થાય તે માટે પર્વતો જણાવેલા છે.

નીચેના શ્લોકથી આરંભી છ શ્લોકથી દૂત તે રાજાઓના વચનો કહે છે.

**कृष्ण कृष्णाप्रमेयात्मन्प्रपन्नभयभञ्जन ।**

**वयं त्वां शरणं यामो भवभीताः पृथग्धियः॥२५॥**

ऐश्वर्यादयो धर्मा भगवदीयाः क्रमेण निरूप्यन्ते । भगवानेव हि जीवानां स्वगुणैर्मोचक इति। तत्रैश्वर्यं निरूपयन्ति । आदरे वीप्सा स्नेहादरयोनैश्वर्यं बाधकम्। अदृष्टकालादीनां बाधकत्वात् साधारणाधिकारित्वाच्च। कथं भवतां दुःखनिवृत्तिरिति चेत् । तत्राह अप्रमेयात्मन्निति । प्रमातुं योग्ये हि कालादिविचारः, नत्वयोग्ये । तर्ह्युदासीनो भवेदित्याशङ्क्याहुः प्रपन्नभयभञ्जनेति । 'सङ्ग्रामे विप्रपन्नाना' मित्यादिवाक्यात् प्रपन्नभयनिवारकत्वं तत्रावश्यकम् । अतो वयं प्रपन्ना भवाम इत्याहुः वयं त्वां शरणं याम इति। जरासन्धाद्विमोकपक्षं वारयन्ति भवभीता इति । नह्येकस्माद्भयात्कश्चिन्निवृत्तिं वाञ्छति, सर्वभयनिवृत्तिसम्भवे । बहिर्मुखानां संसारे सर्वतोभयम्, तदाहुः पृथग्धिय इति। अनेन ज्ञानादिपक्षा निवारिताः ॥२५॥

ननु सर्वे येन प्रकारेण संसारनिवृत्तिं वाञ्छन्ति, तेनैव प्रकारेण संसारो निवर्तनीयः, किं मच्छरणागमनेनेत्याशङ्कायामाहु लोको विकर्मनिरत इति।

*<u>શ્લોકાર્થ -૨૫ :</u> હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે ન કળી શકાય તેવા સ્વરૂપવાળા, હે શરણે આવેલાના ભયને મટાડનાર, હે શરણે આવેલાના ભયને મટાડનાર, સંસારથી ભય પામેલા ભેદ બુદ્ધિવાળા અમો આપને શરણે આવીએ છીએ.(૨૫)*

ભાવાર્થ, સુબોધિની : ભગવાનના ગુણોનું ઐશ્વર્ય આ છ શ્લોકમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. ભગવાન જ પોતાના ગુણોથી જેઓને મુક્તિ કરાવનારા છે. તે પૈકી ઐશ્વર્યનું આ શ્લોકમાં નિરૂપણ કરવામાં આવે છે. હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! એમ બે વાર આદર દર્શાવતા કહેલું છે. ઐશ્વર્ય,સ્નેહ અને આદરથી વિરૂધ્ધ નથી. અદષ્ટ કાલ વિગેરે કાલ તમને પિડા કરતા હોવાથી અને તમે સાધારણ અધિકારી હોવાથી તમારૂં દુ:ખ કેમ દૂર થશે? એવી શંકા થાય તેથી ન કળી શકાય તેવા સ્વરૂપવાળા' એમ કહેલું છે.જે જાણી શકાય તેવું હોય તેને કાલનો વિચાર થાય પરંતુ જાણી શકાય તેવા ન હોય તેમને ન થાય' છતાં પણ તે ઉદાસીન હોય' એવી શંકા થાય તેથી 'શરણે આવેલાના ભયને ટાળનારા 'એમ કહેલું છે. 'સંગ્રામમાં વિરોધિ' વાક્ય પ્રમાણે તેમાં શરણે આવેલાને ભયને ટાળવાનું જરૂરી છે. તેથી અમો શરણે આવીએ છીએ અમે 'અમો આપને શરણે આવીએ છીએ.' શબ્દોથી કહે છે. જરાસંધથી જ તમો છુટશો એવા મત 'સંસારથી ભય પામેલા' વિશેષણથી ખોટો ઠરાવે છે. કારણ કે જ્યારે સર્વ ભયો ટળી જવાનું સંભવતું હોય ત્યારે કોઈપણ એક ભયમાંથી છુટવાનું ઈચ્છતું નથી. 'બર્હિમુખોને સંસારમાં સર્વ તરફથી ભય છે. તે અર્થ 'ભેદ બુધ્ધિવાળા' શબ્દથી કહે છે. તેથી જ્ઞાન વિગેરેથી મુક્તિ મળશે તેવા મતને ખોટા ઠરાવે છે. (૨૫)

જે પ્રકારથી બધા સંસાર મીટાવવાની ઈચ્છા રાખે છે તેજ પ્રકારથી સંસાર મીટાવવો જોઈએ. મને શરણે આવવાથી શું મળે? એવી શંકામાં હવે કહે છે.

**लोको विकर्मनिरतः कुशले प्रमत्तः कर्मण्ययं त्वदुदिते भवदर्चने स्वे।**
**यस्तावदस्य बलवानिह जीविताशां सद्यश्छिनत्त्यनिमिषायनमोऽस्तु तस्मै॥२६॥**

कालरूपश्च त्वमेव । अतस्त्वच्छरणागमनेनैव भयनिवृत्तिः, नान्यथा । यतस्तवाज्ञोल्लङ्घने त्वमेव भक्षयसि । आज्ञोल्लङ्घनं प्रपञ्चयन्ति विकर्मणि निषिद्धे विहितोल्लङ्घने वा निरतः तदेवादरेण करोति । लोकस्य तत्रैव महती श्रद्धा । कुशले विहिते प्रमत्तः असावधानः । तत्पुनरीश्वरवाक्योल्लङ्घनरूपमिति वक्तुमाहुः त्वदुदित इति । वीर्यवता वेदादिकर्त्रा त्वयैव तन्निरूपितम् । तत्रापि भवदर्चने

भवत्पूजारूपे तन्त्रोक्ते साक्षाद्भगवतैवावतीर्णेन निरूपिते । तत्रापि स्वे श्रवणादिरूपे। त्रिविधं कर्म भगवता निरूपितम्, वैदिकं पाञ्चरात्रं भागवतं च । उत्तरोत्तरं प्राणिनामश्रद्धातिशयः। अतः प्रमत्तः। भगवानपि प्रमत्त इव न तूष्णीं तिष्ठति, यतो जगत्कर्ता, तदाहुः यस्तावदिति । सह्याधिकृतः, अन्यथा प्रलयो न सम्भवेत्, जीवधर्मापेक्षया ब्रह्मधर्मा विशिष्टा इति। तावदिति यावत प्रमत्त एव तिष्ठति । आज्ञोल्लङ्घनसमनन्तरमेव अधः तत्तरणं प्रमाणं वा स्वानुभवरूपं निरूप्यते। एतत्करणे यो गुणः प्रधानभूतः तं निर्दिशति बलवानिति । साक्षान्मारणे न जानीयात् । न हि मरणे जन्मान्तरे वा मरणक्लेशस्मृतिरस्ति । अतो जीविताशामेव रोगादिना निराकरोति, येन सर्वेषामेव मरणप्रतीतिर्भवेत् । सर्वथा आज्ञोल्लङ्घने महान्तं व्याध्यादिकमुत्पादयतीत्यर्थः। जीववद्भगवानपि कदाचिदसावधानो भवेदित्याशङ्कायामाहुः अनिमिषायेति। अतिसावधानाय । अंतस्तनैरपि नमः पूर्वापराधपक्षमापनार्थम् । शरणागतिस्तु मोक्षार्था। अपराधे विधमाने साधनैरपि मोक्षो दुर्लभ इति ॥२६॥

एवमैश्वर्यवीर्ये निरूप्य यशो निरूपयिष्यन्तश्चोद्धरणशभावे तत्र न्यूनतां भावयमानाः सिद्धान्तापरिज्ञानात्पृच्छन्त इवाहुः लोके भवानिति।

<u>શ્લોકાર્થ -૨૬ :</u> *આ લોક નિષિધ કર્મમાં આનંદ માને છે. આપે શાસ્ત્રમાં કરવાનાં આપે કહેલાં, આપની પૂજારૂપ અને આપના કર્મમાં પ્રમાદી રહે છે. તેટલામાં જે બળવાન અહીં આની જીવનની આશાને તરત જ નાશ કરે છે તે સાવધાન રહેનાર આપને નમન હો. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> કાલરૂપ પણ આપ જ છો. તેથી આપને શરણે આવવાથી જ ભય દૂર થાય છે. બીજા પ્રકારે તે દૂર થતો નથી. કારણ કે આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવે ત્યારે આપ જ ભક્ષણ કરો છો. આજ્ઞાનું ઉલ્લંઘન સમજાવે છે કે નિષિધ કર્મમાં કર્મનું આજ્ઞા કરેલ કર્મનું ઉલ્લંઘન કરવામાં આનંદ માને છે. તેજ સાદર સહિત કરે છે. લોકોને તેમાં જ શ્રધ્ધા

હોય છે. શાસ્ત્રમાં કરવાના કહેલાં કર્મોમાં પ્રમાદી 'प्रमत्तः' રહે છે. તે ભગવદ આજ્ઞાના ઉલ્લઘનરૂપ છે. એ જણાવવા 'આપે કહેલાં' વિશેષણ યોજેલ છે. વેદના રચનાર વીર્યવાળા આપે જ તે કર્મ કરવાનું કહેલ છે. તેમાં પણ 'भवदर्चनः' તંત્રમાં કહેલું આપની પૂજારૂપ, અવતાર ધારણ કહેલ સાક્ષાદ ભગવાને જ તે કર્મ કરવાનું કહેલું છે. તેમાં પણ આપના શ્રવણ વિગેરેરૂપ કર્મમાં પ્રમાદી રહે છે. વૈદિક અને પંચ રાત્રમાં કહેલું અને ભાગવતમાં કહેલું આ ત્રણ પ્રકારનું કર્મ અને ભાગવતમાં કહેલું આ ત્રણ પ્રકારનું કર્મ ભગવાને કહેલું છે. તેમાં પછી પછીના પ્રાણીઓની વધારે અશ્રદ્ધા હોય છે. કારણ કે "કાલને સંહાર કરવાનો નહિ કારણ કે જીવના ગુણો કરતાં બ્રહ્મના ગુણો ઉત્તમ છે. તેટલામાં એટલે લોક પ્રમાદિ રહેતા હોય તેટલામાં આજ્ઞાનું ઉલ્લંન કરે તો તેને પછાડી વશ કરે છે. આ પ્રમાણે કરવામાં જે મુખ્યગુણ છે. તે'બલવાન' શબ્દથી કહેલો છે. જોલોકને બારોબાર હણવામાં આવે તો તેને આ કાલનું જ્ઞાન થાય નહિ. કારણ કે મરણ થાય ત્યારે અથવા બીજો જન્મ થાય ત્યારે મરણ સમયના દુઃખનું સ્મરણ થતું નથી. તેથી રોગ વિગેરેથી તેની જીવનની આશાઓનો નાશ કરે છે. જેથીબધાને મરણનું ભાન થાય સર્વ પ્રકારે આજ્ઞાનું ઉલ્લંઘન થાય ત્યારે ભયકંર રોગ ઉત્પન્ન કરે છે. એવો અર્થ છે. કાંઈક સમયે જીવની પેઠે ભગવાન પણ પ્રમાદી થતા હસે એવી શંકા થાય તેથી 'अनिमिषाये' સાવધાન રહેનાર શબ્દ યોજેલ છે. ભગવાન ઘણા સાવધાન રહે છે. તેથી તેમને નમસ્કાર કરે છે કારણ કે તે ક્ષમા કરે શરણે આવે છે. તે તો મોક્ષ પ્રાપ્ત કરવા આવે છે. કારણ કે અપરાધ હોય તો મોક્ષ મળતો નથી.એવી રીતે ઐશ્વર્ય અને વીર્યનું નિરૂપણ કરીને યશનું નિરૂપણ કરતાં પોતાના ઉદ્ધાર ન થાય તો તેમાં ખામી માનતાં પ્રશ્ન પૂછતા હોય તેમ હવે કહે છે.(૨૬)

નીચેના શ્લોકમાં અર્થનું નિરૂપણ કરે છે.

**लोके भवाञ्जगदिनः कलयावतीर्णः सद्रक्षणाय खलनिग्रहणाय चान्यः।**
**कश्चित्त्वदीयमतियाति निदेशमीश किं वा जनः स्वकृतमृच्छति तन्न विद्मः॥२७॥**

जगदिनो जगत्स्वामी भवान् लोके कलया सहावतीर्णः ससहायः । तत्र प्रयोजनद्वयम्, सद्रक्षणाय खलनिग्रहणाय चेति। ईश्वरः साधारण्येन पालनार्थमेव

तथा करोति, सुतरां विशेषप्रयत्नवान् । चकाराद्भक्तरक्षार्थम् । एवं त्रिविधकार्यसन्दर्भेऽप्यस्मासु । कस्माद्धेतोरन्यस्तुच्छः अनीश्वरः कारणकार्यप्रेरकस्य तव निदेशमाज्ञामातियाति स्मासु । कस्माद्धेतोरन्यस्तुच्छः अनीश्वरः कारणकार्यप्रेरकस्य तव निदेशमाज्ञामतियाति स्वगर्वादिति चेत्, तत्राहुः ईशेति। संबोधनमुल्लङ्घ्य वाक्यत्वबोधनार्थम् । 'मां प्रपन्नो जनः कश्चिन्न भूयोऽर्हति शोचितुम्। सङ्ग्रामे च प्रपन्नानां तवास्मीति च यो वदेत्। अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम' साधारणस्तु स्वप्रारब्धमनुभवतीत्याह किं वा जन इति। एवं भगवद्वाक्यं साधारणमिति मन्यमाना वयं दुःखं चानुभूय तदत्र निर्णीतं न विद्मः। दुःखानुभवो न निर्णायकः, शास्त्रमात्रोच्छेदप्रसङ्गात् । अतः स्ववाक्यपरिपालनार्थं मोचयेति तात्पर्यम् ।।२७।।

ननु प्रत्यक्षविरोधिनं संदिग्धमिमं मार्गं विहाय ज्ञानमार्ग एव सर्वत्यागात्मको निरभिमानात्मको वा कुतो नाश्रीयत इत्याशङ्कां परिहरन्तो भगवच्छ्रियं निरूपयन्ति स्वप्रायितमिति ।

*શ્લોકાર્થ -૨૭ : જગતના સ્વામી આપે સત્પુરૂષોનું રક્ષણ કરવા અને દુષ્ટોનો નાશ કરવા કલા સાથે લોકમાં અવતાર લીધો છે. હે ઈશ ! બીજો કોઈ આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે. અથવા મનુષ્ય પોતાનું કર્મ ભોગવે છે? તે અમે જાણતા નથી.(૨૭)*

ભાવાર્થ, સુબોધિની : જગતના સ્વામી આપે લોકમાં કલા સાથે અવતાર લીધો છે. તેમાં સત્પુરૂષોનું રક્ષણ અને દુષ્ટોના સંહાર એવા બે પ્રયોજન છે.સામાન્યરીતે ઈશ્વર પાલન કરવા માટે જ એમ કહે છે. 'ચ અને' શબ્દ હોવાથી ભક્તોનું રક્ષણ કરવા ઉદ્યમ કરે છે. એવી રીતે ત્રણ પ્રકારના કાર્ય કરવાનાં હોવા છતાં પણ ઈશ્વર નથી એમ માનનારો જરાસંધ કાર્ય અને કારણને પ્રેરણા કરનાર આપની આજ્ઞાનું અમારા સંબંધમાં શા માટે ઉલ્લંઘન કરે છે? તે તેના અહંકારને લીધે તેમ કરે છે. એમ કહેવામાં આવે તેથી મને શરણે આવેલ કોઈ પણ જન(માણસ) ફરીથી શોક કરતો નથી. સંગ્રામમાં શરણે આવેલા અને હું આપનો છું એમ જેકહે છે. તે સર્વ પ્રાણીઓને હું

અભય આપું છું. આ મારૂં વ્રતછે. આપનાં વાક્યો ઉલ્લંઘન ન થઇ શકે એવા છે એમ જણાવવા હે ઇશ! એવું સંબોધન કરે છે. સાધારણ રીતે બધા પુરૂષો પોતાના પ્રારબ્ધને ભોગવે છે. એમ 'મનુષ્ય પોતાનું કર્મ ભોગવે છે.' શબ્દથી કહે છે. એવી રીતે ભગવાનનું વચન સાધરણ છે એમ માનનારા અમે દુઃખ ભોગવીને આ વિષયના નિર્ણયને જાણતા નથી.દુઃખનો અનુભવ નિર્ણય કરાવનારો નથી. કારણ કે તેમ હોય તો બધા શાસ્ત્રોનો નાશ થાય માટે આપનાં વચનોનું પાલન થાય તે માટે અમને મુક્ત કરાવો એવું તાત્પર્ય છે.

પ્રત્યક્ષના વિરોધવાળા આ માર્ગનો ત્યાગ કરીને જ્ઞાન માર્ગનો શા માટે આશ્રય કરતા નથી? એવી શંકાના નિવારણમાં ભગવાનના શ્રીનું નિરૂપણ કરે છે.(૨૭)

**स्वप्नायितं नृपसुखं परतन्त्रमीश शश्वद्भयेन मृतकेन धुरं वहामः ।**
**हित्वा तदात्मनि सुखं त्वदनीहलभ्यं क्लिश्यामहेऽतिकृपणास्तव माययेह ॥२८॥**

वस्तुतो ज्ञानमार्गयोग्यो विषयोऽस्ति, तथाप्यपरित्यागे हेतुः तव माया श्रीरूपा। अतो वाक्यं वा पालय, मायां वा व्यावर्तयेति । स्वप्नो मायामात्रमिति स्थितम्। नृपाणां सुखं लोके प्रसिद्धम्, तन्मायिकमेव, व्यवहारे कापट्याधिक्यात्, माया हि कुहकाधीना, अन्तर्यामिप्रतिनिधित्वेन लोकं निरूपयन् भगवान् प्रतिकूल इति ज्ञापयितुं सुखं विशिनष्टि परतन्त्रमिति । अन्तर्यामिणः सख्युः अनुचितमेतदित्याशङ्क्य सम्बोधयति ईशेति। माया स्वकार्यभोग्या, नत्वात्मभोग्येति ज्ञापयितुं साधनमाह मृतकेनेति। चेतनसंबन्धाभावाय तथा वचनम् । मायाकार्य साधने स्पष्टमित्याह शश्वद्भयेनेति। चेतनसंबधन्धाभावाय तथा वचनम् । मायाकार्यं साधने स्पष्टमित्याह शश्वद्भयेनेति । तेन भारवहनमत्यन्तं मायामोहितकार्यम् । लोका मृतमेव कथञ्चिद्वहन्ति, त्यजन्ति वा, न तु मृतकेन किञ्चिद्वहन्ति, वयं तु तेन धुरं वहाम इति स्पष्टोऽस्मासु मोहः । ननु सुखासक्त्या असाधनेऽपि प्रवर्तते, प्रकारान्तरेण सुखमलभमान इति चेत्, तत्राह हित्वा तदात्मनीति । सुखस्य परमोत्कर्षमाह तदिति। आत्मनीति गमनक्लेशाभावः । क्रियाप्रयासं व्यवर्त्यते । सुखप्राप्तिर्ज्ञानादनीहया च । निरोधादनीहा सम्भवतीति 'सर्वेहोपरतिस्तनु' ति न्यायात् विषयसुखमेव सर्वोत्कृष्टं भविष्यति, अन्यथा चित्तं

कथं प्रवर्तेतेत्याशङ्क्याह क्लिश्यामह इति। त्वदनीहलभ्यमिति पाठे त्वत्स्मरणेन तत्सुखस्य सुलभता निरूपिता निरूपिता। क्लेशस्यानुभवसिद्धत्वा-द्विपरीतहेतुत्वेन अलौकिकत्वेनानान्तरीयत्वाच्च क्लेशपर्यवसानानुभवेऽपि अनिवृत्तत्वादतिकृपया:। अनालोचनेन याचनादिना अतिदीना:। तत्र हेतुस्तवैव माया, अतो विज्ञापना। अन्यथेह विषयेच्छा न स्यात्, वैराग्यहेतूनामानन्यात्। ॥२८॥

एवं श्रियं निरूप्य भगवतो ज्ञानशक्तिं निरूपयन्त: तत्फलं मोक्षं प्रार्थयन्ते तन्नो भवानिति।

<u>શ્લોકાર્થ - ૨૮ :</u> હે ઈશ ! રાજાનું સુખ માયિક પરતંત્રછે. સદા ભયવાળા પદાર્થોથી અમે ધોંસરી વહીએ છીએ. આત્માની અંદરના આપની પાસેથી વૈરાગ્ય પ્રાપ્ત થતાં તે સુખને તજી ઘણા દુર્ભાગી અમે આપની માયાથી અહી દુ:ખી થઈએ છીએ.(૨૮)

<u>ભાવાર્થ, સુબોધિની :</u> વાસ્તવિક રીતે વિષય જ્ઞાનમાર્ગને યોગ્ય છે.છતાં પણ તેને તજવાનું કારણ આપની શ્રીરૂપી માયા છે.તેથી આપ આપના વાક્યનું પાલન કરો અથવા માયાને દૂર કરો.સ્વપ્ન માત્ર માયા છે. એવો નિર્ણય કરેલો છે. રાજાઓનું સુખ લોકમાં પ્રસિદ્ધ છે તે માયિક જ છે. કારણ કે રાજાને વ્યવહારમાં ઘણું કપટ કરવું પડે છે. કારણ કે માયા કપટીને આધીન છે.

લોકને અન્તયાર્મીના પ્રતિનિધિ તરીકે જણાવતાં ભગવાન પ્રતિકુલ છે એમ જણાવવા 'પરતંત્ર' વિશેષણ રાજાના સુખ માટે યોજેલ છે.

અંદર રહી સખા માટે આમ કહેવું યોગ્ય નથી. એવી શંકા થાય તેથી હે ઈશ ! એવું સંબોધન કરે છે. માયા પોતાના કર્મનેલીધેભોગવવાની છે.પરંતુ આત્માએ ભોગવવાની નથી.એમ જણાવવા 'મડદાંથી' શબ્દ માયા ભોગવવાનું સાધન કહેલું છે. ચેતનનો સંબંધ તેને નથી એમ જણાવવા દેહ માટે તેવું વચન કહેલું છે. દેહમાં માયાનું કાર્ય સ્પષ્ટ જ છે. એમાં 'સદા ભયવાળા' વિશેષણથી કહેલું છે. સદાએ ભાર વહેવો એ માયાથી

મોહ પામેલાનું કાર્ય છે.લોકો મડદાંને જ વહી જાય છે. અથવા તજી દે છે.પણ મડદાં વડે કાંઈ વહેતા નથી. અમે તે મડદાંથી ધોંસરી વહીએ છીએ. એટલે અમારામાં મોહ સ્પષ્ટ જ છે. સુખમાં આસક્તિ હોવાથી, બીજા પ્રકારે સુખ પ્રાપ્ત ન થતાં સુખનું સાધન ન હોય તેમાં પણ પ્રવૃત્તિ કહે છે. તેથી 'આત્માની અંદરના સુખને તજીને' શબ્દો યોજેલા છે. 'આત્માની અંદરના' વિશેષણથી તેપ્રાપ્ત કરવા ક્યાંય જવાનું દુઃખ સહન કરવું પડતું નથી. 'વૈરાગ્યથી પ્રાપ્ત થતાં' વિશેષણથી તેપ્રાપ્ત કરવા કોઈ ક્રિયાનો શ્રમ થતો નથી. 'તુ' શબ્દથી ન્યાય સિદ્ધાંતમાં મનાય છે તેવો આત્મા આનંદરહિત હોવાનો મત ખોટો જણાવેલ છે.

જ્ઞાન અને વૈરાગ્યથી સુખ પ્રાપ્ત થાય છે. કેદખાનાથી ક્રિયારહિત થવાનું સંભવે, તેથી 'સર્વ ક્રિયાના બંધરૂપ એ (શ્રીમંત ભાગવત ૭-૧૩-૧૬) વાક્ય પ્રમાણે સુખ પ્રાપ્ત થાય પણ બીજામાં આસક્તિવાળું હોઈ તે ખામીવાળું છે. 'સુખ ભોગવનાર સુખના ભેદને જાણે છે' એ નિયમ મુજબ વિષયોનું સુખ જ સર્વથી ઉત્તમ હશે. તેમ ન હોય તો વિષયોમાં ચિત્તની પ્રવૃત્તિ કેમ થાય? એવી શંકા થાય તેથી ઘણા દુર્ભાગી અમેઆપની માયાથી દુખી થઈએ છીએ. 'આપની પાસેથી વૈરાગ્ય પ્રાપ્ત થતાં' એવો પાઠ હોય ત્યારે આપના સ્મરણથી તે સુખ સહેલાઈથી પ્રાપ્ત થાય છે. વિષય ભોગથી થતું દુઃખ અનુભવથી સિદ્ધ થતું હોવાથી વિષય ભોગ સુખથી ઉલ્ટુ દુઃખનું કારણ હોવાથી અને દુઃખ અલૌકિક હોય ત્યારે તે છુટ્ટુ પડે એમ નહિ હોવાથી દુઃખ થાય ત્યાંસુધી ભોગથી અટકતા નથી. એવા અમે ઘણા દીન છીએ તેનું કારણ આપની માયા જ છે. તેથી આપને પ્રાર્થના કરીએ છીએ,કે વૈરાગ્ય ઉત્પન્ન થવાના કારણે અનંત છે.(૨૮)

એ પ્રમાણેશ્રીનું નિરૂપણકરીને ભગવાનની જ્ઞાન શક્તિનું નિરૂપણ કરતાં કેદખાનામાંથી છુટવા પાર્થના કરે છે.

**तन्नो भवान्प्रणतशोकहराङ्घ्रियुग्मो बद्धान्वियुङ्क्ष्व मगधाह्वयकर्मपाशात्।**
**यो भूभुजोऽयुतमतङ्गजवीर्यमेको बिभ्रद्रुरोध भवने मृगराडिवावीः ॥२९॥**

ब्रह्मज्ञानं मोक्षहेतुः, तदक्षरम्, अवतारे तस्य पादत्वम्, भक्तार्थमेव अवतार

इति अस्मद्वयापारव्यतिरेकेणापि स्वत एव तवाङ्घ्रिद्वयं प्रणतशोकहरं भवति। तेन तव या ज्ञानशक्तिः, सा चरणेन संवलिता प्रणतानां शोकं हरति। तत्रापि नो भवान् समानका लावतारान् अतो बद्धान् वियुङ्क्ष्व। नन्वेतादृशलौकिकबन्धनान्मोक्ष इति न ज्ञानसाध्यम्, तत्कथमसाधनेन साध्यप्रार्थनेति चेत् । तत्राहुः । मगधो मागधो जरासन्धः कर्मपाशस्यैव नामान्तरं तत्। 'क्षीयन्ते चास्य कर्माणी'ति वाक्यात् । देशनाम्ना स्थित्या अधिककर्मणशेत्पत्तिसम्भवात् न भोगेन क्षयसिद्धिः । ननु मागधस्य कर्मत्वे किं प्रमाणम्, तत्राहुः यो भूभुज इति । न हि कर्माधीनः कश्चिदयुतमतङ्गजवीर्यो भवति। अतो भूभुजामस्माकं भोगहेतुभूतमाधिभौतिकं कर्म निवार्य स्वयमाधिदैविकः। केवलं ज्ञानैकनिवर्त्यो भवति । तर्हि तस्मै राज्यं दत्वा तत्सेवका एव कुतो न भवन्ति, तत्राहुः मृगराडिवावीरिति । स हि भक्षणार्थमेव मेषीः स्थापयति । तथायमपि प्रमथनाथमखाय वधार्थमेव स्थापितवानित्यर्थः । अतस्तामसदेवतायै समर्पितानां तत्रैव प्रवेशात् कालान्तरेऽपि मोक्षो नास्तीति मरणात्पूर्वमेव वयं मोचनीया इति भावः । तद्भवने निरोधात् न पलायनसम्भावना ॥२९॥

भगवतो भोगासक्तिं निवारयन्त इव, रक्षासक्तिं प्रकटयन्तः भगवदीयत्वं स्वस्य वदन्तः भगवतो वैराग्यशक्तिमुररीकुर्वन्तः वैषम्यनैर्घृण्यपरिहारार्थं पूर्वं भगवद्वृत्तान्तमाहुः यो वै त्वयेति।

<u>શ્લોકાર્થ -૨૯ :</u>તેથી પ્રણામ કરનારના શોકને હરનારા ચરણો કરે છે. જેમના તેવા આપ કેદખાનામાં પડેલા અમને મગધ નામના કર્મ બંધનમાંથી છુટ્ટા કરો. જેણે એકલાએ દશહજાર હાથીઓનું બલ ધારણ કરતો હોઈ જેમ સિંહ બકરાને પુરી રાખે તેમ અમો રાજાઓને ભવનમાં કેદ કરેલા છે. (૨૯)

<u>ભાવાર્થ, સુબોધિની :</u> મોક્ષના કારણરૂપ જે બ્રહ્મ જ્ઞાન છે. તેઅક્ષર છે. ભગવાનના અવતાર સમયે તે ભગવાનનું ચરણ થાય છે. ભગવાનનો અવતાર ભગવાનના ભક્તો માટે થતો હોવાથી અમારા પ્રયત્ન વિના આપના બે ચરણો પોતાની મેળે જ પ્રણામ કરનારાઓના શોકને હરનારા છે. આપની જે જ્ઞાન

શક્તિ છે તે ચરણ સાથે મળીને પ્રણામ કરનારાઓના શોકને હણે છે. તેમાં પણ અમે તમારા સમાન કાલમાં અવતરેલા છે તેથી અમો કેદમાં પડેલાને છુટ્ટા કરો. આવા લૌકિક કેદખાનામાંથી છુટ્ટા થવું એ જ્ઞાનથી થઇ શકે એવું નથી. જે સાધન નથી તેથી સાધ્ય છુટવાની પ્રાર્થના કેમ કરો છો? એવી શંકા થાય તેથી કહે છે. કે મગધનો રાજા જરાસંધ .તે કર્મના બંધનનું બીજું નામ છે. અને ઈશ્વરનાં દર્શન થતાં આનાં કર્મોનો ક્ષય થાય છે. એ વાક્ય પ્રમાણે છુટવાની પ્રાર્થના કરીએ છીએ.

મગધનો રાજા કર્મરૂપ છે તેની શી સાબીતિ એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે. કારણ કે કર્મને આધીન હોય તેવા કોઇ પણ દશ હજાર હાથીઓના બલવાળો હોતો નથી. તેથી અમો ભોગનું સાધન બનેલ છે. આધિભૌતિક કર્મને અટકાવી દઈને પોતે આધિદૈવિક હોઇ માત્ર જ્ઞાનથી જ શાંત થાય તેવો છે.'ત્યારે તેને રાજ્ય આપીને તમો તેના સેવકો કેમ થતા નથી? એવી શંકા થાય તેથી 'સિંહ જેમ બકરાને પુરી રાખેતેમ' એમ કહેલું છે. કારણ કે સિંહ બકરાને ભક્ષણ કરવા જ રાખે છે. તેમ આને પણ શંકરના યજ્ઞને માટે વધ કરવા જ અમને રાખેલા છે એવો અર્થ છે. તેથી તામસ્ દેવતાને સર્મપણ થયેલાઓનો તેમાંજ પ્રવેશ થવાથી ભવિષ્યમાં કોઇ પણ સમયે મોક્ષ થશે નહિ. તેથી વધ થાય તે પહેલાં અમને છુટ્ટા કરવા જોઇએ એવો ભાવ છે. તેના ભવનમાં કેદ થયેલા હોવાથી નાશી જવાનું સંભવ નથી. જાણે કેભગવાનની ભોગમાં આસક્તિ દૂર કરતા હોય તેમ રક્ષણ કરવામાં આસક્તિને પ્રગટ કરતાં ભગવાનનાં પક્ષપાત અને ક્રૂરતા એમ જણાવવા નીચેના શ્લોકથી કહે છે.(૨૯)

**यो वै त्वया द्विनवकृत्व उदात्तचक्रभग्नो मृधे खलु भवन्तमनन्तवीर्यम् ।**
**जित्वा नृलोकनिरतं सकृदूढदर्पो युष्मत्प्रजा रुजति नोऽजित तद्विधेहि॥३०॥**

वस्तुतस्तत्वष्टादशेऽपि कार्यस्यासिद्धत्वाद्भङ्ग एव, अत आह द्विनवकृत्व इति प्रजापतिर्वा विद्या वा न तस्य जयहेतुरिति रजस्तमोगुणावेव इतरसंश्लेषादाधिदैविकादिभेदापन्नौ हेतू इति नवसङ्ख्यायाः आवृत्तिरुक्ता ।

भगवन्माहात्म्यात्तद्गताधिदैविकैरेव भङ्ग व्यावर्तयितुमाह उदात्तचक्रेति । चक्रेण कालशक्त्यैव भक्षणार्थं व्यात्तया मृधे स भग्नः। खल्विति । नात्र तिरोहितं किञ्चिदिति सूचितम् । ननु जयापजययोरव्यवस्थितत्वात् कथमेकस्यैव पराजय इति चेत् । तत्राहुः भवन्तमनन्तवीर्यमिति । परिमितबलानामेव जयाजयव्यवस्था। तथापि कपटवेषलीलाया प्रकटितत्वात्तद्विरोधाभावाय नृलोकनिरतम् । सकृद्गुणाक्षरन्यायेन गूढहेतोर्वा जित्वा ऊढदर्पो जातः । वयं तु केवलं भवत्परिपाल्या एव, मर्यादापरित्यागेन पुष्टिमार्गावलम्बनात् । अतो यस्य भवदपेक्षाभावः तेन सर्वथैव बाध्याः । अतो युष्मत्प्रजाः रुजति पीडयति। तव स्वरूपमजितेति । 'द्रव्यसंस्कारविरोधे द्रव्यं बलीय' इति न्यायेन लीलाप्रदर्शनं दूरीकृत्य अस्मान् पालयन् तत्स्वस्याजितत्वं विधेहि । अनेन सर्वे सन्देहा अनुपपत्तयश्च निवारिताः ॥३०॥

तेषां प्रार्थना अज्ञापनरूपत्वात् दोषाय मा भवत्विति प्रपत्तिरूपतां सम्पादयितुं दूतस्तात्पर्यमाह इतीति ।

*શ્લોકાર્થ -30 : હે ચક્ર ધારણ કરનાર ! જે ખરેખર યુદ્ધમાં આપથી અઢારવાર ભાગેલો તે મનુષ્ય લોકમાં રમણ કરતા અનંત વીર્યવાળા આપને એકવાર જીતીને મદવાળો થઈ આપની પ્રજારૂપ અમને પાડે છે.હે અજીત ! તે તમો અજીતપણું કરો.(30)*

ભાવાર્થ, સુબોધિની : વાસ્તવિક રીતે અઢારે સંગ્રામમાં તેનું પ્રયોજન સિદ્ધ ન થવાથી તેનો પરાજય થયો હતો તેથી 'અઢારવાર' એમ કહેલ છે. પ્રજાપતિ અને વિદ્યા તેને વિજય પ્રાપ્ત કરાવનારાં ન થયાં તેથી રજોગુણ અને તમોગુણથી બાકીનાની સાથે ભળેલા કારણ થયા. તેથી નવની સંખ્યા બે વાર કહેલી છે. ભગવાનના મહાત્મ્યને લીધે તેનો જરાસંધનો પરાજય કરેલ હોવાથી તે ખોટું ઠરાવવા હે ચક્ર ધારણ કરનાર ! એમ કહેલું છે. આપે યુદ્ધમાં કાલશક્તિરૂપ ચક્રથી ભાગેલો. ખરેખર ! શબ્દથી આમાં કંઈ છુપું નથી. તે જણાવેલ છે.

જય અને પરાજય થવાનું ચોક્કસ નહિ હોવાથી એકનો જ પરાજય કેમ થયો? એવી શંકા થાય તેથી 'અનંત વીર્યવાળા' આપના શબ્દો યોજેલ

છે. પરિમીત બલવાળાને જ જય અથવા પરાજય થવાની સ્થિતિ હોય છે. છતાં પણ આપે કપટવેશવાળી લીલા પ્રગટ કરેલી હોવાથી તેનો વિરોધ ન થાય તે માટે મનુષ્ય લોકમાં રમણ કરતા આપને એકવાર ઘૃણાક્ષર ન્યાયથી જીતીને તે ઘણો મદવાળો થયો છે. અમે તો મર્યાદાનો ત્યાગ કરીને પુષ્ટિ માર્ગનો આધાર લીધો હોવાથી માત્ર આપે જ પાલન કરવા યોગ્ય જ છે. તેથી જે આપનો આદર કરતો નથી. તેનાથી બધાએ દુઃખ પામવા યોગ્ય જ છે. તેથી આપની પ્રજાને તે પીડે છે.

ત્યારે મેં લોકની રીત સ્વીકારી હોવાથી તમને કેમ છોડાવું? એવી શંકા થાય તેથી હે અજીત ! એવું સંબોધન કહે છે. આપનું સ્વરૂપ અજીત હોવાથી દ્રવ્ય અને સંસ્કારનો વિરોધ હોય ત્યારે દ્રવ્ય બલવાન છે એ નિયમ પ્રમાણે લીલા દેખાડવાનું બંધ કરી. અમારૂં પાલન કરતાં 'તે' આપનું અજીતપણું કરો. આ અજીત શબ્દથી બધા સંદેહોનું નિવારણ કહેલું છે. (30)

**दूत उवाच - इति मागधसंरुद्धा भवद्दर्शनकाङ्क्षिणः।**
**प्रपन्नाः पादमूलं ते दीनानां शं विधीयताम् ॥३१॥**

इति ते पादमूलं प्रपन्नाः, मागधेन च संरुद्धाः, 'द्वष्टं स्मृतेर्बलिष्ठ'मिति स्मरणेन कार्यं न सेत्स्यतीति भवद्दर्शनकाङ्क्षिणः । दीनानां प्रार्थितदानेन शं विधीयतामिति । दूतस्य भगवत्साक्षात्कारे जाते तत्फलस्यैव प्रार्थना येन प्रार्थनाद्वयं दर्शनफलं चेति भवति साधकत्रयम् ॥३१॥

एवं राजसानां भगवद्धर्मेण भगवत्परतां निरूप्य सात्त्विकानामपि भगवत्परतां निरूपयितुं सात्त्विकमुख्यस्य नारदस्य सात्त्विककार्यपरस्य समागमनं निरूप्यते । अन्यथा भगवत्कार्यं राजसमात्रपर्यवसायि स्यात् । क्षणमात्रविलम्बेऽपि भगवान् भक्तदुःखे विलम्बं न सहत इति राजदूते एवं वदत्येव समागत इत्याह राजदूत इति ।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> મગધે કેદ કરેલા, આપના દર્શનની ઈચ્છાવાળાઓ એ પ્રમાણેઆપના ચરણના મૂલને શરણે આવેલા છે.તે બાપડાઓનું કલ્યાણ

કરો.(૩૧)

<u>ભાવાર્થ, સુબોધિની</u> : એવી રીતે આપના ચરણ મૂલને શરણ આવેલા અને માગધે કેદ કરેલા રાજાઓ સ્મરણ કરતાં દર્શન વધારે બલવાન હોવાથી સ્મરણથી કાર્ય સિદ્ધ થશે નહિ એમ વિચારી આપનાં દર્શનની ઇચ્છા રાખે છે તે બાપડાઓનું કલ્યાણ કરો. એમ દૂતેકહ્યું. દૂતને ભગવાનનો સાક્ષાત્કાર થતાં તેના ફલની પ્રાર્થના જેવું આ એક વચન છે. જેથી બે રાજાઓએ કહેલી પ્રાર્થના અને દર્શનનું ફલ એમ કાર્ય કરાવનારાં ત્રણ થયાં. (૩૧)

સાત્વીકો પણ ભગવાનમાં આસક્તિવાળા થયા એમ જણાવવા તેમાં નારદ મુખ્ય હતા તે આવ્યા એમ કહે છે. તેમ ન કહે તો ભગવાનનું કાર્ય માત્ર રાજસોમાં જ ફલે છે. એક ક્ષણનો વિલંબ થાય તો પણભક્તને દુઃખ હોય ત્યારે ભગવાન વિલંબ સહન કરતા નથી. તેથી દૂત એ પ્રમાણે કહેતો હતો ત્યારે નારદ આવ્યા એમ નીચેના શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच - राजदूते ब्रुवत्येवं वेदर्षिः परमद्युतिः।**
**बिभ्रत्पिङ्गजटाभारं प्रादुरासीद्यथा रविः॥३२॥**

देवानामपि मन्त्रद्रष्ट्टत्वात् तदानीमागमनमुचितम् । अन्येषां बाधकतानां तेजोदूरीकरणाय परमद्युतिरिति । अधिकारिणो नात्यन्तं वचनमादरणीयमिति शङ्कां वारयितुमाह बिभ्रत्पिङ्गजटाभारमिति । तपोरूपमेतत् । तत्रत्यानां तमोदोषव्यावृत्त्यर्थं यथा रविरिति । रविपदेनैव भगवत्सान्निध्ये तमःसम्भावना सूचिता । अन्यथा दिनरात्रिव्यवस्था न स्यात् । प्रादुरासीदिति न दूतवत्तस्यागमनम् ॥३२॥

ततः तस्यागतस्य वाक्यसन्माननार्थं लौकिकसन्माननं निरूप्यते तं दृष्ट्वेतित्रिभिः ।

*<u>શ્લોકાર્થ -૩૨</u> : રાજાઓના દૂત એ પ્રમાણે કહેતો હતો ત્યારે પીંગળી જટાનો ભાર ધારણ કરતા તેજસ્વી દેવર્ષિ રવીની પેઠે પ્રગટ થયા(૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિની</u> : નારદ દેવોના પણ ઋષિ મંત્ર જાણનાર હોવાથી તે

સમયે આવે તે યોગ્ય જ છે. ઘણા તેજસ્વી વિશેષણ યોજીને અડચણ કરનારાના તેજને દૂર કરે છે. અધિકારવાળાનું વચન બહુ આદર કરવા યોગ્ય હોતું નથી. એવી શંકા 'પીગંળી જટાનો ભાર ધારણ કરતાં' વિશેષણથી દૂર કરેલ છે. આ તમોરૂપ છે. તેને દૂર કરવા 'રવિની પેઠે' એવું દૃષ્ટાંત કહેલું છે. રવિ શબ્દથી જ ભગવાનની હાજરીમાં અંધકાર હોવાનો સંભવ સૂચવેલો છે. તેમ અંધકાર ન હોય તો દિવસ અને રાતની વ્યવસ્થા ન હોય. 'પ્રગટ થયા' ક્રિયાપદથી દૂતની પેઠે તે આવ્યા ન હતા. પછી નારદના વાક્યનું સન્માન થાય તે માટે કાયા, મનના અને વાણીના ત્રણે પ્રકારે લૌકિક સન્માન કર્યાનું કહે છે. (૩૨)

**तं दृष्ट्वा भगवान्कृष्णः सर्वलोकेश्वरेश्वरः।**
**ववन्द उत्थितः शीर्ष्णा ससभ्यः सानुगो मुदा ॥३३॥**

कायिकमानसिकवाचनिकैः । तत्र कायिकमुत्थानं वन्दनं च सर्वैः सहेति त्रयम् । हर्षो मानसः । भगवत्त्वादनुचितत्वेऽपि कृष्णत्वेनावतीर्ण इति तथात्वमुचितम् । शिक्षार्थमेतदिति ज्ञापयितुमाह सर्वलोकेश्वरेश्वर इति। ऋषित्वाल्लोकस्थानीयः गुरुत्वादीश्वरो वा । अतोऽवनतिर्न दोषाय । सर्वपदेन देवर्षित्वकृतोऽप्युत्कर्षो निवारितः ॥३३॥

एवं लौकिकधर्मेषु केवललौकिकानुपपाद्य तदनुरूपधर्मानुपपादयति यजन्तं स्वकलान् देवानिति ।

<u>શ્લોકાર્થ -૩૩:</u> *તેને જોઈને સર્વ લોકોના ઈશ્વરના ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણ સભ્યો સાથેઅને સેવકો સાથે આનંદથી ઉભા થયા અને મસ્તકથી વંદન કર્યું. (૩૩)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> તે પૈકી કાયિક સન્માન ઉભા થવું. વંદન કરવું અને બધાની સાથે તેમ કરવું એ ત્રણે થયાં. હર્ષ મનથી કહેલું સન્માન છે. ભગવાન હોવાથી તેમ કરવું અયોગ્ય હોવા છતાં શ્રીકૃષ્ણ તરીકે અવતાર લીધેલો હોવાથી તેમ કરવું યોગ્ય હતું. 'સર્વ લોકોના ઈશ્વરના ઈશ્વર' શબ્દ યોજેલ છે. આ લોકને બોધ આપવા કહેલું. નારદ ઋષિ હોવાથી લોકના સ્થાને હતા. અને ગુરૂ હોવાથી ઈશ્વર હતા. તેથી તેને વંદન કરવાથી દોષ થાય તેમ ન હતું. 'સર્વ શબ્દથી એમ કહેલું છે કે દેવર્ષિપણાથી થતી સરસાઈ પણ શ્રીકૃષ્ણની ચઢતી ન હતી.

**सभाजयित्वा विधिवत्कृतासनपरिग्रहम् ।**
**बभाषे सूनृतैर्वाक्यैः श्रद्धया तर्पयन्मुनिम् ॥३४॥**

सभाजनं तन्मनःप्रीतिकरणं लौकिकम् । ऋषित्वाद्वेदाभिनिवेश इति, तदप्याह विधिवदिति । ईश्वरधर्मविचारेण कदाचिदनङ्गीकारे कृतं व्यर्थं स्यादित्यत आह कृतासनपरिग्रहमिति । दत्तासनस्वीकारः परिग्रहः । ततो वाचनिकारम्भमाह **बभाषे सुनृतैरिति** । स हि श्रद्धया परितुष्यति, तदाह **श्रद्धया तर्पयन्निति** । मानसमेतत् । सोऽपि मुनिस्तेनैव परितुष्यति ॥३४॥

वाचनिकं द्वयेनाह अपि स्विदिति ।

श्लोकार्थ - ३४ : વિધિ પ્રમાણે પૂજા કરીને જેને આસન સ્વીકારેલું છે તેવા મુનીને શ્રદ્ધાથી સંતોષ આપતાં મધુર વચનોથી નીચે પ્રમાણે કહ્યું.(૩૪)

ભાવાર્થ, સુબોધિની : પૂજા કરવી એટલે મનમાં આનંદ ઉત્પન્ન કરવું. આ લૌકિક સન્માન છે.નારદ ઋષિ હોવાથી વેદમાં આસક્તિવાળા હતા. તેથી 'વિધિ પ્રમાણે' શબ્દથી કહેલું છે. નારદ જો પૂજા ગ્રહણ ન કરે તો કહેલું નકામું થાય તેથી 'જેનેઆસન સ્વીકારેલું છે' વિશેષણ યોજેલ છે. આપેલું આસન લેવું તેનો સ્વીકાર કરવોપછી વાણીથી થતું સન્માન કરે છે. 'શ્રદ્ધાથી સંતોષ પામતા' શબ્દોથી કહેલ છે. આ મનથી સન્માનથી છે. તે નારદ મુનિ હતા.તેથી મનથી સન્માનથી સંતોષ પામે. (૩૪)

નીચેના શ્લોકથી આરંભી બે શ્લોકથી વાણીનું કહેલું સન્માન કહે છે.

**अपि स्विदद्य लोकानां त्रयाणामकुतोभयम् ।**
**ननु भूयान् भगवतो लोकान् पर्यटतो गुणः ॥३५॥**

सर्वलोकाधिकारिणो लोकत्रयस्य गृहत्वात् तत्कुशलप्रश्न एव कर्तुमुचितः स्तुतिरूपश्च भवति । अपि स्विदिति सन्देहगर्भितसम्भावना । राज्ञां बन्धनस्य श्रुतत्वात् सन्देहः । अकुतोभयमिति । स्वत एवाज्ञानाद्भयम्, न त्वन्यत इति रहस्यम् । ननु लोकेश्वरस्य कथं पर्यटनमित्याशङ्क्याह ननु भूयान् भगवत इति । लोकान् पर्यटतो भगवतस्तव सतः भूयानेव गुणो भवतीत्यर्थः । अतः

सर्वलोकहितार्थं परिभ्रमणमित्यर्थः । अनेन तस्य स्तुतिरुक्ता ॥३५॥

प्रकृतोपयोगिकार्यं प्रष्टुं तस्य ज्ञानमाह न हि तेऽविदितं किञ्चिदिति।

શ્લોકાર્થ -૩૫ : હાલમાં ત્રણ લોકને કોઇ તરફથી ભય નથીને? ખરેખર! તમે લોકોમાં પર્યટન કરોછો ત્યારે ભારે લાભ થાય છે(૩૫)

ભાવાર્થ, સુબોધિની : ત્રણ લોક બધા લોકોના અધિકારીના ઘરરૂપ હોવાથી કુશળ હોવાનો પ્રશ્ન જ કરવો યોગ્ય છે. તે નારદની સ્તુતિરૂપ જ છે. 'अपि स्वित्' છેને ? પ્રશ્ન સંદેહ છે.કોઇ તરફથી ભય ન હોવાનું રહસ્ય એવું છે કે પોતાના અજ્ઞાનને લીધે ભય છે. પરંતુ બીજાથી ભય નથી.

લોકોમાં ઈશ્વર શા માટે પ્રર્યટન કરે? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલ છે.તમે નારદ લોકમાં પર્યટન કરો છો. ત્યારે ભારે લાભ જ થાય છે. એવો અર્થ છે. તેથી સર્વ લોકનું હિત કરવા પર્યટન થાય છે એવો અર્થ છે. આથી તેની સ્તુતિ કહી. (૩૫)
નીચેના શ્લોકથી તેનું જ્ઞાન જણાવે છે.

न हि तेऽविदितं किञ्चिल्लोकेष्वीश्वरकर्तृषु ।
अथ पृच्छामहे युष्मान्पाण्डवानां चिकीर्षितम् ॥३६॥

अयं हीश्वरस्येच्छाशक्तेराधिभौतिकरुपः, यावद्भगवानिच्छति, करोति च, तत्सर्वमस्य विदितम् । ईश्वर इति। मूलभूतः काल इति विमर्शः । अत ईश्वरेच्छया पाण्डवानां यच्चिकीर्षितम्, तत्त्व विदितमेवेति युष्मान् पृच्छमहे । हे आयुष्मन्निति वा । अथशब्दो हेत्वर्थः आनन्तर्यपर्याय ः॥३६॥

भगवत्कृतं कायिकं वाचनिकं च तथा नोचितमिति, कदाचिदुपस्थितमन्यथा कुर्वादिति, तन्निराकणार्थं मायाभावं प्रार्थयते दृष्ट्वा मयेति त्रिभिः ।

શ્લોકાર્થ -૩૬ : ઈશ્વર જેના કર્તા છે. તેવા લોકમાં તમારૂં કોઈપણ અજાણ્યું નથી. તેથી પાંડવોએ કરવા ઈચ્છેલ કાર્ય તમને પૂછીએ છીએ. (૩૬)

<u>ભાવાર્થ, સુબોધિની</u> : આ નારદ ભગવાનની ઈચ્છાશક્તિનું આધિ ભૌતિકરૂપ છે. જયારે ભગવાન ઈચ્છા કરે છે. અને કાર્ય કરે છે તે બધુ આ નારદ જાણે છે. 'ઈશ્વર' એટલે જગતનું મૂળ બનેલ કાલ' એવો નિર્ણય છે.ઈશ્વરની ઈચ્છાથી પાંડવો જે કરવા ઈચ્છે છે તે તમે જાણેલું છે તેથી તમને પૂછીએ છીએ. હેઆયુષ્યમાન ! એવું સંબોધન છે. अर्थ શબ્દ કારણના અર્થમાં યોજાયેલો છે.બીજો અર્થ 'પછી' છે. ભગવાને કાયાથી અને વાણીથી સન્માન કરેલું તે યોગ્ય ન હતું. તેથી આવી પડેલ કાર્ય ભગવાન નિષ્ફલ કરે તેથી તેમ ન થાય તે માટે નીચેના શ્લોકથી આરંભી ત્રણ શ્લોકથી માયાનો પ્રયોગ ન થાય તેવી પ્રાર્થના કરે છે.(૩૬)

**दृष्ट्वा मया ते बहुशो दुरत्यया माया विभो विश्वसृजश्च मायिनः ।**
**भूतेषु भूमंश्चरतः स्वशक्तिभिर्वह्नेरिव च्छन्नरुचो न मेऽद्भुतम् ॥३७॥**

अनेकधा सर्वजनव्यामोहिकाः बहुधा प्रवर्तमाना मया दृष्टाः । तत्र स्वाज्ञानप्रकटनेन हीनभावप्रकटनेन च केवलमेकस्य मम व्यामोहनं किमाश्चर्यमिति वाक्यार्थः । मायायाः स्वरूपज्ञानमेवात्ययोतिक्रमः । तद्भगवन्मायासु न कास्यापि भवतीति दुरत्ययाः । वस्तुव्यभिचारे सकृदवगते पुनः प्रदर्शिता माया ज्ञाता भवतीति शङ्कां वारयितुं बहुश इत्युक्तम् । एका सहस्रधा प्रदर्शितापि न बुध्यत इति । एवं करणे सामर्थ्यमाह विभो इति । प्रयोजनमाह विश्वसृज इति । मायया जीवव्यामोहाभावे विश्वोत्पत्तिर्न स्यात् । चकारात्स्थितिप्रलयौ । किञ्च । मायी भगवान्, मायानामेक एवाश्रयः, तासामप्रदर्शने प्रचार एव न स्यादित्यावश्यकत्वमुक्तम् । किञ्च । मायानामप्रकटीकरणे महत्वे वानुपपत्तिरित्यभिप्रायेणाह भूतेषु भूमंश्चरत इति । चरणावश्यकत्वाय संबोधनम् । सकलभूतसम्बन्धो हि भूमा । तद्गतदोषसम्बन्धाभावाय स्वशक्तिभिरित्यसाधारणसामर्थ्यैः । अन्यथाभिमानमात्रे जीवे सर्वावस्थाः प्रवृत्तयश्च न भवेयुः ननु भगवतः सर्वे गुणाः सर्वत्र प्रद्धिाः, मायागुणः क्व प्रसिद्ध इत्याशङ्क्य दृष्टान्तमाह वह्नेरिव छन्नरुच इति। वह्निर्जलादौ प्रविष्टः स्वकार्यं कुर्वन्नपि छन्नरुग्भवति । रूपस्पर्शयोर्मध्ये अन्यतरप्राकट्यं ज्ञातधर्मस्य मायया विना न सम्भवतीति

वह्नेः प्रथमोत्पन्नस्य स्वधर्मः प्रकट इत्यर्थः। यस्तु भगवतो माहात्म्यं जीवेषु समत्वादिकं च पश्यति, तस्य विरुद्धधर्मदर्शनादद्भुतज्ञानं भवति । मम तु दर्शनेऽपि सिद्धान्तार्थपरिज्ञानान्नाद्भुतं आश्चर्यज्ञानजनकं न भवतीत्यर्थः। इममेवार्थं पुरस्कृत्य मायया विरोधसमाधानमिति वाक्यं भ्रमादन्यथा कैश्चिद्योजितम् ॥३७॥

नन्वद्भुतकर्मा भगवान्, कथं तस्य चरित्रदर्शनेनाश्चर्यमिति चेत्, तत्राह तवेहितं कोऽर्हतीति।

*<u>શ્લોકાર્થ -૩૭ :</u> હે શક્તિમાન ! હે વ્યાપક ! વિશ્વને રચનાર અને માયાવાળા ઢંકાયેલા પ્રકાશવાળા અગ્નિની પેઠે પોતાની શકિતઓથી પ્રાણીઓમાં વિચરતા આપની ઉલ્લઘંન ન થઈ શકે તેવી માયા મેં ઘણા પ્રકારે જોઈ. મને તેથી આશ્ચર્ય કંઈ પણ થતું નથી. (૩૭)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> અનેક પ્રકારે બધા પુરૂષોને મોહ કરનારી આપની માયાઓ મેં જોઈ તે પછી પોતાનું અજ્ઞાન પ્રગટ કરીને અને હલકા હોવાની સ્થિતિ પ્રગટ કરીને મને એકલાને આપ મોહ કરો તેમાં શું આશ્ચર્ય? એવો વાકયનો અર્થ છે. માયાના સ્વરૂપનું સ્વપ્ન તે જ તેનું ઉલ્લંઘન ભગવાનની માયાઓના સંબંધમાં તે કોઈથી પણ થતું નથી. તેથી તે ઉલ્લંઘન ન થઈ શકે એવી છે. એકવાર વસ્તુનો ભંગ થવાનું જાણવામાં આવતાં ફરીથી દેખાડેલી માયા જાણવામાં આવશે એવી શંકા દૂર કરવા 'ઘણા પ્રકારે' શબ્દ યોજેલ છે. એક માયા એક હજાર પ્રકારે દેખાડેલી હોવા છતાં જાણવામાં આવતી નથી એવો અર્થ છે.

હે શક્તિમાન ! એ સંબોધનથી તેની શક્તિ બતાવે છે. 'વિશ્વને રચનાર' શબ્દથી એમ કહેવાનું પ્રયોજન કહેલું છે. માયાથી જીવને મોહ કરવામાં આવતો ન હોય તો વિશ્વની ઉત્પત્તિ થાય જ નહિ. 'ચ અને' શબ્દથી સ્થિતિ પ્રલય કહેલા છે. વળી ભગવાન 'માયાવાળા' એટલે એકલાજ માયાના આધાર છે.તેમને માયાઓને દેખાડવામાં ન આવે તો તેમનો પ્રચાર ન થાય તેથી તે દેખાડવાનું જરૂરી કહેલ છે. વળી ભગવાન માયાઓને

પ્રગટ કરે તો તે મોટા હોવાનું ઘટતું નથી. એવા અભિપ્રાયથી 'પોતાની શક્તિઓથી પ્રાણીઓમાં વિચરતા' હે વ્યાપક ! એવા શબ્દો યોજેલ છે. વિચરવું જરૂરી છે. એમ દર્શાવવા હે વ્યાપક ! એવું સંબોધન કહેલું છે. કારણ કે બધા પ્રાણીઓનો જેને સંબંધ છે તે વ્યાપક કહેવાય 'પોતાની શકિતઓથી' શબ્દ યોજીને બતાવે છે કે પ્રાણીઓમાં રહેલા દોષો સાથે ભગવાને સંબંધ નથી. પોતાની અસાધારણ શકિતઓ છે. તેમ ન હોય તો જીવમાં બધી પ્રવૃત્તિઓ અનેઅવસ્થાઓ ન હોય. ભગવાનના બધા ગુણો સર્વ સ્થળે પ્રસિદ્ધ છે.માયાગુણ કયાં પ્રસિદ્ધ છે? એવી શંકા થાય તેથી 'ઢંકાયેલા પ્રકાશવાળા અગ્નિની પેઠે' એવું દષ્ટાંત આપેલું છે. જલ વિગેરેમાં પ્રવેશ કરેલા અગ્નિ પોતાનું કાર્ય કરતો હોવા છતાં ઢંકાયેલા પ્રકાશવાળો રહે છે. અગ્નિમાં રૂપ પ્રકાશ અને સ્પર્શ પૈકી એક ગુણનું પ્રગટ થવું માયા વગર સંભવતું નથી. પ્રથમ ઉત્પન્ન થયેલા અગ્નિનો પોતાનો ગુણ પ્રગટ કરે છે એવો અર્થ છે. જે ભગવાનનું મહાત્મ્ય અને જીવોમાં સમાનપણું જાણે છે. તેને વિરૂધ્ધ ગુણો જોવામાં આવ્યા હોવાથી તેને આશ્ચર્ય થાય છે.

મને તો આપના ગુણો જોવામાં આવતાં હોવા છતાં સિદ્ધાંતના અર્થનું બરાબર જ્ઞાન હોવાથી તેનાથી 'આ આશ્ચર્યકારક છે' એવું જ્ઞાન ઉત્પન્ન થતું નથી એવો અર્થ છે. આજ અર્થ સ્વીકારીને કેટલાકોએ ભ્રમથી 'માયાથી વિરોધનું સમાધાન થાય છે' એવું વાકય ખોટું યોજેલું છે.(૩૭)

ભગવાન અદભૂત કર્મ કરનારા છે.તેમનાં ચરિત્રોના દર્શનથી આશ્ચર્ય કેમ થાય? એવી શંકા થાય તેથી નીચેના શ્લોક કહે છે.

**तवेहितं कोऽर्हति साधु वेदितुं स्वमाययेदं सृजतो नियच्छतः।**
**वद्विद्यमानात्मतयावभासते तस्मै नमस्ते स्वविलक्षणात्मने ॥३८॥**

इदमित्थतया चरित्रज्ञाने प्रतिनियतधर्मे च चरित्रे विरोधज्ञानादाश्चर्यं भवति। तदेव तु न सम्भवति, यतः को वा तवेहितं साधु इदमित्थतया

वेदितुमर्हति । तत्र हेतुः स्वमाययेदं सृजतो नियच्छत इति । मायावहिर्भूतो हि वस्तुनो मायाया वा याथात्म्यं जानाति, विश्वमेव हि मायया सृजति, हरति, तस्मादिह लोके परलोके वा न कोऽपि तत्त्वं जानाति । ननु वाधितार्थत्वेन मायायास्तत्त्वं कुतो न ज्ञायत इति चेत्, तत्राह यद्विद्यमानात्मतयावसीयत इति । यदविद्यमानमपि विद्यमानात्मतया निश्चीयते । अतो ज्ञानाभावात्केवलं तस्मै ते नमः । जीवस्वरूपान्नमस्कारयोग्यत्वाय सर्ववैलक्षण्यमाह स्वविलक्षणात्मन इति । स्वत एव सर्व विलक्षणः आत्मा यस्येति ॥३८॥

नन्वेवं सति भगवाननर्थहेतुः कथं सेव्य इति चेत्, तत्राह जीवस्येति ।

<u>શ્લોકાર્થ -૩૮ :</u> *પોતાની માયાથી આ જગત રચનાર અને તેનો લય કરનાર આપની ચેષ્ટાને કોણ જાણી શકે? કારણ કે પોતાની સત્તાવાળું હોય તેવું જગત ભાસે છે. તેવા તમને નમસ્કાર હો એવો અર્થ છે. (૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> આ આવું છે એવું યથાર્થ ચરિત્રનું જ્ઞાન હોય ત્યારે ચરિત્રમાં વિરોધનું જ્ઞાન થતાં આશ્ચર્ય થાય પરંતુ તે યથાર્થ જ્ઞાન સંભવતું નથી. કારણ કે કોણ આપની ચેષ્ટા 'આ આવી છે' એમ જાણી શકે? તે નહિ જાણવાનું કારણ 'પોતાની માયાથી આ રચનાર અને તેનો લય કરનાર શબ્દોથી કહેલું છે. કારણ કે માયાની બહાર હોય તે વસ્તુનું અથવા માયાનું ખરૂં સ્વરૂપ જાણે. ભગવાન આખું વિશ્વ માયાથી રચે છે. અને તેનો લય પણ કરે છે. તેથી આ લોક ઐને પરલોકમાં કોઈ પણ માયાનું તત્વ જાણતું નથી.

માયા જાણે ઠરાવેલ પદાર્થ હોવાથી તેનું તત્વ કેમ જણાયેલું નથી? એવી શંકા થાય તેથી પોતાની 'સત્તા હોય તેવું ભાસે છે' શબ્દો યોજેલ છે. કારણ કે જગત સત્તા વગરનું હોવા છતાં પોતાની સત્તાવાળું હોવાનું નિર્ણય થાય છે. તેથી ઈશ્વરનું જ્ઞાન નહિ હોવાથી તેવા આપને માત્ર નમસ્કાર હો. ભગવાન નમસ્કાર કરવા યોગ્ય ગણાય તે માટે 'જેમનું સ્વરૂપ પોતે જ જુદા પ્રકારનું છે.' શબ્દોથી જીવના સ્વરૂપથી તે બધા પ્રકારે જુદા હોવાનું કહે છે. સર્વથી જુદા પ્રકારનું પોતાથી જ જે સ્વરૂપ છે તેવા ભગવાન છે. (૩૮)

એમ હોય તો ભગવાન દુઃખના કારણરૂપ હોવાથી સેવા કરવા કેમ હોઈ

શકે? એવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી કહે છે.

**जीवस्य यः संसरतो विमोक्षणं न जानतोऽनर्थवहाच्छरीरतः।**
**लीलावतारैः स्वयशःप्रदीपकं प्राज्वालयत्त्वा तमहं प्रपद्ये॥३९॥**

यः स्वयशःप्रदीपकं प्राज्वालयत्, तं त्वामहं प्रपद्य इति सम्बन्धः । तदा भगवाननर्थहेतुः स्यात्, यद्यनन्तं संसारं सृजेत्, द्वारभावं वा सर्वथाऽज्ञानं वा। प्रत्युत सर्वपदार्थज्ञानाय स्वयशःप्रदीपकं वेदपुराणेषु प्रसिद्धमवतारं गृहीत्वा प्राज्वालयत् । अन्यथा शब्दैकनिष्ठस्य न कदापि धर्मः प्रसिद्धो भवेत् । भगवन्मायान्धकारे यश एव प्रदीपो भवति, न ज्ञानादि, 'ज्ञानकाशये'ति वाक्यात् । प्रज्वालनहेतवोऽपि न दुःखसम्पाद्याः, किन्तु लीलावताराः । तत्प्रपन्नोयैव प्रज्वालयतीति तं त्वामहं प्रपद्ये॥३९॥

अतो यद्यपि ज्ञात्वैव व्यामोहार्थमज्ञाननाट्यं करोषि, तथापि पृष्टेर्थ उत्तरं दास्ये इत्याह अथापीति ।

શ્લોકાર્થ - ૩૯ : દુઃખ કરાવનાર દેહને લીધે સંસારમાં ભટકતા અને તેમાંથી છૂટવાનું ન જાણતા જીવને માટે લીલાથી લીધેલા અવતારોથી જેમને પોતાના યશરૂપી દીપક પ્રગટાવ્યો છે તેવા આપને હું શરણે આવું છું. (૩૯)

ભાવાર્થ, સુબોધિની : જેમને પોતાના યશરૂપ દીપક પ્રગટાવ્યો તેવા આપને હું શરણે આવું છું. એવો વાક્યનો સંબંધ છે. જો ભગવાન સંસાર અંત વગરનો બનાવે તેમાંથી નીકળવાનું દ્વાર ન રાખે અથવા સંપૂર્ણ અજ્ઞાન રાખે તો ભગવાન દુઃખનું કારણ થાય આથી ઉલ્ટુ જીવને સર્વ પદાર્થનું જ્ઞાન થાય તે માટે ભગવાને વેદ અને પુરાણોમાં પ્રસિદ્ધ અવતારો ધારણ કરીને પોતાના યશરૂપી દીપક પ્રગટાવેલો છે. તેમ ન હોય તો માત્ર શબ્દમાં શ્રદ્ધાવાળાને કોઈ પણ સમયે ધર્મ પ્રાપ્ત થાત નહિ. ભગવાનની માયાથી થયેલા અંધકારમાં ભગવાનનો યશ જ દીપક થાય છે. જ્ઞાન વિગેરે દીપક થતા નથી. ભગવાને લીલાથી લીધેલા અવતારો જ તે પ્રગટાવે છે. ભગવાન શરણે આવેલા માટે આ દીપક પ્રગટાવ્યો છે. તેથી હું આપને શરણે આવું છું. તેથી જોકે જાણતા હોવા છતાં જ મને ઘણો મોહ કરાવવા આપ અજ્ઞાન દેખાડો

છો છતાં પણ જયારે વિષય પૂછ્યો ત્યારે હું ઉત્તર આપીશ એમ કહે છે.(૩૯)

**अथाप्याश्रावये ब्रह्मन् नरलोकविडम्बनम् ।**

**राज्ञः पैतृष्वस्रेयस्य भक्तस्य च चिकीर्षितम् ॥४०॥**

भूमन्निति । तवात्मसङ्गोपनमावश्यकमिति । कथने हेतुः ब्रह्मन्निति । वेदवत्तवाज्ञा सर्वैरेव कर्तुं शक्येति सूचितम् । यदस्मत्सन्तोषार्थं लोककुशलं पृष्टम्, तस्य स्तुतिपरत्वात्तत्रोतरं न दास्यामि, किन्तु पैतृष्वस्रेयस्य युधिष्ठिरस्य चिकीर्षितमाश्रावयिष्ये । राज्ञो हि किकीर्षितं प्रजानां हितकारि भवति, बन्धोर्वन्धूनां भक्तस्य भगवतः चकारात्सर्वेषां हितकारि गुणवतः ॥४०॥

तदेवाह यक्ष्यतीति ।

<u>શ્લોકાર્થ -૪૦ :</u> *છતાં પણ હે બ્રહ્મન ! નરલોકનું અનુકરણ કરનાર આપને આપની ફોઈની 'દીકરા, રાજા અને ભક્ત જે કહે છે તે હું તમને કહું છું.(૪૦)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> હે વ્યાપક ! એમ સંબોધનથી અને હે બ્રહ્મન ! એ સંબોધનથી એમ સૂચવેલું છે કે વેદના જેવી આપની આજ્ઞા બધાથી આચરી શકાય એવી છે. મને સંતોષ થાય તે માટે જ આપે જે લોકનું કુશળ પૂછયું. તે સ્તુતિ કરવા પૂછેલ હોવાથી તેનો ઉત્તર નહિ આપુ પરંતુ આપની ફોઈના દિકરા યુધિષ્ઠિર જે કરવા ઈચ્છે છે તે હું કહીશ. કારણ કે રાજાએ કરવા ઈચ્છેલું પ્રજાનું હિત કરનારૂં છે. બંધુએ કરવા ઈચ્છેલું બંધુનું અને ભકતે કરવા ઈચ્છેલું ભગવાનનું હિત કરનારૂં છે. 'ચ અને' શબ્દથી એમ કહેલું છે કે ગુણવાળા એ કરવા ઈચ્છેલું સર્વનું હિત કરનારૂં છે. (૪૦)

તે યુધિષ્ઠિરે કરવા ઈચ્છેલું નીચેના શ્લોકથી કહે છે.

**यक्ष्यति त्वां मखेन्द्रेण राजसूयेन पाण्डवः ।**

**पारमेष्ठ्यकामो नृपतिस्तद्भवाननुमोदताम् ॥४१॥**

त्रिधा हि यज्ञकृतिः, फलार्था भौतिकी, शुद्ध्यर्थाध्यात्मिकी, भगवदर्थाधिदैविकीति । 'यज्ञेन यज्ञमयजन्ते'ति श्रुत्या सैव निरूपिता। तत्र

प्रतिबन्धकनिवृत्तिः भगवतैव कर्तव्या, इज्यान्तराभावादित्यभिप्रेत्याह त्वां यक्ष्यतीति । 'यज्ञो वै मख' इति श्रुतेः । आधिदैविक एव यज्ञो मखो भवति। प्रकरणवशात् क्षतियस्य राजसूयादन्यः यज्ञः श्रेष्ठो नास्तीति । उपरतानां क्षत्रियाणां ब्राह्मणानामेव दीर्घसत्रेष्वधिकारात् । महति च बहवो विघ्नाः । (तदा,) यदा कडाचित् तादृशी सेवा नियतकालसाधनसम्पत्तौ भवति। सा सम्पत्तिः परमेष्ठिन एव, नान्यस्य इति पारमेष्ठ्यकामः । अन्तस्तथा सेवायामनधिकारमाह नृपतिरिति। तत्रेज्यानुमतिः प्रयोजिका, तदभावे तोषाभावात् । देवतातः फलमिति पक्षे न फलं कर्मणः । कर्मणः फलमित्यपि पक्षे देवताप्रीतिः साधनत्वेन सिद्धेति तदभावे न फलम् । 'तृप्त एवैनमिन्द्रः प्रजया पशुभिस्तर्पयती'ति श्रुतेः । अतः पूजायां पूज्यानुमोदनमावश्यकमिति भवाननुमोदताम् । इदमनुमोदनं समीपे स्थित्वा । पूजापूजययोः देशान्यत्वासम्भावात् । अनेनैव यशः स्वर्गहेतुभूतमन्तःकरणशुद्धिश्च भविष्यतः ॥४१॥

अत एकेनैव वैविध्यमपि सेत्स्यतीत्यभिप्रायेणाह तस्मिन् देव इति द्वाभ्याम् ।

श्લોકાર્થ -૪૧ : ચક્રપતિપણાને ઈચ્છતો રાજા પાંડવ, ઉત્તમ રાજસૂય યજ્ઞથી આપની પૂજા કરશે. આપ તેને અનુમોદન આપો.(૪૧)

ભાવાર્થ, સુબોધિની : ફલ પ્રાપ્ત કરવા આધિભૌતિક, શુદ્ધિ પ્રાપ્ત કરવા અધ્યાત્મિક એમ ત્રણ પ્રકારે યજ્ઞ કરવામાં આવે છે. યજ્ઞથી યજ્ઞની પૂજા કરી 'શ્રુતિમાં તે આધિદૈવિક યજ્ઞ જ કહેલ છે. 'તેમાં વિઘ્નો દૂર કરવાનું ભગવાને કરવું જોઈએ' કારણ કે તેમાં બીજા કોઈની પૂજા કરવાની હોતી નથી. એવા અભિપ્રાયથી 'આપની પૂજા કરશે' એમ કહેલું છે. એ શ્રુતિ પ્રમાણે આધિદૈવિક યજ્ઞ જ મખ છે. ક્ષત્રિય માટે રાજસૂયથી બીજો કોઈ ઉત્તમ યજ્ઞ નથી. કારણ કે લાંબો યજ્ઞો કરવાનો અધિકાર બ્રાહ્મણોને અને સંસારનો ત્યાગ કરેલા ક્ષત્રિયોને જ છે. વળી મોટા યજ્ઞોમાં ઘણા વિઘ્નો થાય છે. 'પાણ્ડવ' શબ્દથી એમ જણાવેલ છે કે પાંડુના વચનને લીધે યજ્ઞ અવશ્ય

કરવો જોઈએ. જો હર કોઈ સમયે મુકરર કહેલા કાલે સાધન પ્રાપ્ત થતાં ભગવાનની તેવી સેવા કરવી જોઈએ તે થઈ શકે તો પ્રાણીએ ભગવાનની તેવી સેવા કરવી જોઈએ. તે સાધનોની પ્રાપ્તિ ચક્રવર્તિને જ થાય છે. બીજાને થતી નથી. તેવી સેવા કરવાનો તેને અધિકાર નથી. તેવી સેવામાં જેનું પૂજન કરવાનું છે. તેમની સંમતિ જરૂરની છે. કારણ કે તે ન મળે ત્યાં સુધી સંતોષ થતો નથી. 'ફલ દેવતા પાસેથી મળે છે' એવા મત પ્રમાણે કર્મ ફલ આપતું નથી. 'કર્મથી ફલ મળે છે.' એવા મત પ્રમાણે આ દેવતાની પ્રસન્નતાથી સાધન તરીકે પ્રસિદ્ધ હોવાથી 'તૃપ્ત થયેલો જ ઇંદ્ર આને પ્રજા અને પશુઓથી તૃપ્ત કરે છે. એ શ્રુતિ પ્રમાણે તેના વિના ફલ મળતું નથી. તેથી પૂજામાં જેમનું પૂજન કરવાનું છે તેનું અનુમોદન જરૂરી હોવાથી આપ તેને અનુમોદન આપો. અનુમોદન સમીપ રહીને આપવાનું છે કારણ કે જેમની પૂજા કરવામાં આવે છે તે જુદાજુદા પ્રદેશમાં હોવાનું સંભવતુ નથી.(૪૧)

આપ સમીપ પધારી સ્વર્ગના કારણરૂપ યજ્ઞ અને અન્તઃકરણની શુદ્ધિ પ્રાપ્ત થશે તેથી એકથી જ ત્રણે પ્રકારે યજ્ઞ થશે એવા અભિપ્રાયથી નીચેના બે શ્લોકથી કહે છે.

**तस्मिन् देव क्रतुवरे भवन्तं वै सुरादयः ।**
**दिदृक्षवः समेष्यंति राजान्श्च यशस्विनः ।।४२।।**

कीर्तिर्लोकद्वये राजभिर्देवैश्च भवति । तत्र यद्यपि भागाभावात् यागार्थं देवानामनागमनेऽपि त्वां दिदक्षवः समेष्यन्ति । राजानश्च स्पर्धिनोऽपि । कौतुकार्थमागमने तु न यश इति । देवेति सम्बोधनम् । कतुवरे यथा महोत्सवे देवदर्शनं महोत्सवकर्तुर्यशस्करं भवति । यशस्विन इति। तेषामपि यशोऽत्र मिलितं भवतीत्युक्तं भवति । आदिशब्देन सिद्धादयोऽपि ।।४२।।

प्रसङ्गादेव शुद्धिमप्याह श्रवणादिति ।

*<u>શ્લોકાર્થ -૪૨ :</u> હે દેવ ! તે ઉત્તમ યજ્ઞમાં આપના દર્શનની ઈચ્છાવાળા દેવો વિગેરે અને યશસ્વી રાજાઓ પણ આવશે.(૪૨)*

ભાવાર્થ, સુબોધિની : રાજા અને દેવોથી બે લોકમાં કિર્તિ થાય છે. જો કે યજ્ઞમાં ભાગ મળવાનો નહિ હોવાથી દેવો બલિ લેવા આવવાના નથી. છતાં પણ આપના દર્શનની ઈચ્છાથી આવશે. રાજાઓ હરિફાઈ કરનારા હોવા છતાં આવશે. કારણ કે જો માત્ર આનંદ માટે આવવાના હોય તો તે યશ પ્રાપ્ત ન થાય. હે દેવ ! સંબોધનથી જેમ મોટા ઉત્સવમાં દેવનું દર્શન મોટો ઉત્સવ કરનારને યશ કરાવનારૂં થાય છે. તેમ ઉત્તમ યજ્ઞમાં આપનું દર્શન યુધિષ્ઠરને યશ કરાવનારૂં થશે. 'યશસ્વી' વિશેષણથી એમ કહેલું છે કે તે રાજાઓનો યશ પણ અહીં યુધિષ્ઠિરના યશમાં ભેગો થશે. સિદ્ધો વિગેરે પણ આવશે. (૪૨)

પ્રસંગથી શુદ્ધિ પણ થશે. તે નીચેના શ્લોકથી કહે છે.

**श्रवणात्कीर्तनाद्ध्यानात्पूयन्तेऽन्तेवसायिनः।**
**तव ब्रह्ममयस्येश किमुतेक्षाभिमर्शिनः ॥४३॥**

प्रमाणवले आदौ श्रवणकीर्तनस्मरणान्येवोक्तानि । ध्यानमेकाग्रतया स्मरणम् । एवं भक्ता एव कर्मत्यागादिभिः तथात्वमापन्नाः पूर्ववासनया श्रवणादिना तद्दोषं परिहरन्तीति केचित् । अन्यथाप्यन्तेवसायिनां श्रवणादिना तद्दोषं परिहरन्तीति केचित् । अन्यथाप्यन्तेवसायिनां श्रवणादिसम्भवे तादृशजन्मसम्पादकदोषनाशक इति विमर्शः । तवेति सम्मत्यर्थं युष्मच्छब्दप्रयोगः । प्राकृतबुद्ध्या श्रवणादौ मर्यादामक्तानां मते प्रमेयवलाभावात् न फलम् । अन्यथा सर्वेषामेव नाम्नां भगवद्वाचकत्वात् कस्यापि वन्धो न स्यात् । तत आह ब्रह्ममयस्येति । ब्रह्मप्रचुरस्य परमानन्दमूर्तेः सच्चिद्रूपप्राचुर्यात् सर्ववेदमयस्य वा । ईशेति । शुद्धौ सामर्थ्यम् । ईक्षाभिमर्शनं प्रमेयबलम् । साक्षात्कारसम्बन्धौ हि फलरूपाविति तत्सिद्धौ साधनसिद्धिर्नान्तरीयकेति कैमुतिकन्यायेनाह किमुतेति । अन्तेव-सायिव्यावृत्त्यर्थमीक्षाभिमर्शयोः सहप्रयोगः ॥४३॥

भगवद्दर्शनादे शोधकत्वं कैमुतिकन्यायेन वक्तुं चरणोदकस्य माहात्म्यमाह यस्यामलमिति ।

શ્લોકાર્થ-૪૩: હે ઈશ ! બ્રહ્મમય આપના શ્રવણ, કિર્તન અને ધ્યાનથી ચાંડાલો પવિત્ર થાય છે. તો પછી જેઓને આપનાં દર્શન અને સંબંધ હોય તેઓનું તો કહેવું જ શું?(૪૩)

ભાવાર્થ, સુબોધિની : પ્રમાણ બલમાં આરંભમાં શ્રવણ, કિર્તન અને સ્મરણ જ કહેલા છે. ધ્યાન એટલે એકચિત્તથી સ્મરણ. કેટલાક એમ કહે છે કે કર્મનો ત્યાગ કરવાથી તેવા ચાંડાલપણાને પામેલા ભકતોજ પહેલાની વાસનાને લીધે શ્રવણ વિગેરેથી તે દોષને દૂર કરે છે. તેમ ન હોય તો ચાંડાલોને ભગવાનના શ્રવણ વિગેરે થાય ત્યારે ભગવાન તેવા દોષનો નાશ કરે છે. એવો નિર્ણય છે.'આપના' એમ ભગવાનની સંમતિ મેળવવા 'આપ' શબ્દ યોજેલ છે.

મર્યાદા ભકતોના મત પ્રમાણે ભગવાન પ્રાકૃત છે. એવી બુદ્ધિથી શ્રવણ વિગેરે કરવામાં આવે ત્યારે ભગવાનનું પ્રમેય બલ નહિ હોવાથી ફલ મળતું નથી. તેમ ન હોય તો બધાંએ નામનો અર્થ ભગવાન થતો હોવાથી કોઈનો પણ બંધુ ન હોય ન રહે. તેથી 'બ્રહ્મમય' વિશેષણ યોજેલું છે. બ્રહ્મથી ભરપુર પરમાનંદરૂપ મૂર્તિવાળા અથવા સચ્ચિદાનંદ રૂપથી ભરપુર હોવાથી સર્વદા વેદોથી ભરપુર એવા આપના શ્રવણથી પવિત્ર થાય છે. હે ઈશ! એ સંબોધનથી શુદ્ધ કરવાનું આપનું સામર્થ્ય બતાવ્યું છે. ભગવાનના દર્શન અને સંબંધ એ પ્રમેયબલ છે. કારણ કે દર્શન અને સંબંધ ફલરૂપ છે. તેથી તે પ્રાપ્ત થતાં સાધન પ્રાપ્ત કરવાનું જુદું રહેતું નથી એમ જેઓને આપનાં દર્શન અને સંબંધ હોય તેઓનું તો કહેવું જ શું? એવા કૌમુતિક ન્યાયથી કહે છે. ચાંડાલોનો આમાં સમાવેશ નથી એમ જણાવવા દર્શન અને સંબંધને એક સાથે કહેલા છે.(૪૩)

ભગવાનના દર્શન શુદ્ધ કરનારાં છે એમ કૌમુતિક ન્યાયથી કહેવા ચરણોદકનું મહાત્મ્ય નીચેના શ્લોકથી કહે છે.

**यस्यामलं दिवि यशःप्रथितं रसायांभूमौ च ते भुवनमङ्गल दिग्वितानम् ।**

**मन्दाकिनीति दिवि भोगवतीति चाधो गङ्गेति चेह चरणाम्बु पुनाति विश्वम् ॥४४॥**

भगवतः कीर्तिद्वयं तीर्थरूपं चरणद्वयान्निर्गतं भक्तानां हितार्थम् ।

तत्रैकममलं यशः दिवि । रसायां भूमौ च प्रथितम् । सर्वाणि कर्माणि दोषसहितानीति 'सर्वारम्भा हि दोषेणे'ति वाक्यादवगत्याह अमलमिति । सन्नियोगशिष्टदोषरहितगुणत्वाद्भगवतः। अतो भगवान् सर्वभुवनेषु मङ्गलरूपः, भुवनमङ्गलत्वाद्वा । तत्रत्यानां यशोगानं लोकत्रयेऽपि । प्रान्तभावेषु तदभावमाशङ्क्याह दिग्वितानमिति । दिशामाच्छादकम् । द्वितीयमाह मन्दाकिनीति । दिवि मन्दाकिनी, अधो भोगवती, पृथिव्यां गङ्गेति चरणाम्बुकमण्डलुसम्भूतं विश्वं पुनाति ॥४४॥

एवमुभयोर्दूतनारदयोः स्वस्वार्थं प्रार्थनायां यज्जातं तदाह तत्र तेष्विति।

श्लोकार्थ-४४ : હે ભુવનોના મંગલરૂપ ! જેમનો પવિત્ર દિશાઓને ઢાંકી દેનાર યશ સ્વર્ગમાં પાતાલમાં અને ભૂમી પર પ્રસરેલો છે. તેવા આપનું ચરણોદક સ્વર્ગમાં મંદાકિની નામથી, પાતાલમાં ભોગવતી નામથી અને અહીં ગંગા નામથી વિશ્વને પવિત્ર કરે છે.(૪૪)

ભાવાર્થ, સુબોધિની : ભગવાનના બે ચરણોમાંથી ભકતોનું હિત કરવા માટે તીર્થરૂપ બે કિર્તિઓ નીકળેલી છે. તે પૈકી એક પવિત્ર કિર્તિ સ્વર્ગમાં, પાતાલમાં અને ભૂમી ઉપર પ્રસરેલી છે. 'સર્વ કાર્યનો આરંભ દોષોથી થાય છે.' એ વાકયથી સર્વ કર્મો દોષવાળાં છે. 'પવિત્ર' વિશેષણ કહેલું છે. કારણ કે ભગવાન પોતાના સંબંધથી શેષ રહેલા દોષ દૂર કરનાર અને ગુણ આપનાર છે. તેથી ભગવાન સર્વ ભુવનોમાં મંગલરૂપ છે. અથવા ભગવાન ભુવનોમાં મંગલરૂપ હોવાથી ત્રણે લોકમાં ત્યાંના લોકો તેમના યશનું ગાન કરે છે. 'લોકના છેડાના ભાગમાં તે ગાન થતું નહિ હોય' એવી શંકામાં 'દિશાઓને ઢાંકી દેનાર' વિશેષણ યોજેલું છે. ભગવાનનો યશ દિશાઓને ઢાંકી દેનારો હોયછે.

ઉત્તરાર્ધથી બીજી કીર્તિ કહેલી છે. સ્વર્ગમાં 'મંદાકિની', પાતાલમાં 'ભોગવતી' અને પૃથ્વી ઉપર 'ગંગા' નામથી ભગવાનનું ચરણોદક કમંડલુ સમાન વિશ્વને પ્રવિત્ર કરે છે.(૪૪)

એવી રીતે રાજાઓના દૂત અને નારદે પોત પોતાના પ્રયોજનવાળી પ્રાર્થના કરી ત્યારે જે થયું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच-तत्र तेष्वात्मपक्षेष्वगृह्णत्सु विजिगीषया।**
**वाचःपेशैः स्मयन्भृत्यमुद्धवं प्राह केशवः ॥४५॥**

तत्र प्रसङ्गे अन्यतरदेशगमने । तेषु तत्रत्येषु सहायभूतेषु । विजिगीषया गृणत्सु सत्सु जरासन्धवधार्थमेव गन्तव्यमिति लौकिकबुद्धेः प्राथम्यात् नारदेष्टाकरणे सति। उभयसमाधानार्थं स्वस्य मध्यस्थत्वात् उभयमताभिज्ञं उद्धवं ब्रह्मविशवयोरपि नियन्ता सुखदाता च वचनोत्तमैः प्राह स्मयेन तमपि मोहयन् वाङ्माधुर्यात्सादरं श्रृणुयात् । अन्यथा सर्वेश्वरत्वं जानातीति न श्रृणुयादपि । नारदहिताकरणे ब्रह्मपक्षहानिः, जरासुखदा न भवतीति तदभिज्ञमुद्धवं सर्वसम्मतं बोधयामास ॥४५॥

**भगवद्वाक्यमाह त्वं हि न इति।**

<u>શ્લોકાર્થ -૪૫ :</u> *તે પ્રસંગે તે પોતાના પક્ષવાળાઓ જીતવાની ઈચ્છાથી બોલતા ન હતા. ત્યારે હાસ્ય કરતાં કોમલ વાણીથી કેશવે ઉદ્ધવને નીચે પ્રમાણે કહ્યું.(૪૫)*

<u>ભાવાર્થ, સુબોધિની :</u> 'જરાસંધના વધ માટે જ જવું જોઈએ' એવી લૌકિક બુદ્ધિ પ્રથમ થતી હોવાથી નારદનું ઈચ્છેલું થાય એમ ન હતું. તેથી પ્રસંગે એટલે ત્યાં રહેલા સહાય કરનારાઓ જરાસંધને જીતવાની ઈચ્છાથી કોઈ બોલતા ન હતા. તેથી પોતે સમાન દષ્ટિવાળા હોવાથી બંને પક્ષનું સમાધાન થાય તે માટે બ્રહ્મા અને શિવને પણ વશ રાખનાર અને સુખ આપનારાએ બંને મતોને જાણનાર ઉદ્ધવને ઉત્તમ વચનોથી નીચે પ્રમાણે કહ્યું.

તે ઉદ્ધવને પણ હાસ્યથી મોહ ઉત્પન્ન કરતાં કહ્યું. વાણીના મધુરપણાને લીધે તે આદર સહીત સાંભળે, તેમ ન કરે તો શ્રીકૃષ્ણ સર્વના ઈશ્વર હોવાનું તે જાણતો હોવાથી ભગવાનનું આવું વચન તે સાંભળે પણ નહિ. નારદનું હિત કરવામાં ન આવે તો બ્રહ્મપક્ષની હાની થાય અને જરાસંધનો વધ કરવામાં આવે એટલે મહાદેવના પક્ષનો નાશ થાય તેથી પરિણામે યજ્ઞ માટે જ પધારવાનું થાય. તેથી અંગ અને મુખ્યમાં વિરોધ થતાં કીડા સુખ આપનારી ન થાય તેથી તે વિષયમાં પ્રવિણ સર્વની પ્રશંસા પામેલા ઉદ્ધવને નીચે પ્રમાણે

જણાવ્યું. (૪૫)

નીચેના શ્લોકમાં ભગવાનના વચન કહે છે.

**श्रीशुक उवाच-त्वं हि नः परमं चक्षुः सुहृन्मन्त्रार्थतत्त्ववित्।**
**अथात्र ब्रूह्यनुष्ठेयं श्रद्दध्मः करवाम तत् ॥४६॥**

सर्वज्ञस्य स्वत एव ज्ञात्वा करणमुचितम्, नत्वसर्वज्ञस्य वाक्यात्। व्यामोहकत्वं वा स्यात् । अतस्तत्परिहारार्थमुद्धवं स्वावयवत्वेन निरूपयति त्वं नश्चक्षुरिति। आधिदैविकं परमानन्दरूपम्, चक्षुषश्चक्षुर्वा। तस्यैवायमवतार इति। लोकोक्तिश्च 'मन्त्री ज्ञानचक्षु'रिति। अतो न इति बहुवचनम् । केवलं शास्त्रपरतां वारयितुमाह सुहृदिति । पर्यवसानज्ञानमाह । मन्त्रार्थस्य फलस्य तत्त्वं पर्यवसानं वेत्तीति । अथ अतः कारणादत्रार्थे अनुष्ठेयं ब्रूहि। उभये वयं श्रद्दध्मः । तदेव च करवाम । अन्यतरस्याप्यश्रद्धां करणाभावं च वारयति ॥४६॥

तत उद्धवो महामन्त्री तद्वाक्यममोहकं मत्वा उत्तरकथनार्थमुद्युक्त इत्याह इत्युपामन्त्रि इति ।

<u>શ્લોકાર્થ -૪૬ :</u>તું તમારા મુખ્ય ચક્ષુરૂપ મિત્ર અને મંત્રણાનું ફલનું પરિણામ જાણનારો છે. તેથી આ વિષયમાં કરવા યોગ્ય હોય તે કહે. અમે તેમાં શ્રદ્ધા રાખીશું અને તે પ્રમાણે કરીશું.(૪૬)

<u>ભાવાર્થ, સુબોધિની :</u> જે સર્વ જાણનાર છે તેમને પોતાથી જ જાણીને કાર્ય કરવુંયોગ્ય છે. પરંતુ સર્વ જાણનાર ન હોય તેવાના કહેવાથી કરવું યોગ્ય નથી. અને તે કરવાથી ઘણો મોહ કરાવનાર થવાય. તેથી તેવું ન થાય તે માટે 'તું અમારા ચક્ષુરૂપ છે' શબ્દોથી ઉદ્ધવને પોતાના અવયવ તરીકે જણાવે છે. મુખ્ય એટલે આધિદૈવિક અથવા પરમાનંદરૂપ ચક્ષુ છે. અથવા ચક્ષુનું ચક્ષુ છે. કારણ કે આ ઉદ્ધવ તેના ચક્ષુના ચક્ષુનો અવતાર છે. મંત્રી જ્ઞાન ચક્ષુ છે. એવી લોકમાં કહેવત પણ છે. તેથી 'અમારા' એમ બહુવચન યોજેલું છે. માત્ર શાસ્ત્ર દૃષ્ટિથી આ કહેલું નથી એમ જણાવવા 'મિત્ર' શબ્દ યોજેલો છે. 'મંત્રણાના ફલનું પરિણામ જાણે છે' એમ તેને પરિણામનું જ્ઞાન હોવાનું કહે છે. તે કારણથી આ વિષયમાં કરવા યોગ્ય નહિ રહે. (૪૬)

